# ગ્રામ નવરચના

તંત્રીઓ : ઈશ્વરભાઈ મો. દવે : જયમલ્લ પરમાર

ઓકટોબર-નવેમ્બર ૧૯૭૭ સળંગ અંક ૫૭૧-૭૨



"Public Opinion is a weak tyrant Compared with our private opinion. What a man thiks of himself, that it is which determines or rather indicates his fate."

Henrey David Thoreau –



With best compliments
from

‘Everyone has his superstitions, One of mine has Always been when I started to go any where or to do anything never to turn back or to stop until the thing intended was accomplished”

Ulysses S. Grant



"What happiness is, no one can say for another, But no one, I am convinced, can be happy who lives only for himself. The joy of living comes from immersion In, something that we know to be bigger, better, more enduring and worthier than we are.

– John Mason Brown



# ઊર્મિનવરચના : દીપોત્સવી વિશેષાંક : 'ભરત – કંડાર'

## તંત્રીઓ : ઈશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૮ : ઓકટોબર-નવેમ્બર : અંક ૭-૮ : સળંગ અંક ૫૭૧-૭૨





મુખપૃષ્ઠનું ચિત્ર : ઊલેચ (કાઠી શાખા) ખોડીદાસ ભા. પરમાર

ચિત્ર સમજૂતિ : વચ્ચોવચ્ચ સૂરજગલઃ બે 'કદંબવૃક્ષ' માથે મોરલા અને પંખી : નીચે વાંદરા : ચારે છેડે ચાર બાજઠઃ વલોણા, હાથીનો હોદ્દો, ઘોડા ને ઘોડેસ્વાર

## તંત્રીસ્થાનેથી :-

૯, ચેતન સોસાયટી :
અમદાવાદ 380 007
ફોન : 76

રંગ હો, રોશની હો, લાલી હો, ખીલતી ચોતરફ ખુશાલી હો,
વર્ષ આ ઊઘડે નવું ને નવું, રાત-દિન તાઝગીની તાલી હો,

આસો સુદ એકમના — નવરાત્રીના અખંડ દીપ-થી શરૂ થઈ ભાઈના હૈયામાં હેતના અમી ઊભરાવતી બહેનના વિસામા સમી ભાઈબીજ સુધીના એક મહિનાના એકધારા ઉત્સવ ઊજવતા ઉત્સવ-ઘેલા આપણા સમાજને આ નવા વર્ષે અમે વધાવીએ છીએ—અભિનંદીએ છીએ. શ્રી મકરંદભાઈ દવેની ઉપરોક્ત બે પંક્તિમાં રંગથી—રોશનાથી—નવજીવનની તાઝગીથી—ખુશાલીથી અને નવા વર્ષની ઊઘડતી ઉષાની લાલીથી.

આપણાં નૃત્યો—લોકનૃત્યો ને નાટ્ય આપણને મળ્યાં છે નટરાજ મહાદેવ તરફથી. એની જટાને શોભાવે છે પેલી બીજની કલા. બીજ એટલે દ્વિજ. દ્વિજ એટલે નવો અવતાર. સુંદરતાને અવતરવાની ઈચ્છા થાય છે ત્યારે તે કલાના નવા અવતારે જન્મે છે, લોકોની સુંદરતા લોકોની કલારૂપે જન્મી છે. એ લોકકલામાં ખુમારીભર્યા મસ્તજીવનના માંગલ્યનું અભિવાદન રહેલું છે. રૂપ અને શીલનું સહિયારૂં સ્વરૂપ એમાંથી નિતરે છે. જીવનકલાની મહેકથી એ મઘમઘે છે. ભરત-ગૂંથણની કલાના ટાંકે ટાંકે એની કલાધરિત્રીના મુદિત-મંગલ દર્શન થાય છે.

ભરત-ગૂંથણના પ્રત્યેક ટાંકે માર્દવતાભરી માવજત આપનાર એ કોમલાંગી વજ્રશી કઠોર બનીને કયારેક ડાકુઓને ડારતી નજરે પડે છે, તો કયારેક કરપીણીમાં કરૂણા રેલાવતી નિહાળાય છે. કયારેક પ્રેમ-ધર્મનો ભવ્યોદાત્ત પાઠ શીખવતી નજરે ચડે છે, તો કયારેક લાંબા વિયોગે ઝૂરતી છતી અસીધારે રૂપ-શીલનાં રખોપાં કરતી નજરે ચડે છે. જેમ જેમ સંસારના વાવાઝોડાં વીંઝાય તેમ વધુને વધુ સ્વસ્થ બનતી લોક-જીવનના કેન્દ્રસ્થાને અડગપણે તે ઊભેલી દેખાય છે.

પ્રણયમાં જેવી ગાંડીતુર એવી જ વાત્સલ્યનાં મહાપૂર ઉમટાવતી એક જનની-એક નારી-એક ભગીની એક જાયા— સંસારની કરવતે વહેરાયે જતી છતાં વનરાઈની ક્ષમતાથી મ્હેક પામતી ઊભી છે. ઊભી છે કલાના મર્મસ્થાને વીજળીના ઝબકારે મોતી પરોવતી જીવનની એ કલાધરિત્રી. એના કલાવિધાયક આત્માએ જીવનનાં સમગ્ર વ્યવહારને કલાવિભુષિત કરી આપેલ છે. પછી એ જીવનનો સૂક્ષ્મ વ્યવહાર હોય કે દેહશણગાર, ગૃહશણગાર હોય કે પશુશણગાર, પણ એના જીવનામાં કલા અને કવિતા સિવાયનું અણુમાત્ર ખાલી નથી.

લોકજીવનમાં સાહસ, શૌર્ય, સેવાભાવ, ખુમારી અને ઊર્મિનાં તુમુલ સંઘર્ષ ન હોત તો આર્દ્રતા અને કરૂણાના સંસ્કાર એમાં ન ઊતર્યા હોત. કરૂણા અને આર્દ્રતા સિવાય કવિતા અને કલા જન્મતી નથી. લોકજીવનનું કલાસર્જકબળ એ દોર માથે નાચતા નટડાઓનું પરાધીન પરાક્રમ નથી. એ તો સ્વાધીન શક્તિમાંથી જન્મલો લોકસંસ્કાર છે. એની એ કલાધરિત્રીને —વસુંધરા સમી દેવી ભગવતીના ચરણકમળમાં જેનું છે તે આ વિશેષાંક રૂપે જ અર્પણ કરીએ છીએ.

લોકજીવનની આ કલાધરિત્રી અને અન્ય કલાધરોની કળા પુનર્જન્મ પામી એ કળાને ચિત્ર, તસ્વીર અને શબ્દમાં આળેખનાર આ અંકના સર્જક—સીતારાઓમાં-ચિત્રકારો, તસ્વીરકારો ને લેખકોમાં. કલાની એમની ભકિત, એમની શકિત અને એમની સૌંદર્યલક્ષી દષ્ટિ સિવાય આ અંકનું સર્જન જ શકય ન બનત. અમે તો 'ભરત અને કંડાર'ના આ અંકરૂપે એમની સર્જક પ્રતિભાને લોકો સુધી પહોંચાડનાર ટેલવા માત્ર છીએ.

આ અંક સાર્થ બન્યો કુટુંબીજનોના, આપ્તજનોના સચિંત સહકારથી, સ્વજન જેવા જ સ્નેહીઓના સાથથી, ગ્રાહકોથી, ચાહકોથી, વિજ્ઞાપકો અને વાચકોથી અને વાચકોની રસિકતા અને લાગણીથી, સુરૂપ મુદ્રિકાના સંચાલક અને કર્મચારીગણની આત્મીયતાભરી ચિંતા અને ચિવટથી. એ સૌના અંતરના આભાર સાથે નવું વર્ષ સૌને સુખરૂપ નિવડો એવી શુભેચ્છા સાથે.

ઇશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર

ભરત-કંડારના વિશેષાંકના

# ચિત્ર, તસ્વીર અને શબ્દના સર્જક-ચિતારા

જયમલ્લ પરમાર

૧૯૭૬ના વર્ષમાં વિશેષાંક માટે શ્રી. ખોડીદાસ પરમારે લોકજીવનમાં 'ભરત-કંડાર'નો વિષય સૂચવેલો. બન્ને વિષયો ભરચક ચિત્ર-સામગ્રી માગતા હતા. દર વર્ષે એક વિશેષાંક દસહજાર રૂપિયા માગતો. 'ભરત-કંડાર'ના વિષયના ખર્ચનો તો અંક લાગે, કારણ કે ભરતથી વિશેષ કંડારના નમૂના વિશેષ સૂક્ષ્મ અને વિશેષ કલાત્મક રેખાંકનો માગે. પત્થર, માટી, લાકડું, ધાતુ, ખનીજ, વનસ્પતિનો રસ, રેસા ને કૂથ્થાની આખી સૃષ્ટિને આવરવી પડે.

તે છતાં ૧૯૭૬માં 'ભરત અને કંડાર' અંગે લેખો અને તસ્વીરો મેળવવા ઠીક ઠીક પ્રયાસો કર્યા. પણ એમાં જોઈએ તેવી સફળતા ન મળી. એથી એ અંક મુલતવી રાખ્યો ને ચાલુ વરસે જ્યાંથી છોડી દીધેલા ત્યાંથી નવેસરથી પ્રયત્નો શરૂ કર્યા.

## લોકકળાનો સ્થળ-બદલો

આપણાં મ્યુઝિયમો તો આ ભરત-કંડારના ઉચ્ચ નમૂનાઓથી અલંકૃત થયેલાં જ છે. આપણા શ્રીમંત-શોખીનોના મહાલયોમાં એની મબલખ સામગ્રી ખડકાણી છે. આર્ટ્સ અને ક્રાફ્ટસ જેવાં સરકારી ખાતાંઓ, કલારસિકો, કલા સાથે સંબંધ ધરાવતી ઔદ્યોગિક સંસ્થાઓ ને કારખાનાં તથા કલા સાથે સંબંધિત સંસ્થાઓમાં પણ ભરત-કંડારની સામગ્રી ભરી પડી છે. એને નીરખવાનો લાભ સંબંધિતો, શ્રીમંતો, શિક્ષિતો ને શહેરીજનોને મળે છે, પણ જેની પાસેથી આ બધી કલાસમૃદ્ધિ મેળવી છે એમને નથી મળતો. 'ઊર્મિનવરચના'નો એક પ્રયત્ન રહ્યો છે કે જેની આ સમૃદ્ધિ છે ત્યાં સુધી એમની કલાનાં આજનાં નવતર મૂલ્યો શકય તેટલાં પહોંચાડતાં રહેવાં.

## 'એમ્બ્રોયડરી એન્ડ બીડવર્ક ઓફ કચ્છ એન્ડ સૌરાષ્ટ્ર'

૧૯૫૭માં હું જ્યારે 'આપણી લોકસંસ્કૃતિ' ઉપર પુસ્તક લખવા બેઠેલો ત્યારે એક હજાર પાને પૂરું કરવાની પૂરી તૈયારી સાથે બેઠેલો. પણ ૪૦૦ પાનાંએ પહોંચ્યો ત્યાં સંજોગો મને બીજા જ ક્ષેત્રમાં ઉપાડી ગયા ને ઓહા જમની અવદશામાં મુકાયો. ત્યારે જ વિચારેલું કે એ લોકસંસ્કૃતિના એક એક વિષય ઉપર એકએક પુસ્તક લખીશ. એવા સમયની રાહ જ જોતો રહ્યો. સંજોગાનુસાર એવી શકયતા ન ઊભી થઈ, પણ 'ઊર્મિનવરચના' દ્વારા લોકસંસ્કૃતિના એક એક વિષયને રજૂ કરવાનો અવકાશ ઊભો થતો ગયો. દરમિયાન લોકસાહિત્યના ક્ષેત્રે તેજસ્વી જુવાનો આગળ આવતા જ રહ્યા છે.

અંગ્રેજીભાષામાં ૧૯૬૨માં કચ્છ અને સૌરાષ્ટ્રના હીર અને મોતીભરતનું રૂપે રંગે અપરૂપ પુસ્તક બહાર પડયું. એના સર્જકો હતા શ્રી. જયેન્દ્ર નાણાવટી, શ્રી. મણિભાઈ વોરા અને શ્રી. મધુસુદન ઢાંકી. પ્રમુખ પુરૂષાર્થ શ્રી. મણિભાઈ વોરાના કલામર્મજ્ઞ અને પુરાતત્વ-વિદ્ શિષ્ય શ્રી. મધુસુદન ઢાંકીનો હતો. એમને ખૂબ ખૂબ અભિનંદન આપ્યાં. એ અંગ્રેજીમાં તૈયાર થયેલ ગ્રંથથી દેશ-પરદેશમાં આપણી કલાની નામના વધે પણ જ્યાં સુધી માતૃભાષામાં એવું પુસ્તક બહાર ન પડે ત્યાં સુધી ન એના લોકકલાકાર સુધી એ પહોંચે, ન એની કલાની કદર આપણા લોકો વચ્ચે બુઝાય.

## 'સૌરાષ્ટ્રનું લોકભરત'

એ કાર્ય ૧૯૬૮માં શ્રી. ખોડીદાસ પરમારે 'સૌરાષ્ટ્રનું લોકભરત' નામે પુસ્તક તૈયાર કરીને કર્યું. સંગીતમાં જેમ ગીત નૃત્ય અને વાદન સમાયેલાં છે તેમ ખોડીદાસની રેખામાં સાહિત્ય, કલા અને સંસ્કૃતિ સમાયેલાં છે. એમની રેખા લોકકલાની સાહિત્યિક સમજૂતી અને લોકગીતોના સ્વરોની સાથે સાથે આવે છે. એ લોકજીવનનો-લોકકળાનો ચિતારો છે. એની કળાએ લોકજીવનની ઘુંટાયેલી ઘટ્ટ અને ધીંગી રેખાઓ

પકડી છે. મારા જીવનના જે અભિલાષ હતા એવા એવા વિષયો ઉપર એક પછી એક ગ્રંથો તેઓ આપતા રહ્યા છે. ખાસ કરીને 'સૌરાષ્ટ્રનું લોકભરત,' 'ધોળ-મંગળ' અને હવે રાસની મીમાંસા ઉપર જે પુસ્તક પ્રગટ થવાનું છે તે પણ. એમાં એમનો ઊંડો અભ્યાસ, આંતરસૂઝ અને કલાનો પ્રાણ પ્રગટતાં જ રહે છે.

## 'લોકજીવનનાં મોતી'

લોકસાહિત્યના ક્ષેત્રે બીજો તેજસ્વી સિતારો શ્રી. જોરાવરસિંહ જાદવનો ચમકી રહ્યો છે. તાજણના આ અસવારે ૧૯૭૫ સુધીમાં લોકસાહિત્યના ક્ષેત્રે ચૌદ જેટલાં પ્રકાશનો આપ્યાં છે. પણ એમાં સૌથી આડો આંક છે 'લોકજીવનનાં મોતી.' આ પુસ્તકમાં લોકજીવનમાં રહેલી કળાઓની મબલખ ચિત્ર–સામગ્રીનો રૂપ–થાળ એમણે ધરી દીધો છે. સર્વાંગી કહી શકાય એવી લોકકળાઓનો એ સ્વચ્છ, સુરેખ સ્વર અને શબ્દથી મઢેલો પ્રતિનિધિ ગ્રંથ છે. એમાં એમણે લગ્નથી માંડીને પાળિયા સુધીના લોકજીવનમાં પથરાયેલી કળાઓનો તારા–છાઈ રાતનો ચંદરવો પાથરી દીધો છે. સૌંદર્યના શણગારો, અલંકારો, ઘરેણાં, ગૃહનાં અને ગામનાં જીવનના વ્યવહારમાંથી નીપજેલાં સાધનોના કામણગારા કંડારણનાં ચિત્રો વીણીવીણીને એમાં આપ્યાં છે, અને ગુજરાતના લોકજીવનને સ્પર્શતી ૧૯ જેટલી પીંછીઓના પ્રતિષ્ઠિત ચિત્રકારોના ચિત્ર સર્જનનો જાણે કે જમેલો જામ્યો છે.

## 'ગુજરાતનાં લોકવાદ્યો'

એ જ રીતે 'ગુજરાતનાં લોકવાદ્યો' ઉપર શ્રી. ઈન્દ્રશંકર રાવળે સચિત્ર અભ્યાસ-પૂર્ણ ને પ્રતિનિધિપુસ્તક આપ્યું છે. એમના 'ગુજરાતનાં લોકનૃત્યો' ઉપર લખાયેલા પુસ્તકના પ્રકાશનની હું રાહ જોઈ રહ્યો છું. ત્યારે ડૉ. શ્રી. નાગજીભાઈ ભટ્ટીએ 'કચ્છના પાળિયા' ઉપર દળદાર અભ્યાસ–લેખ આલેખ્યો છે. આ ખાંભી પાળિયાનો એવો તલસ્પર્શી અભ્યાસલેખ ગુજરાતને કદાચ ભારતભરમાં પ્રથમ વાર મળે છે. શ્રી ભટ્ટિએ લોકગીતો ઉપર અને ઉખાણાં ઉપર કરેલું કામ પ્રકાશનની રાહ જોઈ રહ્યું છે. આપણા સંતો ઉપર બે ત્રણ વિવેચનાત્મક પુસ્તકો લખાયાં છે, પણ વાણીની દૃષ્ટિએ તો એના ઊંડા અવગાહનનું શ્રી. મકરંદભાઈ દવેનું 'સત કેરી વાણી' એ એક જ પુસ્તક મળ્યું છે. વાણી ઉપર લખનારા એ સૌથી વધુ અધિકારી તત્ત્વજ્ઞ છે. હો ઘણેરા રંગ હો.

## લોક સાહિત્યના ૧૧ વિશેષાંક ૩૦૦ લેખકો ને બે હજાર પાનાં

લોક'સંસ્કૃતિ'ના એક એક અંશ ઉપર પુસ્તક લખવાના મારા અભિલાષ આમ સંતોષાતા રહ્યા છે. અને કેટલેક અંશે 'ઊર્મિ' અને વિશેષે એના વિશેષાંકો લોકજીવનના એક એક અંગને દર વર્ષે શકય તેટલા આવરી લે છે. એમાં ગુજરાતના જે તે વિષયના સહૃદય તદ્‌વિદોનો ઘણો મોટો સાથ મળે છે. એથી એમાં અભ્યાસ–વૈવિધ્ય અને વિચાર–વૈવિધ્ય આવી મળે છે. એથી એ વિશેષાંક જે તે વિષયનો પ્રતિનિધિ અંક બની રહે છે. આજ સુધીમાં ૧૧ વિષયો ઉપર આવા ૧૧ અંકો આપી શકાયા છે. લોકવાર્તા–અંક, લોકસાહિત્ય-અંક, લોકસાહિત્યમાં સિંહ, લોકસાહિત્યમાં અશ્વ, લોકસાહિત્યમાં નારી, લોકસાહિત્યમાં નદી, મેઘાણી સ્મૃતિ-અંક, ધર્મસાધના–અંક, લોકસાહિત્યમાં પંખીઓ, ખાંભી અને પાળિયા તથા ચાલુ વરસનો આ ભરત–કંડાર અંક. આ અગિયારેય અંકો જે તે વિષયના મળીને ૩૦૦ થી ૩૫૦ જેટલા તદ્‌વિદોના અભ્યાસથી આલેખાયા છે અને જાહેરખબરનાં પાનાં બાદ કરતાં એનું બેક હજાર પાનાનું સાહિત્ય આપી શકાયું છે.

## ઉદ્દેશ અને અહોભાગ્ય

એક જ વિષયના અનેક તદ્‌વિદોના અભ્યાસ-વૈવિધ્ય અને વિચાર–વૈવિધ્યથી એ વિષયોનું સાહિત્ય-અવનવા દૃષ્ટિકોણ અને નવા નવા ઉન્મેષો વડે તાઝગી-ભર્યું અને પ્રવાહિત રહેતું આવે છે. એથી કરીને દરેક વિષયનું એક જ વખતે સમૃધ્ધ સાહિત્ય આપી શકાય છે ને વધુમાં વધુ લોકો સુધી આ સાહિત્ય પહોંચાડી શકાય છે. પુસ્તકો દ્વારા કદાચ એ શકય ન બનત. શહેરોના લોકસાહિત્યના શોખીન વાચકો

તથા શાળા, કૉલેજો ને વાચનાલયોના ગ્રાહક ઉપરાંત એકાદ હજાર ગામડાં સુધી 'ઊર્મિનવરચના' દર મહિને આ સાહિત્ય અને સાહિત્ય-સંસ્કાર પહોંચાડે છે. ગામડાંના ગ્રાહકો 'ઊર્મિનવરચના'ના સાહિત્યમાં જીવંત રસ લે છે, કારણ કે એ એમને આત્મીય લાગે છે. અને ઊર્મિનો ઉદ્દેશ પણ જેમની એ વાર્તા છે, કલા છે, સંસ્કાર છે, જીવન છે એના સુધી પહોંચવાનો જ રહ્યો છે. લોકોની વાર્તા અને કલા ઊસરડી ઊસરડીને શહેરોમાં ઠલવવાનો નથી પણ બન્ને વચ્ચે સેતુરૂપ બનવાનો છે. જેમની એ વાર્તા, છે કલા છે, જીવન છે, સંસ્કાર છે તેના ચરણે ધરી શકાય એ જ 'ઊર્મિ'નું અહોભાગ્ય છે. એ જ ઉદ્દેશ છે ને ઘણે અંશે તે સફળ થતો રહે છે.

## ભરતકામનાં પ્રકાશનો

ભરત (એમ્બ્રોયડરી) અંગે તો અંગ્રેજીમાં સન ૧૮૦૮થી લખાતું આવે છે. ભારતમાં અંગ્રેજો આવ્યા પછી બધાં ક્ષેત્રોની જેમ આપણી કળામાં પણ એનાં કૌતુકપ્રેમી અભ્યાસીઓ રસ લેતા થયા ને ફરી ૧૮૮૮માં 'જર્નલ ઓફ ઈંડિયન આર્ટ'ના વૉલ્યુમ બીજામાં ભરતકામ વિષે બી. એ. ગુપ્તેનો એક લેખ પ્રગટ થયેલો. ૧૯૦૮માં 'ઈમ્પિરિયલ ગેઝેટિયર ઑફ ઈંડિયા' (ઑકસફર્ડ) વૉ. ૩ માં ભરતકામ વિષેનો લેખ પ્રગટ થયેલો. સન ૧૯૩૩માં 'ડિકશનેરી ઑફ એમ્બ્રોયડરી સ્ટીચીઝ' (લંડન) થૉમસ મેરીએ લખેલું. ૧૯૫૧માં 'ધી રોમાન્સ ઑફ ઈન્ડિયન એમ્બ્રોયડરી' (મુંબઈ) કમલા એસ. ડોંગરેકરીએ પ્રગટ કર્યું. એ પછી ભારત સરકારના ૧૯૬૧ના સેન્સસ ઑફ ઈંડિયાના વૉલ્યુમ ૮-૭ (એ) ૧ માં 'એમ્બ્રોયડરી વેસ્ટમેન' નામે લેખ અપાયો છે. એ પછી ૧૯૬૪માં મુલકરાજ આનંદના સામયિક 'માર્ગ'માં કમલાદેવી ચટ્ટોપાધ્યાયનો 'ઑરિજિન એન્ડ ડેવલપમેન્ટ ઑફ એમ્બ્રોયડરી ઈન અવર લેન્ડ'; જસમીન ધામેજાનો 'ધી સર્વે ઑફ એમ્બ્રોયડરી ટ્રેડીશન' અને રાજસ્થાન હેન્ડીક્રાફટસનો 'એમ્બ્રોયડરી'ના લેખ પ્રસિદ્ધ થયેલા.

## ભરતકામ ને લેખન-પ્રદર્શન

આ પ્રમાણે ગુજરાતનાં સામયિકોમાં પણ આવા લેખ પ્રસિદ્ધ થયા હશે ને નાનું મોટું પુસ્તક પણ પ્રગટ થયું હશે, પણ લોકજીવનની સામાજિક અને સાંસ્કૃતિક ભૂમિકા ઉપરના લોકભરતના વૈજ્ઞાનિક અભ્યાસના લેખો ૧૯૫૦ પહેલાં પ્રસિદ્ધ થયા હોય તો તે મારી જાણમાં નથી. સંભવતઃ 'કુમાર'માં શ્રી રામસિંહજી રાઠોડે 'કચ્છના સંસ્કૃતિ દર્શન'ની લેખમાળામાં બન્ની કચ્છીભરત વિષે લખ્યું હોય તો તે.

૧૯૫૦થી સૌરાષ્ટમાં અમે ભરત-ગૂંથણ અને અન્ય લોકકળાઓનાં પ્રદર્શનો ભરવાં શરૂ કરેલાં. શ્રી મણિભાઈ વોરાનો તો એ પુરાણો સંસ્કાર. એમણે એ દિશામાં વર્ષોથી કામ શરૂ કરી દીધેલું. પોરબંદરમાં ૧૯૫૭માં એમનું ભરત ગૂંથણનું પ્રદર્શન નિહાળીને હું દિંગ થઈ ગયેલો, કારણ કે ઘણા અકલ્પનીય નમૂના મેં એ પ્રદર્શનમાં જોયેલા ને પ્રદેશ અને જ્ઞાતિવાર ભરતકલાના એ નમૂના વ્યવસ્થિત અને સંયોજનપૂર્વક પ્રદર્શિત કરેલા.

## સંગ્રહ ને પ્રદર્શન

૧૯૫૭માં મેં મારા પુસ્તક 'આપણી લોકસંસ્કૃતિ'માં હીરમોતીના સંસ્કાર અંગે પહેલો લેખ લખ્યો. ત્યાર બાદ થોડું થોડું લખતો રહેતો ને આકાશવાણી ઉપર વાર્તાલાપ આપતો રહેતો. ભારત સરકારના એક પ્રોજેક્ટ તળે હીરમોતીના નમૂનાઓ મેં સૌરાષ્ટ્ર સંગીત નૃત્ય નાટ્ય અકાદમીમાં સંઘરાવેલા અને તે પહેલાં સૌરાષ્ટ પછાત વર્ગ બૉર્ડ અને તેની જિલ્લા કચેરીઓમાં અને ગુજરાત તથા બૃહદ ગુજરાતનાં મ્યુઝિયમોમાં પણ જ્યાં પીછાન હતી ત્યાં સંઘરાવેલા. ૧૯૫૦થી તો આપણી લોકકળાના ઉત્તમ નમૂનાઓ એના વેપારીઓ મારફત શહેરોમાં અને વિદેશોમાં વહેતા થઈ ગયેલા અને હજીએ એનો આછો પાતળો પ્રવાહ વહ્યા કરે છે. લોકકળાની લૂંટાઝૂંટનો એ ઈતિહાસ તો એક જુદો જ અવકાશ માગે છે.

લોકજીવનના કલામય સાધન સાથે પશુસમૃદ્ધિ તથા લોકકળાઓનું જંગી પ્રદર્શન અમે ભરેલું: ભાવનગર ખાદી-ગ્રામઘોગ પ્રદર્શનનાં ૧૯૬૧માં કોંગ્રેસના અધિવેશન વખતે. ૨૬ દિવસ એ ચાલેલું. એથી મોટું

લોકકળા એનું [illegible] અજરૂપ ઉદાર રહી.

## મણિભાઈ વોરા

આ હીર-મોતીના ભરત-ગૂંથણનો, ભીંતચિત્રોને કંડારનો અને લોકકળા સાથેનો લોકજીવનનો જાજરમાન સંસ્કાર સંઘરીને બેઠા છે આપણા સંસ્કૃતિના જ્યોતિર્ધર શ્રી મણિભાઈ વોરા. પોરબંદરના શિક્ષણક્ષેત્રના મુકુટ અને અનેક તેજસ્વી વિદ્યાર્થીઓના શિક્ષાગુરુ. ૭૮ વર્ષના આ પરિવ્રાજક આચાર્યને અવસ્થાની જરાએ પગવાળીને બેસવાની ફરજ પાડી ત્યારે સંસ્કૃતિના અનેક અંગોને તેઓ ઘેર બેઠાં શબ્દ-દેહ આપી રહ્યા છે. ધર્મે કર્મે અને પ્રવૃત્તિએ બ્રાહ્મણ. વિદ્યા પ્રાપ્ત કરતા જવી અને આપતા જવી એ એમનો જીવન-સંસ્કાર. પણ નિરપેક્ષ અને નિસ્પૃહી.

'ભરત અને કંડાર' અંગે આ અંકમાં તેમણે પોતાનું હૃદય ઠાલવ્યું છે. જ્ઞાનીને તો જ્ઞાન જ ઠાલવવાનું હોયને! એ પાખીના ખલતામાંથી જે માગો તે મળે. એમના ત્રણ લેખો છે, 'માનવની શોભન સમૃદ્ધિ', 'માનવ જીવન અને રમકડાં' અને ત્રીજો 'રબારી અને ભરત-કંડાર કામ'. છેલ્લો લેખ તો એમણે જેમના હાથ ઝાલી ઝાલીને તેઓ આગળ લઈ રહ્યા છે તે ભાઈ નથુભાઈ ગરચર અને સાયાણીનાં ચિત્રોની સમજૂતી રૂપે છે, પણ કંઠાળના રબારીઓનું એમાં જીવન-આલેખન છે.

## એક જરૂરી સ્પષ્ટતા

એક વાતની સ્પષ્ટતા કરવી રહે છે કે 'ભરત-ગૂંથણ'ના વિષયને તો આમાં શક્ય એટલો ન્યાય અપાયો જ છે. પણ કંડાર એના વિવિધરૂપે અહીં રજૂ નથી થયો. કારણ કે પથ્થરથી આજના પ્લાસ્ટીક સુધીનો કંડાર વિકસિત હુન્નર-ઉદ્યોગ સુધી પહોંચી ગયો છે. એની દસ્તાવેજી રજૂઆત ગ્રંથશ્રેણીઓ માગે અને એના કસબ-કારીગીરીની રજૂઆત હજારો રેખાંકનો ને ચિત્રો માગે. અહીં કંડાર લોકજીવનની રહેણી કરણી અને ઘર-વ્યવહારની ચીજવસ્તુઓમાં રહેલો છે ને લોકજીવનથી જુદો પાડી શકાય તેમ નથી તેનો શાબ્દિક ચિતાર આપ્યો છે. ચિત્રથી વધુ એ ચિતારમાંથી જીવન-સંસ્કારની સોડમ છૂટે છે. જીવનથી જુદું નહિ એવું એનું રૂપ લોકજીવનની કળાના અવિભક્ત અંગરૂપે અપાયું છે. પણ લોકકળામાં કંડારના ચિત્રો જોવા માટે અમે શ્રી. જોરાવરસિંહ જાદવના પુસ્તક 'લોકજીવનનાં મોતી' જોવાની ભલામણ કરીએ છીએ. એમાં વિવિધરૂપે એ કંડારનાં ચિત્રો એની સાંસ્કારિક ભૂમિકા સાથે અપાયાં છે.

## ધુરંધર અભ્યાસીઓ

જેને આંગળીના વેઢે ગણાય એટલા પણ લોકજીવનના – લોકસાહિત્યના – લોકકળાના – ધુરંધર અભ્યાસીઓ આપણને ન મળ્યા હોત તો લોકસંસ્કૃતિના એક એક અંશના આવા વિશિષ્ટ અંકો કાઢવાની હિંમત જ ક્યાંથી થાત? શ્રી. મણિભાઈ વોરા આમ તો શિક્ષણ, સંસ્કૃતિ, ઈતિહાસ, કળા અને પુરાતત્ત્વ લઈને બેઠા છે પણ એ બધાની પાછળ એક પ્રબળ લોકસંસ્કાર પડયો છે. એમના વિદ્યાર્થીઓ અને મંડળમાં પણ એ જ સંસ્કાર કેન્દ્રવર્તી રહેલો છે. એટલે એમાંથી જે કોઈ જે વિષય અંગે લખે તેમાં લોકતત્ત્વ પ્રતિબિંબિત થયા જ કરે છે.

## ખોડીદાસ પરમાર

શ્રી. ખોડીદાસ પરમાર 'ભરત અને કંડાર'નું અભિધાન આપીને જ બેસી રહ્યા હોત તો આપણે લોકભરતનો બીજો ચિતારો ક્યાંથી કાઢત? ગયા વર્ષે આ અંક કાઢવો 'તો ત્યારે તેઓ થોડાં ગણેશનાં અને બાકી લોકભરતનાં ભાવપ્રતીકોનાં રેખાંકનો જ મોકલી શકેલા. માની લો કે લોકજીવનનાં ચિત્રો બીજા કોઈ ચિતારા એમનાથી વધુ ભાવવાહી ને વધુ ચોટદાર કરતા હોય. જો કે કવિતા અને કલાના સૌના નિરનિરાળા ટેસ્ટ હોય છે. પણ શ્રી. ખોડીદાસે તો લોકકલાની એક લોકશૈલી પ્રસ્થાપિત કરી છે. એમની પીંછી લોકજીવનના આલેખમાંથી ઉપસી છે. લોકધરતીના ઘૂંટાયેલા રંગોમાં તે ઝબોળાયેલી છે. લોકજીવનમાં માનવહૃદયનાં સ્પંદનો તેમણે ઝીલ્યા છે. એમની દૃષ્ટિમાં વિજ્ઞાન છે પણ એનો પ્રાણ 'લોક'નો છે. લોકજીવનની ધોરપ એમની પીંછીમાં અને એમના ગદ્યમાં પણ ઘૂંટા-

ગયેલી છે. એટલે લૌકિકમાં એમણે અલૌકિક સૌંદર્યો નીપજાવ્યાં છે. આ વિશેષાંકના મુખપૃષ્ઠથી એમના ગણેશ-સ્થાપનના લેખ સુધીમાં એમનાં ૩૨ ચિત્રોમાં ૬૪ રેખાંકનો આપેલા છે. એમનાં ચિત્રો સમજવા માટે એમનો લેખ 'સૌરાષ્ટ્રનું લોકભરત' જ વાંચવો રહ્યો.

## રામસિંહજી રાઠોડ

કચ્છની જાજરમાન સંસ્કૃતિને વિશ્વખ્યાત બનાવનાર શ્રી રામસિંહજી રાઠોડ પાસેથી 'કચ્છી ભરત અને બન્નિયારી ભરતકમ્મ'નો સુંદર અને પ્રમાણભૂત લેખ મેળવી શકયા એ અમારાં અહોભાગ્ય છે. સંસ્કૃતિનો આ જીવ દેહરાદુનમાં અભ્યાસ કરી જંગલ ખાતાના અધિકારી બન્યા. ગુજરાત સરકારના નિવૃત્ત આઈ. એફ. એસ. પણ સૂક્ષ્મ સંશોધનની વેધક ઝંખના. ભૂતળથી માંડી ઈતિહાસ પુરાણના અવશેષો સુધીના તમામ ક્ષેત્રોના અણુ અણુમાં પડેલા અતીતને તેઓ અહાલેક પુકારતા ગયા. સંસ્કૃતિને એમણે સમગ્રપણે ઉપાસી છે. એનાં આંતર-બાહ્ય સ્વરૂપો સાથે એક એક વળાંને તેઓ ઊખેળી ઊખેળી ચકાસતા ગયા ને લાવાના થરથી માંડીને ખનીજ, પાણી, રેતી, વનસ્પતિ, આબોહવા, ઉત્ક્રાંતિ ને વિકાસક્રમાનુસાર માનવ-પરિભ્રમણો, એમના સંઘર્ષો, એમની પ્રકૃતિ, એમનાઢોરઢાંખર; એમનો ઈતિહાસ, ધર્મ, શિલ્પ, સ્થાપત્ય, સંગીત, કળા ને પ્રણયકથાઓ સુધીનાં સમસ્ત અંગોમાં રહેલી સંસ્કૃતિને તેઓ સાદ દેતા ગયા. રામસિંહજીભાઈને વાંચો કે સાંભળો, લોકો વચ્ચે કે એમના નિવાસે બેઠેલા જુઓ એટલે સંસ્કૃતિ અને રામસિંહભાઈ સામસામા વાતો કરતા લાગે. સામસામા હોંકારા પડકારા કરતા લાગે. એમની કદર ભારત સરકારે કરી, પણ ગુજરાતે કરવી બાકી રહે છે.

## વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા

તરવાર અને બંધૂકોના જડતર-ઘડતરની જાણે કે ઘડતરના ઘાયે ઘાયે તન્મય બની સામે બેઠા બેઠા કૌતુકભરી ને રસભરી સમજૂતિ આપી રહ્યા હોય એવો લેખ આપનાર અમારા મોટાભાઈ ગઢડાવાળા એટલે મૂળ ગઢડાના મેમણ ખાનદાનના નબીરા. સ્વ. પ્રભાશંકર વૈદ્યના વેલામાં શ્રી. કૃપાશંકર વૈદ્યના શિષ્ય; ધંધે દંતવૈદ્ય ને એમાં ય ડેન્ચર (દાંતના ચોકઠાં) બનાવનાર, પહેરવેશ દરબારી ઠાઠનો, જૂનવટનું ઘરેણું, રોટલે મોટા અને કલાપ્રિય વાતડાહ્યા વૈદ્ય. એ. એચ. ગનિયાની. મીટપનો માળવો પણ જાત ઘસીને કાંડે ઘા નાખીને જીવનારા. હેત-પ્રિતનો સમદર હિલોળો. શબ્દોથી કેટલુંક સમજાવાય ? એમને મળીને જ માણી શકાય, જાણી શકાય. ઊર્મિના વાચકો એમની વાર્તાકલાથી અજાણ નથી.

## સ્વ નાજાભાઈ વાળા

'કાઠી-ઘરના હીર-મોતી ને જરી-કટાવ કામ'નો લેખ તો લખાયેલો ૧૯૭૬માં પ્રગટ કરવા ધારેલ 'ભરત-કંડાર'ના અંકમાં, પણ જ્યારે ૧૯૭૭ના નવેમ્બરમાં આ લેખ પ્રગટ થાય છે ત્યારે એના લેખક શ્રી. નાજાભાઈ માટે જુદા જ લેખ લખાયેલા. પોતાનો લેખ 'ઊર્મિ'માં જોયા પહેલાં ૧૯૭૭ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખે તેઓ નશ્વર દેહછોડી ગયા. એ પછી માર્ચના અંકમાં એમને દુઃખી દિલે અંજલિ પણ આપી. પણ વધારે દુઃખ તો થાય છે વિધિની વક્રતાથી. શ્રી. નાજાભાઈને ત્યાં ૧૯૭૬ના ઓકટોબરમાં શ્રી. રતુભાઈ અદાણી ને શ્રી. સુરગભાઈ વરૂ મળ્યા. ત્રણેય મિત્રોએ કાઠી-સંસ્કૃતિના કલા-અવશેષોને જાળવી લેવા કેશોદ ટી. બી હોસ્પીટલના અતિથિગૃહમાં કાઠીઘર રચવા નક્કી કર્યું. એમાં વિશેષ તો હીર-મોતીના ભરત-ગૂંથણના નમૂના જ હોય.

આ કલા-અવશેષોને જાળવી લેવા નક્કી કર્યાના આઠમા દિવસે શ્રી. સુરગભાઈનું અવસાન થયું. મિત્રોને અતિશય આઘાત લાગ્યો. કેશોદ-હોસ્પીટલમાં કાઠીઘર રચવા વિચારેલું તેની સાથે સુરગભાઈનું નામ જોડવા શ્રી. રતુભાઈએ ને અમો મિત્રોએ વિચાર્યું ને એ માટે સમિતિ નીમી મિત્રો વચ્ચે એક અપીલ ફેરવી. આ અપીલમાં શ્રી. નાજાભાઈનું પણ નામ હતું. એ અપીલમાં જણાવેલું કે:

## સ્વ. સુરગભાઈ-કાઠીઘર

"વિવિધ શાસન-પ્રણાલિઓવાળાં વિશ્વભરનાં

રાષ્ટ્રો પોતાના અસલી અવશેષોનું જીવની જેમ જતન કરતાં હોય છે, કારણ કે એમાં પોતાની પ્રેરક સંસ્કૃતિના વિકાસક્રમનો તાદૃશ્ય ચિત્ર અને માનવ-ઉત્ક્રાંતિનો ઈતિહાસ જળવાતો આવે છે. સાંસ્કૃતિક સુરક્ષા ઉપરાંત એમાં મહામૂલાં શૈક્ષણિક તત્ત્વો રહેલાં છે. આ સાંસ્કૃતિક અવશેષોમાંથી જે તે દેશના ખમીર અને જાજરમાન જીવનનાં પોત પ્રગટતાં આવે છે. અને નવી પેઢીઓને પ્રેરણા આપતાં રહે છે. એ માટે વિશ્વનાં તમામ નાનાં મોટાં રાષ્ટ્રો પોતાની સંસ્કૃતિના અવશેષોનાં સંગ્રહસ્થાનોને ઘણું અગત્ય આપે છે.

"ભારતનું ખમીર ભારતની લોકસંસ્કૃતિમાં રહેલું છે, એની લોકકળાઓના નમૂનાઓની વિદેશમાં ઘણી મોટી પ્રતિષ્ઠા છે, કારણ કે એ લોકકળાઓમાંથી ભારતીયજીવન અને ગૃહકલાની અભિરુચિના ઉચ્ચ ધોરણોની પ્રતિભા પ્રગટતી હોય છે. વિદેશના કલા-પારખુઓ એ કારણે આપણી લોકકલાના મુગ્ધ બનીને ઊંચાં મૂલ્યાંકન કરતા રહે છે. ભારતની આ લોકકળાઓમાં મોતીકામના સૌરાષ્ટ્રના નમૂનાઓ-એ ભારે પ્રતિષ્ઠા મેળવી છે. આ મોતીકલાનો મોટો યશ સૌરાષ્ટ્રની કાઠી-કોમને ફાળે જાય છે.

'આ કાઠી-કોમ એમના નિવાસ, એમના ડેલી-ડાયરા, એમનું રહનસહન, એમનાં સુશોભનો, શણગાર અને એમનો કલામંડિત જીવનવ્યવહાર સૌરાષ્ટ્રની મધ્યકાલીન સંસ્કૃતિમાં સૌંદર્ય અને સામર્થ્યની એક અપૂર્વતા અર્પે છે. જીવનની ઉચ્ચ અભિરુચિની આ મબલખ સમૃધ્ધિની મહાન પરંપરા લુપ્ત થાય તે પહેલાં એને એના અસલ સ્વરૂપે જાળવી લેવી જોઈએ.

"આવી જૂની અને નવી સમાજ-વ્યવસ્થાના સંગમ સરખા અને કાઠી-સંસ્કૃતિના પ્રતિનિધિ સમા શ્રી. સુરગભાઈ વરૂ અને શ્રી નાજાભાઈ વાળાનું આ ક્ષેત્રે ઘણું મોટું સાંસ્કૃતિક પ્રદાન રહેલું છે. કાઠી-સંસ્કૃતિના તાદૃશ્ય ચિતાર તેઓ અનેક પ્રદર્શનોમાં ખડા કરતા રહ્યા છે....એ શ્રી સુરગભાઈના અવસાનથી એમણે જે સૂચન કરેલું એનો હવે એમની સ્મૃતિમાં અમલ કરવાનો થોડા મિત્રોનો સંકલ્પ બની ગયો... મિત્રોના સહકારથી આ યોજના અમલી બનાવી શકાશે એવી શ્રદ્ધા છે."

## અંતરની એક અરદાસ

આ અપીલમાં કાઠી-સંસ્કૃતિની ચીજ વસ્તુ-ઓની નાની યાદી સાથે થોડા મિત્રોની સહી છે. હવે આ અપીલ બહાર પડયા પછી શ્રી સુરગભાઈના અવસાન બાદ ચોથે મહિને શ્રી. નાજાભાઈનું પણ અવસાન થયું. સામ સંસ્કૃતિ તો નામશેષ થતી જાય છે. પણ સંસ્કૃતિના સ્તંભો પણ ઊખડતા જાય છે. પછી આ ભરત-કંડારના અંક પૂર્વે લખા-ચેલાં પુસ્તકોમાં અને આ અંકમાં આપેલાં ચિત્રો અને શબ્દોમાં જ સંસ્કૃતિ રહેવાની હશે તો આપણી પ્રજાની અને એની જાજરમાન સંસ્કૃતિની એ ઘણી મોટી કરૂણતા બની રહેશે. એટલે જે જે કોઈ સંસ્કૃતિપ્રિય વ્યક્તિના દિલમાં આ વાત વસે તેમણે કાઠી-સંસ્કૃતિના અને સમગ્ર લોકસંસ્કૃતિના જે કાંઈ નમૂના આપી શકે તે માટે માનદ નિયામક, સોરઠ ક્ષયનિવારણ સમિતિઃ જૂનાગઢ એ સરનામે સંપર્ક સાધવા વિનંતી છે.

## લોકકળાના હોંકારા હાલવા માંડયા

કાઠી-ભરતના કળાયલ શ્રી. સુરગભાઈનું ઓકટોબરમાં અવસાન થયું. આ લોકસંસ્કૃતિના એક અડીખમ વારસદાર ડૉ. મગનભાઈ ગોંડલિયાનું '૭૬ના સપ્ટેમ્બરમાં અવસાન થયું. શ્રી પ્રભુ રામમાં અપાર શ્રદ્ધાવાળા અને દર વર્ષે 'ઊર્મિ'ના વિશેષાંકને પાંચસો-હજારની જાહેરખબર એનાં રોકડ નાણાં સાથે મેળવી આપનાર ડૉ. મગનભાઈ જતાં 'ઊર્મિ'એ એક આધાર-સ્તંભ ગુમાવ્યો. એ પછી ૧૯૭૭ના ફેબ્રુઆ-રીમાં ભરત અને કંડારનો કદર બૂઝનારો અને એના કલામય અવશેષોથી પોતાનો ઓરડો શણગારી હોંશે હોંશે સ્નેહી-મિત્રોને બતાવનારો દુલેભાઈ- કવિ દુલાભાઈ કાગ પણ ગયા. ભરત-કંડારનો આ અંક વાંચીને તેઓ બહુ રાજી થાત. શ્રી દુલાભાઈના પાંચમે દિવસે કાઠી ભરતનું ગૌરવ ધારવાવાળા અને ઠેકઠેકાણે પ્રદર્શનોમાં કાઠી-ઘર સજાવનારા નાજાભાઈ ગયા અને

ત્યારબાદ લોકસંસ્કૃતિના ભરત-કંડાર જેવા અંકો જોઈને અંતરના હેતના હોંકારા ભણતા શ્રી મેરૂભા ગઢવી પણ ગયા.

## વસુંધરામાં માડુડાંનો દુકાળ પડે ?

એટલું ઓછું હોય તેમ આ અંકમાં પ્રગટ થયેલ 'નાડોદાના ભરત'ના પ્રેરક શ્રી. નાથાલાલ મંડલી પણ ગયા. ગુજરાતના એક જ્યોતિર્વિદ, બહુશ્રુત વિદ્વાન અને ઐતિહાસિક રહસ્યોના વિશિષ્ટ ઉકેલ આપનારા શ્રી. નાથાભાઈ મંડલી મૃત્યુની આખર દમ તક સાહિત્યોપાસી રહ્યા. 'ઊર્મિ'ને ઉપયોગી થવાની એમની સતત ઝંખના. એ કારણે જ શ્રી. સુશીલા બહેન પટેલ અને શ્રી. પ્રફુલ્લ રાવળને એમણે નાડોદાના ભરત વિષે જાણકારી મેળવવા ને લખવા પ્રોત્સાહિત કરીને તસ્વીરો સાથે એ લેખ મોકલાવ્યો. પુરૂષાર્થ લેખકોનો છે પણ પ્રોત્સાહન સ્વ. શ્રી. નાથાલાલ મંડલીનું હતું.

હું અનેકવાર કહું છું કે મારે માત્ર સંશોધન-સંપાદન અને લેખન-પ્રકાશન સાથે જ સંબંધ નથી, પણ એ સંસ્કૃતિ સાથે ને એ સંસ્કૃતિ જીવતા માણસો સાથે વધુ સંબંધ છે. આ બધા વિશેષાંકો અને પુસ્તકો તો એને અન્વયે બહાર પડી રહ્યાં છે.

એમાં વધુમાં વધુ લોકોને ભાગીદાર બનાવવા માટે, એના દ્વારા એક એક વિષયનું એક એક જથ્થે ઘણું ઘણું અપ્રગટ એવું સાહિત્ય બહાર લાવી શકાયું છે. માડુનો-માડુડાંનો અત્યારે દુકાળ પડતો દેખાય છે પણ વસુંધરા તો રત્નગર્ભા છે.

## નરોત્તમ પલાણ

શ્રી. નરોત્તમ પલાણ જેવા અનેક ક્ષેત્રોના ખેડનારાથી ગુજરાતી સાહિત્યના અભ્યાસની ધરતીનું એક એક ક્ષેત્ર ધમધમે છે. 'કુમાર'નાં પાનાં ઉઘાડો કે 'પથિક'નાં, 'નવનીત'નાં પાનાં ઉઘાડો કે 'સ્વાધ્યાય'નાં. ઠેકઠેકાણે એકએક વિષયને ફરી વળતું નવલોહિયા ને તરવરીઆ જુવાનોનું એક જૂથ હરણાંની જેમ ફલાંગતું દેખાશે. પોરબંદર મહિલા-ગુરૂકુળ કોલેજના આ નવજુવાન અધ્યાપકને માત્ર ચર્ચાના રણમેદાનમાં જ પટ્ટા ખેલતા નથી. એ એક અચ્છા પરિવ્રાજક છે. એમને વિવિધ વિષયના અભ્યાસના ક્ષેત્રમાં જોવા વિનંતી છે. એમની તન્મયતા, એમની નિષ્ઠા, એમનો અવિરત ઉદ્યમ, અભ્યાસની નક્કર ભૂમિકા ઉપર મંડાઈ રહ્યો છે. એમની સંયોજન અને વ્યવસ્થા-શક્તિ દાદ માગી લે છે, એમની તેજસ્વી, લાઘવભરી અને સ્ફૂર્તિલી કલમમાં પણ એ દેખાશે. એમાં એક મુક્ત ને બેપરવાહ છટાનું જોમ પણ જણાશે. જુઓ એમનો 'ધાતુઓની મૂર્તિઓ'નો લેખ,

## મૂળુભાઈ પાલિયા

શ્રી. મૂળુભાઈ પાલિયાની સ્વસ્થ ને સમતોલ કલમમાં તરવારનાં પાણીના જેવી તેજસ્વીતા છે. ઊર્મિના 'અશ્વાંક'થી એમની કહેણી જોતા આવો. વહે છે ધોધની જેમ અસ્ખલિત ધારે. લોકસંસ્કૃતિને એમણે અનરાધારે ઝીલી છે – પચાવી છે ને જ્યારે લખવા બેસે છે ત્યારે એની ધારાઓ મંડાય છે. 'ખાંભી ને પાળિયા'માં એમની કહેણીને જુઓ અને હવે લોકકળામાં એમનાં મંડાણ જુઓ. 'લોક'ની પાસે કળા તો છે જ, કળામય જીવન જીવવાની આવડત પણ છે, પણ એને વ્યક્ત કરવાની રોચક, રસીલી જોશીલી અને સંપૂર્ણ ભાવ વ્યક્ત કરવાની ઘડાબંધ જબાન પણ છે તે શ્રી. મૂળુભાઈના લોકજીવનની કલાસમૃદ્ધિના લેખમાં જણાશે. જેનું જીવન કલાથી સમૃદ્ધ હોય એની ભાષા પણ સમૃદ્ધ હોય. લોકકળાની ઘણી ઘણી વિગતો એમના લેખમાં પહેલીવાર જાણવા મળે છે. વળી જીવનનું કલામય દર્શન એમનું કેવું સૂક્ષ્મ છે ? એમની કલાપારખુ નજરે એક અણુંય નથી છોડ્યું. આજસુધીમાં કલામય જીવનનું આવું સૂક્ષ્મ અને સંપૂર્ણ દર્શન કલમના એક જ લસરકામાં પહેલીવાર મળે છે.

## ડૉ. હરિભાઈ ગૌદાની

આ બધા તો ધરતીના માંડણ મેહની જેમ લોકકળાના માંડણ છે. લોકકળાને પારણે ઝૂલીને આ બધા પાંગર્યા છે. ડૉ. હરિભાઈની તો ઓળખાણ જ

બહુ મોડી થઈ કહેવાય. એમની ને મારી ઉત્તરાવસ્થામાં, ગુજરાતને તો શ્રી હરિભાઈમાં શિલ્પ જ વિશેષ દેખાયું છે પણ લાંબાકાળ સુધી એમનામાં પડેલો લોકપ્રાણ અણપ્રીછ્યો જ રહી ગયો. લોકભૂમિ ઉપર એમનો વહેલો મેળાપ થયો હોત તો એમની પાસેથી લોકસંસ્કૃતિના ખજાના ખડકાવી શકાત. એમનામાં પડેલા લોકસાહિત્યના, લોકકળાના પ્રાણને પ્રગટવા બહુ મોડા પડકારા થયા. વ્યવસાયે ભલેને દાકતર રહ્યા ! અને સંશોધન ભલેને ઊંડા ને અંધારા ખૂણા સુધી શિલ્પનું જ કરતા રહ્યા ! પણ છે તો ધરતીના જાયા ને ! વળી વાળાકનું પાણી અને પ્રાચીન જાતિઓ સાથે લોકસંસ્કારનો નાતો. શિલ્પના સંશોધનની એમની કોઈપણ વાત ભલે પૌરાણિક કે ઐતિહાસિક સ્વરૂપની લાગે પણ એની નીચે ઢંકાઈ રહેતો લોકપ્રાણ પાછો વળતો સંભળાશે. એ અભિવ્યક્ત થવા વતનની ભાષા-વળોટને વળુંભી રહ્યો જણાશે.

આ અંકમાં એમની ૩૫ તસ્વીર છે. એમાંથી ભરતકામની ૩૨ તસ્વીરમાં વિવિધ જાતિઓના અનુભવનો કળામય આલેખ દેખાશે. અનેક જાતિઓનો એકસામટો અનુભવ હોવો એ વ્યક્તિની વ્યાપકતા બતાવે છે. અને એના ટાંકા ટેભાનું પણ જ્ઞાન હોવું એ એમના અભ્યાસની વૈજ્ઞાનિકતા બતાવે છે. અગરબત્તી બળવાથી સુગંધ આપે છે. પણ કલા સદા સર્વદા સૌરભથી પમર્યા જ કરતી હોય છે. 'મોલ કરો તલવારકા પડા રહેને દો મ્યાન'.

## સુશીલા બહેન પટેલ : પ્રફુલ રાવળ

સ્વ. શ્રી. નાથાભાઈ મંડલીની સ્મૃતિ સાથે જ એમનો ઉલ્લેખ મેં કર્યો. શ્રી. સુશીલાબહેન વીરમગામની એક શાળાનાં હેડમિસ્ટ્રેસ છે. એક સંસ્કારી ને નિષ્ઠાવાન આર્યસમાજીનાં સુશિક્ષિત પુત્રીએ પોતાની બધી શક્તિ વિદ્યા તરફ વાળી લીધી છે. વિદ્યા આપવાથી વિશેષ ઊછરતી પ્રજા માટેનું બીજું ઉત્થાન કયું હોઈ શકે ?

શ્રી પ્રફુલ્લ રાવળ એ જ શાળાના સંસ્કાર સંપન્ન યુવાન શિક્ષક છે. અભ્યાસનો ઊગતો સિતારો છે. અભ્યાસનાં અનેક ક્ષેત્રે એમની તેજ કણિકાઓ ઝબકયા કરે છે. અણદીઠેલી ભોમ પર ઊડવાના એમના મનોરથ છે. શિક્ષણ વ્યવસાયના દોરે બંધાયા અજાણ ભોમાં ઊડવા એમના મનોરથની પાંખો વીંઝાયા કરતી હોય છે. અતાગને તાગવા મરજીવાને મનસુબા ઊપડે જ. સંજોગો ને શકિત એમને યારી આપે.

## મોહનપુરી ગોસ્વામી

મેં એકવાર એમના માટે લખેલું કે પૂર્વભવનો કોઈ યોગી અધૂરા યોગે આ ભવે અવતર્યો છે. સાધુનો અવતાર અને જ્ઞાન એનામાં ગેડી દડે રમતું હોય છે. શાળાનો નહિ જેવો અભ્યાસ પણ વાચન વિશાળ. જીવનના અનુભવના આ આટાપાટથી અનેક અવનવા મનસુબા ઊપડે પણ આર્થિક જીવનને અપાર મર્યાદા. એક મિલ મજૂરની હેસિયત પણ આત્મામાં અનોધાં બળ. એને શ્રી મણિભાઈનાં વિદ્યા અને વિવેકનાં લાલન પાલન મળ્યાં. શ્રી નરોત્તમ પલાણની મઠારપ મળી. સંશોધનના શોખીન, ઉદ્યમ અવિરત. કયારેક તો વળી હઠયોગીનાં તેજ તબકતાં લાગે. પછાત પડી ગયેલી પ્રજામાંથી મળવો મુશ્કેલ એવો અણનમ જુવાન. 'જેસલ-તોરલ'ની દંતકથાઓને ઈતિહાસની વૈજ્ઞાનિક સરાણે ચડાવી ને લખેલું એમનું પુસ્તક એની ગવાહી આપશે. આ અંકમાં એમનો લેખ છે. 'સાધનામાં શણગાર.

## જોરાવરસિંહ જાદવ

જાધવ તો જોરાવર જ હોય. કંસે મથુરામાં મૂષ્ટિ અને ચાણુર સાથે ભટકાડી દેવા ગોકુળથી જાદવબાળને બોલાવ્યા ને બે મહાન મલ્લોને ધૂળ ચાટતા કર્યા ત્યાર પહેલાથી જાદવનાં જબરાં જોર દેખાય છે. ત્યારે આપણા જાદવે લોકસાહિત્યના ક્ષેત્રે જે જોર બતાવ્યાં છે તેણે અમારા જેવાના અંતરને ધરપત આપી છે કે લોકસાહિત્યની ધીંગી ધરાને ખેડવા ધીંગા આદમીની ખોટ નહિ પડે. એમનો વિશેષ પરિચય આગળ અપાઈ ગયો છે. 'પશુઓના શણગાર'ના લેખમાં એમણે આપેલાં કેટલાંક ચિત્રો એમનાં 'લોકજીવનનાં મોતી'માં પણ દેખાશે ને શ્રી ખોડીદાસનાં કેટલાંક રેખાંકનો આ 'ભરત-કંડાર' અંકમાં ને 'લોકજીવનનાં

મોતી'માં સમાનપણે દેખાશે.

શ્રી. જોરાવરસિંહ જાદવના 'લોકજીવનનાં મોતી' અને ભરત-કંડારના આ વિશેષાંકનાં ભરત અંગેના જે સમાન ચિત્રો છે. તેમાંનાં ઘણાંખરાં શ્રી. ખોડીદાસના 'સૌરાષ્ટ્રના લોકભરત'ના પુસ્તકમાં પણ જોશો. લોકભરતના ઊંડા અભ્યાસ માટે શ્રી. ખોડીદાસનું પુસ્તક 'સૌરાષ્ટ્રનું લોકભરત' જ વાંચવું જોઈએ.

### ઇન્દ્રશંકર રાવળ

એમના અવધૂત જીવનનો પરિચય તો ધર્મ-સાધના અંકમાં જ અપાઈ ગયો છે. આ વખતે તો તેઓ હાથ પડયા જ નથી. એમના આદિવાસીનાં ચિત્રો હાથ પડેલાં તે જ આ અંકમાં પ્રગટ કર્યા છે. આદિવાસી જીવન વિષે તેઓ ઘણું ઘણું આપી શકે તેમ હોવા છતાં આપણે એમની પાસેથી વધુ નથી મેળવી શકયા.

### રાજેન્દ્રસિંહ રાયજાદા

એમના અભ્યાસનાં ઊંડાણ આપણને 'ધર્મ-સાધના' અંકના શકિત પૂજા અંગેના લેખમાં મળેલાં. કવિ છે, ચિત્રકાર છે, લેખક છે, શિક્ષક છે, વિચારક છે. નવલોહિયા જુવાનનો તરવરાટ છે ને સાહિત્યના અનેક ક્ષેત્રોના અભ્યાસી છે. આ વખતે 'ભરવાડના શણગાર'નો એમનો વિગતપૂર્ણ અને વિચારપ્રેરક લેખ છે. લેખ સાથે આવેલાં ચિત્રો ઘણાં મોટાં ને રેખાઓ બારીક હોવાથી સારા બ્લોકસ લઈ શકાયા નથી. બહુ મોટાનું પોસાણ ન થાય અને નાનામાં એની કારીગરી નજરે ન ચડે વળી એમાંના નંબર પણ અવળા સવળા હતા. પાછા નાના બ્લોક બનાવતાં ઊડી ગયા. એથી લેખક અને આલેખક જરૂર માફ કરશે. ઘરેણા માટેનો વિશાળ પાયા ઉપર અલગ પ્રકાશન આપી શકાય તો જ એને થોડો ન્યાય મળે.

### દેવજીભાઇ વાજા

શ્રી. દેવજીભાઈ મૂળ તો ચિત્રકાર છે, પણ એમની અભ્યાસનીયતાથી કળાના હાર્દમાં તેઓ પ્રવેશી શકયા અને એને વ્યક્ત કરવાની ભાષાનું સુરૂચિપૂર્ણ ને લાઘવતાભર્યું સ્વરૂપ પણ તેમને સહજ-પ્રાપ્ય બન્યું. એથી પ્રસંગચિત્રણ પણ તેમનું ચોટદાર હોય છે. ચિત્રની અને પ્રસંગ-ચિત્રણની એમની ભૂમિકા લોકજીવનની હોય છે. કાષ્ટશિલ્પ તો એક વિશાળ વિષય છે, કારણ કે પત્થર પછી માનવસભ્યતા કાષ્ટશિલ્પ તરફ જ વળેલી. એની અપાર કલાકૃતિઓ રજૂ કરવાની તો કલ્પના થઈ શકે તેમ નથી. અહિં તો કંડારના પ્રતિક રૂપે તે આપેલ છે.

### નથુભાઇ ગરચર અને સાથીઓ

એમનો પરિચય એમનાં ચિત્રો જ આપે છે. ગરચરનાં થોડાં ચિત્રો 'ખાંભી ને પાળિયા' અંકમાં આપેલાં. એમણે બન્નેએ ઉઠાવેલા પરિશ્રમ માટે ખૂબ આભારી છીએ.

### પુરાતત્વ ખાતું-ગુજરાત

ગુજરાત રાજ્યના પુરાતત્ત્વ ખાતા પાસેથી જે બ્લોકસ મેળવેલા એમાંથી ૧૪ બ્લોકસ 'કલામંડિત લોકજીવન'ના લેખમાં આપ્યા છે. એ બ્લોકસ આપવા માટે પુરાતત્ત્વ ખાતાનો અને તેના નિયામક શ્રી. છોટુભાઈ અત્રિનો ખૂબ ખૂબ આભાર માનીએ છીએ.

તે ઉપરાંત આ અંકના સર્જનમાં જે જે કોઈએ સાથ સહકાર આપેલ છે તે સૌનો અમે આભાર માનીએ છીએ.

હાફટોન બ્લોકસ સાદા પ્રીન્ટીંગ પેપરમાં સારા નહોતા ઊઠતા, એથી હાફટોન બ્લોકસ માટે મોંઘા ભાવના સફેદ કાગળ વાપરવા પડયા છે. આખો અંક એટલા મોંઘા ભાવના કાગળમાં છાપવો શકય જ ન હતો. આ અંકના સૌ સર્જકો અને સાથ સહકાર આપનારાઓને નવા વર્ષના ઝાઝેરા જુહાર

" આવો આવો આવો, ભલે આવ્યા ભલે આવ્યા "

રે અમ ઘરે સાજનિયા ભલે આવ્યા રે
સાજનિયાને ઉતારા ઓરડા દેવરાવો રે
ઉતારા ઓરડા દઇશ સાજનિઆ !
ચમરબંધી, પાળપલંગી
પડોને પાંદડી પાઘડી માથે,
બાજોઠ ઉપર મોતી રે ભરિયાં,
ઇ રે મોતીઓ માન ભલેરાં,
રે અમ ઘર સાજનીઆ ભલે આવ્યા.



નં-૧: લોકભરતમાં કાન, ગોપી મોરલા ને ફૂલઝાડ : શ્રી. ઉમરભાઈ જરીવાલાના સંગ્રહમાંથી

# સૌરાષ્ટ્રનું લોકભરત

લેખક અને આલેખક : ખોડીદાસ ભા. પરમાર

સૌરાષ્ટ્રનું લોકભરત એ પરંપરાએ ઊતરી આવેલું અને લોકનારીની સમજણનો કલાપ્રકાર અને કસબ છે. એક રીતે તો આ ભરતકલાનું સ્વરૂપ દેશજ કહી શકાય–કારણ કે માત્ર લોકનારીઓ જ નહિ પરંતુ, ઊજળિયાતોમાં બ્રાહ્મણ, વાણિયા, સોની મહાજન, ક્ષત્રિમાં કાઠી, ગરાસિયા, રજપૂત, આયર, પંચોળી, કોળી તેમજ વૈશ્યમાં કણબી, ખરક, લોહાણા ઉપરાંત વસવાયામાં કુંભાર, મોચી, વગેરેની સ્ત્રીઓ ભરત ભરે છે. તેથી આ ભરતને લોકભરત નહિ પણ દેશીભરત કહી શકાય ખરું, છતાં સમગ્ર દેશમાં આજે લોકસાહિત્ય, લોકકળા જેમ 'લોક'ના નામે પ્રચલિત થયા છે. તે પ્રમાણે આ ભરત પણ લોકભરતને નામે ઓળખાય છે.

સૌરાષ્ટ્રમાં અનેક જાતિઓનું મિલન થયું છે. ઐતિહાસિક રીતે જોતાં મૌર્યસમયથી અનેક પ્રકારની જાતિઓ અહીં આવીને મૂળ પ્રજા સાથે મળી ગઇ છે. છતાં કલાસંસ્કાર તો આવેતુ જાતિઓએ ખોયા નથી, તેઓએ પોતાની કલા અને કસબને સાચવી રાખ્યો છે. તેનો કલાતંતુ આજેય તે એકમાં અનેકરૂપે દેખાય છે. દા.ત. મેરી, કારડિયા, કાઠી, મિહિર, આયર, મિત્રકો વગેરે જેવી પ્રજા ઇસુની સદીની આસપાસથી વસવી શરૂ થઈ, ધર્મકર્મે સૌરાષ્ટ્રી બનીને રહી ગઇ. તે પછી ગુજરો, કચ્છી, સમા, ચાવડા, ગુહિલો વગેરે પણ અહીંના જ બની ગયા. તો પેલી તરફના શકો ક્ષહરાતો ખરક, કૃપાણ–કણબીઓ, વગેરે ગરવો સ્વભાવ અને ધીંગી ધરતીની ખેડ સાથે કલાકસબ લઇને ઊભા રહ્યા. તે ઉપરાંત બ્રાહ્મણો, સોમપુરા, મગબ્રાહ્મણ, કપોળ વાણિયા વગેરે મહાજનો પણ અહીં સ્થિર થયા. મધ્યકાળની શરૂઆતમાં ખત્રી, લોહાણા, ભાટિયા, સિંધીઓ તેમજ વસવાયાઓએ અહીં વસવાટ શરૂ કર્યો. તે પછી મધ્યકાળે મુસ્લિમો, આરબ, મરાઠા, અંગ્રેજ વગેરેએ સૌરાષ્ટ્રની ભૂમિમાં સ્થિર થઇ પોતાના કલાસંસ્કારને પોષ્યા અને તેનો તંતુ જીવંત રાખ્યો છે. આમ સૌરાષ્ટ્ર અનેક જાતિભાતીકથી મંડિત બનેલો દેશ છે.

નદીકાંઠાની સંસ્કૃતિઓ એ ભારતવર્ષની મૂળ-સંસ્કૃતિ ખરી પણ તેની સાથે ઉજ્જવળ આર્યો, રંગીન મોંગોલિયનનો, શ્યામ ઠીંગણા ઓસ્ટ્રીક તેમજ શ્યામસૂતરી કોલ વગેરે મૂળપ્રજાનું ધીમે ધીમે




નં–૨: લોકઘરના ઓસરીના શણગાર

ાને સદીઓના અંતરે મિલન થતું ગયું અને ેમાંથી અનેક તાંતણે ગૂંથાયેલી છતાં એક સ્વરૂપે ાસતી કલા અને કસબનું સર્જન થતું ગયું.

દ્રાવિડ કે અન–આર્ય કહેવાતી પ્રજા તે ાળે ભારતમાં ગઢ અને ગઢીની સંસ્કૃતિમાં રાચતી તી. તેમને પોતાના કલાસંસ્કાર હતા, વિકસિત બુદ્ધિ ાને તત્કાલીન કાળે સુંદર કહી શકાય તેવી કસબ ારીગરી પણ તેને હસ્તગત હતી. તેમની વેશભૂષા સીધી ાદી હતી. પુરુષો અધોવસ્ત્ર અને ખભો ઢાંકીને ઉપવસ્ત્ર ઓઢતા. તો સ્ત્રીઓ પણ અધોવસ્ત્ર અને ઉપવસ્ત્ર ઓઢતી. વસ્ત્રો ઊનના, અને સૂતરના હતા, માત્ર થોડું જાડું ખરું, અને રંગની ડાય બહુ જ ઓછા રંગની હશે લાલ ગેરુ, કાળો કાથો અને પીળી માટી એ ખનીજ રંગો મુખ્યત્વે હતા, તેનો ઉપયોગ આ કાળે કપડાં રંગવામા થતો હશે, કારણ કે હજી આજે પણ તળપદ દેશી સમાજમાં આવા ગૂઢા રંગની પરંપરા જોઈ શકાય છે. તે કાળે પુરુષો અને સ્ત્રીઓના વસ્ત્રમાં ભરતકામ હોવાની કલ્પના માત્ર



નં-૩ : મથાળે છોકરાની ટોપી. એમાં કિનારી ઉપર મોળિયું. કાંગરા, કાચની હાર ને ઉપર બાવળિયા સીકલની ભાત. નીચે : બંડી એમાં ચારેકોર તૂઈ અને વચ્ચે મોર, બુટ્ટી ને દાડમની ભાત. ખભે અડદિયાભાત. જમણી બાજુ પહેલો છોકરાને ઓઢવાનો નતીઓ. એની કોરમાં જવલા, પછી સીકલ અને વચ્ચે ઘરાળબંધીની ભાત. છેલ્લે છોકરીને ઓઢવાનો ખોસલો, એમાં કોર ઉપર કાંટા, પછી બુટ્ટીની વેલ, કાચની હાર અને પછી દાડમ, બુટ્ટી અને વચ્ચે સીકલ અને કાચ- માથે કપડાંનું ફૂમતું.

એક પુરુષના ઉપવસ્ત્ર ઉપર ઉપસાવેલી ત્રણ પાંખડીના પાંદડાવાળી ભાત ઉપરથી અનુમાની શકાય છે. છતાં ટાંકા, ટેભા અને સીવણના સ્વરૂપ ઉપરથી ટાંગો ટાંગો પાંખુ ભરત વીકસ્યું પણ હોય તેવો તર્ક કરી શકાય ખરો. તે કાળના ભાતીક સ્વરૂપ લોથળના ઠીંકરા પરના ચીતરામણ પરથી જોઈ શકાય છે. તેમાં પાંદ, રચના, મોરલા, ઝાડવી વગેરેના ચીતરામણ થયાં છે, તેની પરંપરા આજના લોકભરતમાં સાચી ઘરાળબંધીની ભાત, મોર – ઝાડવી, બારજાળી વગેરીની ભાતના નામે ઓળખાય છે.

ટાંકા, ટેભા, તુનાઇનું કામ તો યુગે જમાને થતું જ, તે સિવાય છૂટકો જ ક્યાં હતો ? એમ વેદ-વારામાં સોય દ્વારા બે પોતનું ખીલવટ–કામ અને ઓળખ નિશાનીના આકારોની ટોળી પ્રમાણે માંડણી થતી. તે કાળના ભરતની કે કલાના કોઈ આકારની મૂર્તસ્વરૂપે કંઈ જ ભાળ મળી નથી, માત્ર વર્ણિત ઉલ્લેખો પરથી જ આટલું જાણી શકાય છે.

ઉપનિષદ અને બૌદ્ધકાળને કંઈક ઐતિહાસિક સ્વરૂપે જોઇ શકીએ તો આ કાળમાં બૌદ્ધશ્રમણના ચીવરના સંધાનમાં ટાંકા ટેભા અને તાલી–તાલીની-સાંધણીથી ચીવર બનાવાતું તેના ઉલ્લેખ મળે છે. આમે અનેક ટૂકડા સીવીને બનાવેલું ચીવર એ કટાવ કાળના એક સ્વરૂપ રૂપે "જોડેલું કટાવ" એમ કહી શકાય. મૌર્યકાળે ચાણક્યના અર્થશાસ્ત્રમાં "ખચિતમ્" એટલે કપડાં પર ભરેલું, "સંઘાત્ય" એટલે તાલી તાલી મેળવીને જોડેલું, અને "વાનચિત્રમ્" એટલે

કપડાંના પોત સાથે વણેલું એમ જુદા જુદા પ્રકારોના ઉલ્લેખો કર્યા છે. આ ઉલ્લેખો એ ભરતકલાના ઐતિહાસિક અને સાચા સ્વરૂપના એંધાણ છે.

ઈસુની સદીની શરૂઆતમાં તો કપડાંની રંગાટી, ભાત અને પોતમાં વિવિધતા આવતી જાય છે, તે અજંતા ગુફાના ચિત્રોના પોશાક પરથી જોઇ શકાય છે. તે ઉપરાંત સાહિત્યમાં પણ ભરતના ઉલ્લેખો શુદ્રક રચિત "મૃચ્છકટિક" નાટકમાં, તે પછી હર્ષચરિતમાં રાજશ્રીના વસ્ત્રમાં તેમજ ગુપ્તકાલીન ચિત્રશિલ્પમાં પણ શોભન ભાતો અને વલ્લરીનાં સુશોભનો જોતાં લાગે છે કે આ કાળે છાપકામમાં અને ભરતમાં ઘણી વિવિધ છતાં, માધ્યમમાં પ્રયોજી શકાય તેવી ભાતો ભરાઈ હશે. વેરુળના ગુફામંદિરમાં ચિત્રિત ભાતો તો ભરત જેવી જ છે, રંગનો તાળો પણ જાણે ભરતનો જ જોઈ લ્યો! તે પછી તો મધ્યકાળે અપભ્રંશ શૈલીમાં ચિત્રિત પોથીઓનાં ચિત્રો હાલ ભરાતી ભાત–આકાર જેવાં જ મળે છે. આ કાળના ભરતના નમૂના ખાસ કરીને જૈન ભંડારોમાંથી મળી શકે ખરા તેનું કારણ એ છે કે જૈન મુનિ મહારાજો ઊનનો જે ચરવળો હાથમાં રાખે છે, તેના દંડ ઉપર એક સમચોરસ ઊનનું વસ્ત્ર વીંટેલું હોય છે, તે વસ્ત્રમાં ઘણા જૂના કાળથી ત્રિશિલાનાં ચૌદ સ્વપ્ન, અષ્ટ માંગલિક નાંદ્યાવર્ત અને સમોવસરણ વગેરે વિષયનું બહુ જ સલુકાઈથી એટલે ભરતાં ભરતાં ત્રીજનો દોરો પાછળ ન દેખાય તે રીતે સંભાળથી ભરેલું હોય છે. આ ભરત ધંધાદારી પુરૂષોએ નહિ પણ શ્રધ્ધાવાન શ્રાવિકા સ્ત્રીઓએ ભર્યું હોય છે, તેથી તેમાં રંગ, આકાર અને સ્વરૂપની દૃષ્ટિએ તે લોકભરત જ રહે છે, છતાં તેમાં આકૃતિ અને ભાવના કેન્દ્રસ્થાને હોય છે.

મધ્યકાળે – સુલતાન સમય અને મુગલકાળે ભરત પુષ્કળ પ્રમાણમાં ભરાતું. આ ભરતમાં ઈરાની અને અફઘાની ભાત –રચનાની અસર થઈ છે. છંદગતિવાળી વેલો. અને ભૌમિતિક કથિપીની ભાતોનું ભરતકામ પ્રચલિત હતું. છંદગતિ અને ફૂલ, પાન, પંખી અને માનવ આકૃતિવાળા ગાલીચા અને બાર સાખે ટાંગવાના પડદા ધંધાદારી પુરુષો બનાવતા – ભરતા. તે કાળે આવા ભરેલાં ભરતની નિકાસ પણ ઘણી જ થતી, તો લોકજીવનમાં સીધીસાદી ભાતો અને કથિપીની ડાળખીઓ હિંદુ–મુસલમાન બંને કોમની સ્ત્રીઓ ભરતી અને આવા ભરેલા કંચવા પહેરતી પણ ખરી જ.

ગુજરાતમાં ઈરાની પારસીઓ સ્થિર થયા, કચ્છમાં પણ આશરે ૮મી સદીમાં લાખા ફૂલાણી અને રાંપૂંઅરાના વખતમાં જખ નામે ઓળખાતા 'ધોળાવીરો' એ પણ ઈરાની પારસીઓ જ હતા. પારસી સ્ત્રીઓ તો ભરતની ઘણી જ શોખીન છે, તેના જીવનમાં કલાસૌંદર્ય વણાઈ ગયું છે. તેથી ભરેલા કબજા, કોર તે ભરતી જ હશે, રોજરોજ આંગણે છાપાં પાડનાર પારસણ પોતાનાં વસ્ત્રો કેમ ન શણગારે? આમ કચ્છમાં પણ ત્યાંનું તળપદ ભરત હતું, તેમાં ધોળાવીરોની નવીન તરાહની ભાતોનું સંયોજન થયું અને કચ્છી ભરતમાં પારસીબુટ્ટા, ઈરાની સ્વરૂપની કામધેનુ, વ્યાલ, તેમજ લયલા અને મજનુની કથા પણ આવી. અને કચ્છીભરતનું કલાપાસું અને સૌંદર્ય તો હજી આજેય અપરૂપ રહ્યા છે. કચ્છમાં મોચીભરત, આરીભરત એ વ્યાપારી રીતે પણ થયું છે, તેમ છતાં લોકજીવનમાં આયર, કણબી, જત, રજપૂત, વણિક, રબારી વગેરેના ભરતમાં તે જાત અને ભાત પ્રમાણેનું થયું છે

અંગ્રેજી અમલ દરમ્યાન, યુરોપી, પારસી અને દેશીભરતનું 'સંયોજન થતું ગયું; તે ભરવાની રીત ટાંકો એમ જ રહ્યો છતાં ભાતમાં વિવિધતા આવી. પારસી બુટ્ટા અને યુરોપીય ગજરાએ છેલ્લાં કાળમાં લોકનારીને પણ તે ભાત ભરવાનો મોહ જગાડયો અને, થેલી, ખોયા, પડદા વગેરેમાં આવા ઝાડ બુટ્ટા, ગજરા ભરવા માંડયા. સ્વરાજ્ય આવ્યા પછી ભરતના ટાંકામાં પણ વિવિધતા આવી, પરપ્રાંતના વિવિધ ટાંકા અને અવનવા રંગો પણ આવ્યા, હવે આજે તો ભરવાનાં મશીનો પણ આવ્યાં અને હાથના લોકભરતનો કલાકસબ મશીનોએ ખેંચી લીધો. મોટાભાગે હાથેથી ભરવાનું લુપ્ત થતું જાય છે અને હવે મશીનથી સાડીઓ વગેરે ભરાવા માંડયાં છે આમાં લોકભરતમાં સમગ્રભારતના દરેક પ્રાંતના લોકભરતની પીછાન



નં–૪: મથાળે પહેલું તૂઈ–તકિયા ભાતનું લાંબા પેટનું કાપડું; વચ્ચે ગોળે ફૂંખિયાંનું મલકટી (ટૂંકા) પેટનું કાપડું. એમાં બાજુ નામની ભાત ભરી છે. ત્રીજું પણ મલકટી પેટનું કાપડું. એમાં છંદ-વેલની ભાત છે. નીચે પહેલો છે તે ઘાઘરો. ઘેરમાં પ્રથમ નીચે ગણા, પછી કોર, કાંગરાં, અડ-દિયા ને વીજળીવેલની કોર માથે કેવડા ભરત. બીજો છે તે ચણિયો છે. આ ચણિયો ઉભી અને થેપાડાની જેમ પહેરાય છે પણું એને કસ હોય છે. ઉપલી ફડક ઉપર કાટખૂણા આકારનું ડેલું ભરેલું હોય છે. મથાળે ઝાડ ભરેલાં હોય છે. ઉપરના ચણિયામાં નીચેથી પ્રથમ ગણા, પછી કોર, કાંગરાં, કાંટા, પછી પોપટની કોર પછી અરધી ફૂલવાડીની ભાત ભરી છે. ઉપલી ફડકમાં ડેલાને માથે મોરલાની જોડ ને ઉપર વીંછીનું સુશોભન છે. જમણી બાજુ અર્ધગોળાકારે છે તે છોકરાની ટોપીની કોરમાં કાચની હાર, અને અધાંખડીભાત તથા આંગળાં સીકલ ભર્યા છે. એની નીચે ડાબી બાજુ છોકરીને ઓઢવાની બોશલી છે. તેની કોરમાં કાચની હાર અને ભરતમાં ડોડવા તથા પારસી સાદરાની ભાત છે. જમણી બાજુ છોકરાને ઓઢવાનો 'નતિયો' છે. જેની કોરમાં બાવળિયા, કાચ, અડદિયાની હાર ને વચમાં ઝાડનું ભરત છે.

થની ચાલી અને આજે લોકભરત દ્વારા સમગ્ર ભારતની સંસ્કૃતિની અનેકવિધતામાં પણ એકતા જોઈ શકાય છે.

બંગાળના "કાંથાર શિલ્પ"ના ટાંકા ટેભા, ફૂલ, પત્તી વગેરે શોભનભાતોમાં બંગાળી લોકપરંપરાની ભાતો જોઈ શકાય છે. પણ માછલી, ઘુવડ, પગલાં વગેરેમાં તળપદ બંગાળની જ સંસ્કૃતિ અને સંજ્ઞા પ્રતીક–માત્ર બંગાળની ધાર્મિક વ્રતવિધિના જ જોઈ શકાય છે. સૌરાષ્ટ્રના લોકભરતમાં માછલી કે ઘુવડને ક્યાંય સ્થાન નથી.

પંજાબની 'ફૂલકારી'માં ત્રાગ–ટેભાની મનોહર

રચનાથી કોણાકૃતિ રચતી વિવિધ ભાતોથી ભરત કામનો સમગ્ર નમૂનો ખીચોખીચ ભરેલો હોય છે. તે સૌરાષ્ટ્રના કોળીકૂલના અને કથિપીના ભરત પ્રકાર સાથે સરખાવી શકાય તેવો છે. ઉપરાંત માનવીય આકાર, ઝાડવી, પશુ વગેરેની આકૃતિ સૌરાષ્ટ્રમાં ભરાતા ગોદડાં-ઢાંકણિયા કે ધરણિયા'ની સાથે મીંડવી શકાય ખરા.

રાજસ્થાનની 'સુજની'માંનું ભરત, ભરત નીચે ભરેલી ગોળ ગોળ ચારણીયો જોતાં લાગે છે કે જૂનાં ઘસાઈ ગયેલાં બે ચાર કપડાં પછેડી ભેગા કરીને તેની માથે દોરાથી ટેભા લઈને એક બધાનું સંયોજિત કાપડ કરી તેના માથે ભરવાનો રિવાજ છે. મોટા ભાગે ધરતી પર પાથરવા માટે આવી સુજની અને કાઠિયાવાડી "ધરણિયા" દરણું કરવામાં પણ વપરાય છે. "ધરણિયા" નામ જે ધરતી પર પાથરવાનું તે બતાવે છે.

સૌરાષ્ટ્રના ભરતની સમાંતર બીજા અનેક લોકો ટોળીઓ દેશો વગેરેનું ભરત સૌરાષ્ટ્ર અચુક અંગે પોતાપણું જાળવીને બેઠું છે. છતાં સમગ્ર અસર એક છે. તો પણ એ એકતામાં ઘણીય વિવિધતા તો છે જ.

બલુચિસ્તાન, અફઘાનિસ્તાન, પંજાબ, સિંધમાં થઈ કચ્છ-સૌરાષ્ટ્રમાં ભરત પરંપરા પ્રસરી છે. આમ આ બધા દેશોમાં સાંસ્કૃતિક રીતે ભરતપ્રથાની શરૂઆતમાં-એકત્વ સાધતા એક સરખા-રંગ, ટાંકા ટેભા ભરાતા હતા. ઘેરી લાલ ભોં માથે ધોળા, પીળા, લાલ અને ભૂરા રંગથી નાકાનું ભરત આ કાળે ખાસ ભરાતું. તે બહું જ સાદું સીધું હતું. તેને સૌરાષ્ટ્રના 'બર-જાળી'ના ભરત સાથે બહુ સારી રીતે મીંડવી શકાય આમ શરૂઆતનું ભરત માત્ર નાકાભરત જેવું જ હતું જે મોટા ભાગે પંજાબ સિંધમાં થઈ સૌરાષ્ટ્રમાં પણ પ્રસર્યું.

પંજાબમાં "ફૂલકારી" અને ગૂઢી ભોંમાં રંગીન કથિપીના કોણાકૃત આકારો સમગ્ર ભરતને ફૂલવાડી જેવું સૌંદર્યદર્શી બનાવે છે, તો સિંધમાં અદગલ, બીજોરું, હૂરમચી જેવા નાકાના ભરત સાથે નગરઠઠ્ઠા વગેરેના ઉજળિયાતના લોકભરતમાં કોર ફૂલકારી જેવી કથિપીની, તો પોતમાં ક્ષાડવા, અદગલ વગેરેનો ઉપયોગ થાય છે. અહીં આકૃતિપ્રધાન શોભન ભાતોનું બહુ ઓછું સ્થાન છે, છતાં પાછળથી તે સિંધમાં ઝાડવી, મોર, હંજ વગેરે સ્વરૂપે પણ સ્ટાઈલના આકારથી ભરાય છે.

સૌરાષ્ટ્રના લોકભરતમાં તળપદ ભાતોની પરંપરા હતી. તે સીધીસાદી અને બહુ સહેલાઈથી ઓળખી શકાય અને એક જ ભાતનું વારેવારે પુનરાવર્તન થાય તેવી હતી. તેમાં પાંદડી, ફૂલપાન, અડદિયા, ત્રણપાંદડી, ફૂલ વગેરે પ્રાથમિક કક્ષાની અને સરળ ભાતો હતી. પણ આ ભાતોમાં નાવીન્ય લાવનાર બીજી આવેતુ પ્રજાઓ પણ છે. જેમાં વિશેષ ફાળો કણબી, (કૃષ+અન = કુષાન) આમ કુષાણ-કણબીનો છે. તે સ્ત્રીઓએ કુદરતના યથાર્થ સ્વરૂપને મનોભૂમિમાં ઝીલી તેની આંતરિક કલ્પનામાં તે જોયેલાં યથાર્થ ને સરળરૂપે પોતાના ભરતચીતરની ભાતમાં મૂર્ત કર્યાં છે. આમ કણબી મોટાભાગે ખેડૂત અને પશુપાલક હોવાથી તેમની ભરતભાતોમાં કુદરતી પ્રકૃતિ, પશુઓ, માનવી અને બીજા આકારોનું બહુ સાદગીભર્યું નિરૂપણ થાય છે. આ મૂર્ત નિરુપણની રચના એવી કરવામાં આવે છે કે તેનો આકાર સહેજ દોરાથી ભરી શકાય, આમ ભરતમાં નારીની ચિત્રસમજ અને પ્રકૃતિના શોભન સ્વરૂપને મનોભૂમિમાં સંગ્રહિત કરી તેના સાદા આલેખન ભરી રજૂ કરનાર નારી છે.

આમ સૌરાષ્ટ્ર-ભારતીય ભરતની શોભનભાતોમાં પરદેશથી આવેતું પ્રજાનો પણ ભરત પ્રકારનો તંતુ ભળ્યો છે. સિંધમાંથી નાકાભરતનો પ્રકાર, પંજાબમાંથી ફૂલકારી કથિપીનો પ્રકાર, બંગાળમાંથી ટેભા લિખિઆ ભરતનો પ્રકાર અને મધ્યપ્રદેશ રાજસ્થાનમાંથી ચારણી ટેભાનો આકાર એ બધાનું સંયોજિત સ્વરૂપ સૌરાષ્ટ્રના લોકભરતમાં વિકસ્યું છે, પણ મહત્વની વાત તો એ છે કે સૌરાષ્ટ્રી ભરતમાં ભાત સુશોભન-તેમાંય ખેડૂતના ભરતની ભાતો તે તેનો આગવો પ્રકાર છે. જેના નામ પણ પ્રકૃતિ અને કવિતા જેવા છે. જેવાકે દાડમવેલ, પોપટવેલ, વીજળીવેલ, કમળફૂલ, બારમોર, ઢેલવાટકા, હોડકામચ્છી, લીંબોળી, ફૂલથંભા વગેરે.





નં-૫ : છોકરાની ચોરણી. નીચે પ્રથમ મોળિયાં, અડદિયા, ડોડવા, ઊભી સળી, કાંટા કાંગરાં અને ઉપર ઝોળામાં ફૂલગોટા અને મોરની ભાત છે. નેફે ડોડવડી ને નાડીએ ફૂમતાં છે. જમણી બાજુ છોકરીની ઘાઘરી છે. એમાં નીચે લીસા અતલસની દરજીએ સીવેલી કોર, પછી અડદિયા, એની ઉપર વીજળીની વેલ, પછી કાંટા અને એની ઉપર ફૂલથંભાની ભાત.

યુરોપી પ્રજામાં દીકરીના લગ્ન વખતે હાથમાં ખાસ પ્રકારનો ફૂલ ગજરો રાખવાનો રિવાજ છે, તો સૌરાષ્ટ્રમાં દીકરીના લગ્ન પ્રસંગે ફૂલથંભ–ફૂલગજરાનો જ ભરેલો ઘાઘરો પહેરાવવો તેવો રૂઢિગત ચાલ છે. અહીં વસ્તુના ભેદ છે, પણ આંતરિક ભાવમય સ્વરૂપ એક જ છે. એકમાં ફૂલો સ્થુળરૂપે તો બીજામાં ફૂલોનું ભરત– એ પરંપરાનું સ્વરૂપ બતાવે છે, માધ્યમ જુદા છતાં રીત ચાલ એક જ છે,

સૌરાષ્ટ્રની જુદી જુદી જાતિઓમાં ભરત ભરેલું પહેરવા, ઓઢવા શણગારવા અને સૌંદર્ય માણવાનો ચાલ છે. મોટાભાગે ખેતી કરતી કોમ અને ક્ષાત્ર સંસ્કારવાળી કોમમાં આ ચાલ રૂઢિગત રીતે અને સૌંદર્યશોભન તરીકેનો છે. રાજ રજવાડામાં પણ સૌંદર્યરૂપ કે શોભન તરીકે ભરતને મૂલવવામાં આવે છે તેથી મોચી કોમના પુરુષો અને સ્ત્રીઓએ વ્યાપારી રીતે પણ ભરત ભરવાનો ધંધો કર્યો છે. આમ આ વ્યાપારી ભરત સોય તેમજ મશીન–આરીથી વિશેષ ભરાયું છે આ આરીભરત કપડાં સાથે ચપોચપ બેસી જઈ ઝીણું અને ગંઠીને ભર્યું હોય તેવું લાગે છે, આ ભરતમાં આકારો એવા સુરેખ ભર્યા હોય છે કે તે ચિત્ર સદશ દેખાય છે.

સૌરાષ્ટ્રની કાઠીકોમનું ભરત વધારે આકૃતિ-પ્રધાન અને તેથી ચિત્રાત્મક તેમજ કથાતત્ત્વવાળું હોવાથી કથા અને સૌંદર્યવાળું હોઈને બૌધિક તત્ત્વવાળું વિશેષ હોય છે. કાઠી સ્ત્રીઓની રંગ સમજ ઊંડી અને ખાસ કરીને ગૂઢા રંગો માટે તેને વધારે પક્ષપાત હોય છે. તેમનું ભરત વિશેષ ગૃહશોભન તેમજ પશુ શણગારનું વિશેષ ભરાય છે. આ ભરતના પોત તરીકે

વપરાતો કપડાનો રંગ હમેશાં નીલો, લીલો, કાળો, ઘેરો કેસરી અને ઘેરો લાલ હોવાથી તે પર ભરત બહુ જ સુંદર લાગે છે. તેમાં ઢોલામારુ, વચ્છરાજ સોલંકી, રૂપાંદે વેરાવલજી, રામાયણ, કૃષ્ણલીલા, શિશુપાળની જાન, પર જાતના ઘોડા, પશુ, પંખી ઝાડ વધારે ભરાય છે. ઉપરાંત ભૌમિતિક આકારોથી પણ ખેસણ, ચાકળા ભીંતિયા, સૂરજસ્થાપન વગેરે પણ ભરે છે.

કાઠી ઉપરાંત ક્ષાત્ર કોમોમાં તેમજ મોલેસલામ રજપૂતોમાં પણ પશુ શણગારનું ભરત થાય છે. તેમાં શોભન આકારો, ગજવ્યાલ, ફુલ ફુલ, તેમજ મોર, પોપટ અને ઝાડ વગેરે ભરાય છે. ગરાસિયાના ભરતમાં ખાસ વિશિષ્ટતા નથી, પણ તેઓના ઉલેચ કે ધાણિયામાં રાજા, હાથી, હોદ્દો, પાણિયારી, વલોણુ, શિકાર, સૂરજ ચંદર કે રામાયણ મહાભારતમાંથી કે કૃષ્ણલીલાના છૂટક છૂટક પ્રસંગો પણ આકૃતિપ્રધાન રૂપે ભરે છે. આ આકૃતિઓ લોકકળા જેવી વધારે હોય છે. તેનું કારણ તે મોટા ભાગે પુરૂષ ચીતારાએ દોરી હોય છે. તેથી અને પુરૂષ ચીતારો એટલા માટે દોરી આપે છે કે ગામના બાપુ કે ઠાકોરનું આ કામ હોવાથી તેને તે નૈતિક કે પછી બીજી ફરજથી દોરી દેવું પડતું. એટલે ગરાસિયાના ધાણિયામાં લોકકળાના જેવા વધારે આકારો હોય છે. બારોટ તેમજ ચારણના ભરતમાં પણ ગરાસિયા અને કોઈવાર કાઠી કે કણબીના ભરતની અસર આવે છે. આયરના ભરતમાં બાર ગાઉએ બોલી બદલાય તેમ પ્રાંત પ્રાંતની થોડીક વિશેષતાઓ જોવા મળે છે. દા.ત મોરબી, મળિયા તરફના આહિરીભરતમાં સફેદ ગદમાં રંગરંગીન ભરત અને હરનો વાનો પૂરેલો હોય છે. તેમાં એક આકારથી બીજા આકારને જુદા પાડવાની રીત બહુ જ સુંદર અને ચતુરાઈ ભરી છે. આ આકાર પાસેથી તેમજ દૂરથી જોતાં બહુ જ સુંદર લાગે છે. તો કચ્છની અને સૌરાષ્ટ્રની સરહદ પાસેના આહિરીભરતમાં લીલા અને લાલપીળા રંગની બહુ જ સુંદર ગોઠવણી હોય છે, તેમના ઢોલિયા ઉપર રાખવાની કીસ કે મળીમાં આકૃતિ અને ઝાડની રચના બહુ જ સુંદર સ્વરૂપે ભરી હોય છે. આહિરીભરતમાં બહુ જ ચોકસાઈ અને ચોકખાઈ હોય છે.

જૂનાગઢ તરફના સોરઠી આહિરીભરતમાં ધોળાગદમાં સુશોભન અને મોટા મોટા ફૂલવેલ્યની ભાતો સાથે આકૃતિનું પણ સંયોજન હોય છે. રંગવાનો લાલ, લીલો, પીળો, ગુલાબી વિશેષ હોય છે. તો વાળાકો પંચોળી આયરનું ભરત ગોહિલવાડી કણબી જેવું ભાત અને ગદમાં વિશેષ સ્વરૂપે મળતું જોવા મળે છે. છતાં તેના ગોદડાં ઢાંકણિયામાં આંબો, બાજોઠ, મૈયારાં વલોણું વિશેષ સ્વરૂપના છતાં સરળ પ્રાકૃતિક સ્વરૂપના ભરેલા જોવા મળે છે.

મધ્યસૌરાષ્ટ્રના જામનગર હાલાર વિસ્તારના આહિરીભરતનું પોત પીળું હોય છે, તેના પર પોપટ પૂતળી, ઝાડ ફૂલવેલ વગેરેની ભાતો ભરાય છે. પીળા માથે લાલ, સફેદ, ભૂરો અને લીલો રંગ ખાસ વપરાય છે. મોટા મોટા ગોટીફૂલ અને વચ્ચે આભલાં ટાંકવાનો પણ ચાલ છે, આ ભરતમાં મધ્યસૌરાષ્ટ્રના સથવારાની અસર લાગે છે.

સથવારા કોમ પણ ખેતી કરતી કોમ છે. એક કાળે તે પણ ક્ષાત્ર સંસ્કારવાળી આવેલું પ્રજા હશે, પણ વિક્રમની પ્રથમ સદી પછી તે સૌરાષ્ટ્રમાં રહી ત્યાંની પ્રજા સાથે ભળી જઈ ખેતી કરવા લાગી ગયા છે. તર્ક કરતાં સાતવાહનો જે આવ્યા તેના પરથી "સતવારા" તે હોય તેવો તર્ક કરી શકાય. તેનું ભરત પણ પીળા ધોળા પોત પર સ્ત્રીઓ ભરે છે. તેઓમાં ખાસ વિશેષ સાડીનો છેડો, અને આંધ્રની લોમ્બાડી કોમની સ્ત્રીઓની જેમ ઘૂંઘર મથરાવટી પણ કોઈ કોઈ ભરીને માથે ચડાવે છે. ખાસ કરીને લગ્નના સાળુ માથે પણ ડોડવો કરાવેલી મથરાવટીનો ચાલ લોકવરણમાં હજીએ છે. સથવારાના ભરતની ભાતો બપોરિયા ફૂલો, ચક્રગતિએ વંટોળાતા ફૂલો, વગેરે તે પ્રજા એકવાર સૂર્યપૂજક હશે તેની ખાત્રી કરાવે છે.

બરડાના પોરબંદરના મેરમાં ભરતનો ખાસ ચાલ નથી. ભરત કરતાં તેમાં ભરત આળેખના ચીતરામણ ખાસ થાય છે છતાં કોઈ કોઈ સ્ત્રીઓ ઘેરી ભોંના ચાકળા ભરે છે. તેમાં પોપટ, પાંદડી અને



નં–૬: ડાબી બાજુ સાંઢણીની ડોક ઉપરની ઝૂલ, ઝૂલને મથાળે પહેલું છે તે સાંઢણીની ડોક લટકાવવાનું ડોકિયું, એના પડખે છે તે ફૂમતાં. જમણીબાજુ ઉપર છે બળદને ઓઢાડવાની ઝૂલ, નીચે ડાબી બાજુ પ્રથમ ઘોડાના ડોક ઉપરની ઝૂલ, તે પછી છે તે શિંગરોટિયું કે ખોભળી છે. વચ્ચે છે તે માથરોટિયું અને તે પછી ભરત ભરેલો મોરડો છે.

મોટા આભલા ટાંકવાનો વિશેષ ચાલ છે.

ઓખાના વાઘેરોમાં ભરત બહુ જ ઓછું છતાં વાઘેર સ્ત્રીઓ ઘોડાની મથરાવટી, સાંઢિયાની લેલાવટી અને નાના નાના ગૃહશોભન ભરત ભરે છે. તેમાં કાચ–ખાંપને બહોળા પ્રમાણમાં ટાંકે છે.

આ સિવાય ખેતી કરતી કોમો અને માલધારી તેમજ વસવાયાના ભરતની પણ એક ખાસ વિશિષ્ટતા છે. તેમાં કણબી, ખરક, કારડિયા, પલેવાળ, કોળી તેમજ વસવાયાનું ભરત સૌ સૌની જ્ઞાતિજાતિની ખાસીઅતવાળું તેમજ આર્થિક તેમજ પરંપરિત રૂઢિને અનુસરતું ભરત ભરાય છે. ખેતી કરતી કોમોની સ્ત્રીઓમાં ભરેલાં કપડાં પહેરવાનો રિવાજ અને ચાલ હોવાથી આ સ્ત્રીઓ ભરેલાં ઘાઘરા, ચણિયા અને કાપડાં પણ ભરેલાં પહેરે છે. ઘાઘરા તેમજ ચણિયા ચોળિયા અને ખારવી પર ભરાય છે. આ ખેતી કરતી કોમનું વિશિષ્ટ ભરત છે. ઘાઘરા ચણિયાની શોભન ભાતોમાં પ્રાકૃતિક આળેખભાતનું મૌલિક સ્વરૂપનું, શોભન સ્વરૂપનું ભરી શકાય તેવું સુંદર અને લયવાહી ભરત ભરાય છે. તેમાં આશરે જૂની ૩૦ થી ૩૫ જેટલી ભાતો છે–વળી છેલ્લા ૩૦ વરસમાં બીજી ૪૦ કરતાં વધારે નવી ભાતોનું ઉમેરણ થયું છે. તેમાં આધુનિક આકારો જેવા કે રેડીઓ, રોકેટ, વગેરેનો

સમાવેશ થાય છે, પણ જૂની ભાતોના સાદાઇ સાથે ભરતકામમાં તેને ભરી શકાય તેવી સલુકાઇ આ નવી ભાતોમાં નથી, તેનું કારણ તો નવી ભાતો ચીતરનારાને ભરત માધ્યમનો ઊંડો ખ્યાલ ન હોવાથી તેઓએ આકાર ઉપર મહત્ત્વ આપ્યું છે, તેથી આકાર સારો થયો પણ મોટા આકારમાં ભરવા જતાં દોરાની ત્રીબની લંબાઈ વધતાં ભરત વીંખાઈ જવા લાગ્યું. જો કે ચતુર સ્ત્રીઓએ આવા લાંબી ત્રીબના વીંખાતા ભરત સાથે ટીપકી અને દાણા ભરીને ભરતને બેસાડવા માંડયું, આમ દાણા ટીપકી એ ભરતમાં છેલ્લાં ત્રીસ વરસમાં આવેલો પ્રકાર છે. ઘાઘરા ચણિયાનું ભરત પ્રથમ દોરીના બંધપણાથી અને તે પછી વાને વધતા રંગના પૂરણાથી ભરાય છે. તે ભરવાનો પ્રકાર આડા ફાંટિયાનો છે.

ખેડૂત સ્ત્રીઓના ઘાઘરામાં સૂતર, હીર, અને ખાંપનો વિશેષ ઉપયોગ છે. પણ વધારે હીરનો ઉપયોગ તો ખેડૂત જાતિના ઘર અને પશુશણગારના ભરતમાં થાય છે. ઘરશણગાર અને પશુશણગારનું ભરત વિશેષતઃ સફેદ પોતના કપડાં પર ભરાય છે તેથી તેને ધોળું ભરત કહે છે. તેનાં તોરણ, બે ચાકળા, બે પાન-કોથળી કે બે ટરપરિયા, બે તકિયા, બે ટોડલિયા, બે, બારસાખીઆ કે ચીતરિયા, બે સાખ, પછીપતાટી, ગણેશસ્થાપન, માંડવાની ૧૮ હાથ લાંબી કાંધી વગેરેમાં શોભન ભાતના તેમજ કથિપીના કોળીફૂલ અને ડાબલીના ભરત ભરાય છે તો પશુશણગારના ધોળા ભરતમાં બળદોના ચાર શીંગડાં કે ખોભળા, બે મથરાવટી, બે મોરડા, ચાર કાન, ચાર રાશ, બે જોતર અને બે ઝૂલ ભરાય છે. ઘોડાની ઝૂલ કે ઘૂઘી અને પાછળનું પૂંઠિયું પણ ભરાય છે. ઘોડા અને બળદના ભરતમાં ધોળા પોત ઉપરાંત જિલ્લાવાર રંગીન પોત પર પણ ભરત ભરાય છે. જેમકે કાઠીમાં નીલા પર, આહિરમાં પીળા પર વગેરે.

ભરવાડ અને રબારી માલધારી કોમ છે. તેની સ્ત્રીઓ તો ઊનના ધાબળા જ ઓઢે છે, છતાં નવરાશે તે બાળકોનાં કેડિયાં, ટોપી પણ ભરે છે. ગરમ ધાબળીના છેડા પર ભરત ઉપરાંત અટલેસના કાપડાં પર પણ તેઓ ખાર્સ ભરત ભરે છે. ધાબળીના છેડા પર તેઓ સાયકલ, રાસમંડળ, આગગાડી કે ધકકાગાડી, ગોરાવલોણું વગેરે ભરે છે, તો કાપડામાં કાચ-ખાંપના થથેડા તેને વધારે ગમે છે.

સૌરાષ્ટ્રમાં ગોહિલવાડી કણબીનું ભરત સૌથી સુંદર અને શોભનભાતોમાં વૈવિધ્યવાળું હોય છે. કણબણોના ઘાઘરાનું ભરત પ્રાકૃતિક સરળ શોભન-સ્વરૂપનું અને બહુ જ સુંદર રીતે સંયોજિત હોય છે. તેમાં ભરતના માધ્યમને અનુરૂપ ભાતોનું આલેખન એ આ ઓળખનાર સ્ત્રીની ખાસ વિશિષ્ટતા છે.

ખરક વૈશ્ય છે. માત્ર ગોહિલવાડના દરિયા કાંઠે અને ખાસ ઘોઘાબારામાં વસતી આ કોમ પરદેશી હોય તેવું લાગે છે. ઈ. સ. ની શરૂઆતમાં ક્ષત્રપની સાથે આવેલા ક્ષહરાત-ક્ષત્રપ મૂળ ઈરાન તરફના હતા. તે સૂર્યપૂજક હતા, ગર્દભીલ્લના ખરને તેઓએ હાંકીને ગર્દભીલ્લને મારી નાખ્યો વગેરે વાતના સામ્ય પરથી ક્ષહરાત-ખહરત-ખરકક-કે ખરક જ્ઞાતિ થઈ હોય તેવો તર્ક કરી શકાય. તેના ભરતમાં સૂર્યનું પ્રતિક મોટા અણિવાળા ફૂલથી ભરાય છે. વ્યાઘ, દીપડાનું આલેખન વગેરેના ઘાટવળોટમાં ઈરાની શૈલીના ચિત્રની અસર જોઈ શકાય છે. ખરક દોઢસોથી બસો વરસ પહેલાં આર્થિક રીતે બહુ જ ગરીબ પ્રજા હતી, તે કાળે તે માત્ર બપોરિયા સીકલ અને ગોળ લાડવા, ચોકડા, વગેરેની ભાતો ભરતી પણ જે તેઓ કપડાં ઉપર ન ભરી શકતા તે પોતાના ગાર કરેલાં મકાનની ભીંતે ખડીથી આલેખતા તેમાં ચાકળા, હાથી, વાઘ વગેરે હતું. આજે છેલ્લા ૨૫-૩૦ વર્ષથી તે જ્ઞાતિ ઠીક ઠીક સુખી થતાં જે ચીતરતાં તે આજે ભરવા માંડયું અને બધી જ્ઞાતિઓમાં મોટાભાગે ભરેલા ચણિયાનો રિવાજ જવા લાગ્યો ત્યારે ખરકસ્ત્રીઓ પૂર જોસથી ભરવા લાગી. નવી ભાતો ૩૦ થી ૪૦ પ્રયોજાઈ છે, તેનો સૌથી વધારે ઉપયોગ ખરકસ્ત્રીઓએ જ વિશેષ કર્યો છે.

કારડિયા રજપૂત અને મોરીમાં પણ ભરેલું પહેરવાનો રિવાજ છે. મોરી મૌર્ય-પરથી ઉતરી આવ્યા



નં-૭: ઉલેચ: (મહાજન જગુશી ધીરજ) શ્રી. ઉમરભાઈ જરીવાળાના સંગ્રહમાંથી. વચ્ચે સૂરજગલ. ચાર ખૂણે ચાર બાજઠ, ફૂલવાડી ચોક અને તેમાં મોર, પોપટ, વલોણા, પારણા અને વીંઝણો. સાવ નીચે હાથી અને પોપટવેલની ફરતી કોર.

છે. તેઓનું ભરત લગભગ કણબીને મળતું છે, છતાં કણબી સ્ત્રીની જેટલી સફાઈ કારડિયાના ભરતમાં નથી. કારડિયાનો ઉલેચ કે ધાણિયો લોકસ્ત્રીએ આળેખ્યો હોવાથી પ્રાકૃત-ભરી શકાય તેવા સુંદર આકારોનું આકલન તેમાં વિવિધ રીતે જોવા મળે છે.

પાલીવાલ તે વીસા અને દશા પ્રકારના હોય છે. તે રાજસ્થાનમાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા છે. તેમાં દશા ખેતી અને માલઢોર ઉછેરનો ધંધો કરે છે. તેની સ્ત્રીઓ ભરેલા ઘાઘરા અને કાપડાં પણ ભરેલાં પહેરે છે. ઘરશણગારનું ભરત પણ તેઓ ભરે છે. પણ તેની ખાસ કોઈ વિશિષ્ટતા નથી.

કોળી પટેલ પણ ખેતી કરે છે. તેમાં પણ સ્ત્રીઓ ભરેલાં કાપડાં ઘાઘરા પહેરે છે. પણ કોળીનું ભરત બહુ જ પાસ્વું અને તેની ભાતો બહુ જ નાની, અને છૂટી છૂટી હોય છે. ડુંગર પ્રદેશના કોળી અને કંઠાળના કોળીના ભરતમાં થોડોક ફેર છે. કંઠાળની કોળણોના ઘાઘરામાં છૂટી છૂટી ઝાડવી બુટી વગેરેની ભાતો હોય છે. તેનો ઘાઘરો સળંગ ભરેલો નથી હોતો.

ઉપરાંત વસવાયામાં કુંભાર, વાળંદ, વગેરેની સ્ત્રીઓ ભરેલા ઘાઘરા પહેરતી, આજે તે લુપ્ત થયું છે. સગર, બાવા અને વાઘરીમાં પણ ગૃહશોભનના ભરત ભરવાનો આછો પાતળો ચાલ છે.

સૌરાષ્ટ્રની ઉજળિયાત કોમ-મહાજન વગેરેમાં પણ ભરત ભરવાનો ચાલ હતો. તેમાં વાણિયા, લોહાણા, ભાટિયા, સોની, બ્રાહ્મણ વગેરેમાં દેશીભરત ભરાતું. આ કોમના લોકો આર્થિક રીતે સુખી તેમજ બૌધિક રીતે ચતુર અને તેની સ્ત્રીઓને વધારે નવરાશ હોવાથી તેમનુ ભરત સુંદર, ઠાંસી ઠાંસીને ભરેલું; વચ્ચે વચ્ચે લીખીઆ ભરેલા મોટા મોટા ચાકળા મહાજન સ્ત્રીઓના જ હોય છે. મહાજનભરત કાં તો રંગીન પોત માથે અથવા કોઈવાર અતલસ કે ગજી માથે ભરાતું.

સૌરાષ્ટ્રના લોકભરતમાં ભરતકામના માધ્યમ અને ટાંકાની રચના દૃષ્ટિએ બે ત્રણ ભાગ પડી શકે તેવું છે. તેમાં "નાકાનું ભરત" તે બહુ જ જૂનું અને સિંધ કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં આવ્યું છે. આ ભરત ગણતરીપૂર્વક ભરાતું હોવાથી પ્રૌઢવયની સ્ત્રીઓને વધારે નવરાશ હોવાથી તે નાકાના ભરતના ઘાઘરા ભરીને વિશેષ પહેરે છે, તેની ભાતો માત્ર એક આકાર જ હોય છે. તેનું પુનરાવર્તન થયા કરે છે. તેના નામ લાડવા, બાવળિયા. ચટફૂડા, ચોકડા, અદગલિયા, પોટલિયા, પાંચ ફેફળ, કાંગરીફૂલ, બારજાળિયા વગેરે છે. આ ભરતમાં માત્ર સૂતરનો જ ઉપયોગ થાય છે.

કટાવકામ એ કપડાંને દરજીએ સીવતાં વધેલાં કાપલાને બરોબર ગોઠવીને બનાવેલો કટાવકામનો પ્રકાર છે. તેમાં ભરત નહિ પણ સંધાણુ અને તુનાઇનો ઉપયોગ થાય છે. તેમાં ત્રણ પ્રકાર મુખ્ય છે (૧) કાપેલું કાપીને કોતરેલો છૂટો આકાર (૨) કોરેલું ચોરસ કે લંબ ફાળામાં વચ્ચોવચ્ચ કોતરેલી શોભન ભાત. (૩) જોડેલું. એટલે ટૂકડા ટૂકડા સંધાડીને બનાવેલું. આમ વિવિધ રંગના કપડાં ધોળા પોત ઉપર મૂકીને મોટા ભાગનું કટાવકામ થાય છે. ખાસ કરીને દરજી સ્ત્રીઓ, મોચી સ્ત્રીઓ અને મહાજન, લુહાણા, ભાટિયા, ખોજા વગેરેની સ્ત્રીઓ કટાવકામ કરે છે

રાજા-મહારાજા, ઠાકોર કે ગામધણી અને સુખી ખેડૂતો અને મહાજન તાર – ઝરીના ચાકળા તોરણ પણ ભરાવે છે. તેને તારકસબનું ભરત કે થપ્પાનો થાલ, અથવા આડાભરત પણ કહે છે મોટા ભાગે સુખી લોકો જ આ ભરત કરાવે છે. મોચી ધાબડ કે અટલસ ઉપર પૂંઠાના કે પાતળા ચામડાના આકારો ગોઠવી તેના ઉપર તારભરત ભરે છે; તે પોત કરતાં ઊંચું ઉપસી આવે છે. જૈનોમાં પૂજા ભણાવતી વખતે ઉપર ચંદણી બાંધે છે તે મખમલની અને તેના ઉપર પણ

---

નં-૮: ગૂંચળાવાળો ધાણિયો. (કારડીઆ રજપૂત) સોથી સવાસો વર્ષ જૂનો. બન્ને બાજુ ચાકળા ને બાજોઠ, હાથી અને ઘોડાની સવારી સિંહ માથે દેવીની સવારી. વલોણું પારણું અને મોરલા સાથે ગોપી.

ઝરીતારનું ભરત હોય છે. વૈષ્ણવમાં પીછવાઈ પણ ઝરી તારની ભરે છે. રાજા મહારાજાના હાથી વગેરેની ઝૂલો પણ ઝરીની ભરાય છે. તો ગામવણી કાઠી કે ભરાતા કણબી (હાલારી)માં આડાભરતનો ચાલ છે તે અટલસ ઉપર તાર, સતારા અને ઝીકથી ભરાય છે. તેમાં ગાય, ઘોડાં, હાથી, વાઘ, સિંહ, મોર, પોપટ, ગોપી, સૈનિક ઉપરાંત ફૂલવેલો પણ ભરાય છે.

આમ સૌરાષ્ટ્રના લોકભરતમાં હીર, સૂતર અને ઊન તેમજ તાર–સતારા અને ઝીકનો પણ ઉપયોગ થાય છે. ખેડૂત કોમના ભરતમાં મુખ્યત્વે સફેદ, પીળો, લીલો, ગુલાબી, અને લાલ–આટલા જ રંગોનો ઉપયોગ ભરવામાં થાય છે પણ ખેડૂત ભરતમાં કાચ–આપનો ઉપયોગ પુષ્કળ પ્રમાણમાં થાય છે. કાઠી તેમજ મોચી ભરતમાં થોડાક વધારે પ્રકારના રંગોનો ઉપયોગ થાય છે, તેમાં કેસરી, જાંબલી અને કેળ રંગ વિશેષ છે. કાઠી ભરતમાં, મોટાભાગે હીરનો વિશેષ ઉપયોગ થાય છે. જ્યારે 'નાકાના ભરત'માં માત્ર પીળા, ધોળા, લાલ, લીલા, ગુલાબી અને ભૂરા સૂતરનો જ ઉપયોગ થાય છે. ઊન ઘોડાની દળી કે જીનમાં અને સ્ત્રીઓ ઘાઘરામાં ભરે છે, પણ તેને થોડા જ વખતમાં ઉધાં નામની જીવાત કોરી ખાય છે.

ભરતના નાના અને નાજુક પૂરક અંગો જેવા-કે જવલાં, કાંટા અડદિયા, અધાંખડી, રુબવળિયા, વાંકિયા, ડોડવડી વગેરે છે. લોકભરતના આ નાનકડા શોભન પણ ભરતને ઓર દીપાવે છે. અને ભરતકામના ઉપાડને સમતોલ બનાવી દે છે.

આમ સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ જેવી ભાતીગળ સ્વરૂપની છે, તે જ રીતે તેના લોકભરતનું સ્વરૂપ, સુશોભનો, રંગપરંપરાઅને વૈવિધ્ય ભાતીગળ છે/ અનેક સ્વરૂપની સાંસ્કૃતિક એકતા સૌરાષ્ટ્રના ભરતમાં દેખાય છે. આમ અનેકતામાં પણ દૃઢ રીતે બંધાએલું અને નામરૂપ જૂજવાં છતાં અંતે તો હેમનું હેમ જેવું સૌરાષ્ટ્રનું ભરત એ દેશ અને દુનિયાના સંસ્કારની અણમોલ ભેટ છે.

*

પૃ. ૩૬૦થી ચાલુ]

અમી રોશની પ્રગટાવી જાય છે.

બન્નીમાં હજુ બારાતુ વ્યવહાર બહુ નથી. અવરજવરની એ જ પગપાળી ગતિ અહિં ટકી રહી છે. તેથી અહિંની વસ્તીના રીતરિવાજ, અને જીવન વ્યવહારના સંસ્કાર હજુ લગી તો જેમના તેમ સચવાયા પડ્યા છે. ત્યાં જીવનમાં ધમાલ નથી. કોઈને ત્યાંની સાંસતાઈમાં ત્યાંનું એકાંત જીવન અવિકસિત દેખાય. છતાંય એ જીવનમાં રસ છે અને રંગ છે અને તેની પોતીકી મોજ પણ છે. તેમાં બન્નીઆરોના ખાસ પ્રકારની એક જીવનચિતારની નિરંતરતા દેખાય છે અને તેમાં તેની સત્ત્વભરી પ્રવૃત્તિની છાયા અછતી નથી રહેતી.

આવી બન્નીની સાંસતાઇમાં જુવાની અને સ્નેહના ઉછરતા ઉમળકા તેમના ઉમદા અને બેનમૂન ભરતકામમાં પ્રદર્શિત થાય છે. ઝીણી વિગતો અને રંગની ઉઠાવદાર મેળવણીવાળું તેમનું જાણે સોનદોરાનું આ ચિતરકામ તેમની ઉચ્ચકક્ષાની સૌંદર્ય માટેની સામાજિક સમજ દેખાડે છે. બન્નીના ભરતકામમાં રંગ, ભાત, આકૃતિ અને ઉઠાવમાં આપણી પુરાતન સંસ્કૃતિના અનેકવિધ અંશ સંચવાએલા જોવા મળે છે. મુખ્યત્વે કાળા કે ક્યારેક રાતા કાપડની પૃષ્ઠભૂમિકા ઉપર જાણે અંજતાના કલાકારના રંગ સંસ્કારનો ઉઠાવ પણ તેમાં ડોકિયા કરતો દેખાય. સામાજિક સંસ્કારે બન્નિયારી તેમના ભરતકામમાં સજીવસૃષ્ટિના આકારો નહિં પણ ભૌમિતિક આકારોની એંધાણીઓ સજાવટના પરંપરિત શૈલીની આકૃતિઓનું નિરૂપણ કરે છે. મનની અંદરની ઊર્મિનું પ્રાકટ્ય કરતી હૈયા ઉકલતથી મા દીકરીના સ્નેહતંતુના બંધ દ્વારા કરાતું આ ભરતકામ જમાનાઓના અનુબંધ અને ઉત્સાહની છાંટ તેમાં દેખાડે છે. બન્નીના ભરતકામના આપણા રાષ્ટ્રવારસોને નવી નજરે અપનાવવાનાં તે આપણા રાષ્ટ્રઘડતરમાં અમૂલા ફાળો પૂરાવશે.













લોકભરતમાં વલોણાના પ્રકાર : ખોડીદાસ પરમાર



લોકભરતના કટાવકામમાં ઘોડેસ્વાર યોદ્ધા





મોતીભરતમાં વેલ અને મોર



કટાવકામમાં સાવજનાં સુશોભન : ખોડીદાસ પરમાર

# કચ્છી-ભરત અને બન્નિયારી ભરતકમ્મ

આલેખક લેખક : રામસિંહજી રાઠોડ, આઈ. એફ. એસ. (નિ.)

કચ્છનું ભરતકામ ચિત્રકામની લોકકળાનું જોડિયું હોય એવાં લાલિત્યપૂર્વક વિકસ્યું છે. આજે પણ કચ્છમાં વસ્ત્રાભૂષણો અને તે ધારણ કરવાની રીત કોમવાર અલગ અને વિવિધ રહેલી છે; અને તેમાં કચ્છની રંગીલી લોકકલાના ઉત્તમ તત્ત્વો સચવાયેલા છે. તેમની પહેરવેશની રીતને અનુરૂપ, કચ્છમાં કોમવાર તે પર ભરતકામની લાક્ષણિકતા ખાસ અલગ તરી આવે છે. આ રીતે આયર, રબારી, કણબી, ભાણુસાલી, વાગડિયા રજપૂત, ઠકરાઈ, ઓસવાળ, જત અને ખાસ કરી બન્નિયારોનું ભરતકામ તેમની પોતપોતાની આગવી રીતે રૂપમાં અને રંગે પ્રાણવાન છે. કચ્છના મોચીઓ પણ આરીભરતનું મઝેનું કામ કરે છે.

કચ્છમાં કોમવાર ભરતકામની શૈલી જેમ અલગ છે, તેવી રીતે ભરતકામમાં વપરાતાં તેના રૂપલક્ષણો પણ પરંપરાગત પેઢી ઉતાર તેમના વંશજોને મળ્યા કર્યા છે. છતાંય આ કામમાં માત્ર રૂઢિગત જડ અનુકરણ નહિ થતાં એ સાંસ્કારિક વારસાનો મૌલિક મુક્ત વપરાશ થતો જોવા મળે છે. એકંદરે જોતાં તેમાં સાંકળી અને આંટીવાળા લપેટા ટાંકા તથા આભલાનું ભરત એકસરખું જોવા મળે છે, કચ્છના સાંકળીભરતના કામની આ વિશિષ્ટતા ભારતીય ભરતકામમાં 'કચ્છીભરત' નામે તેની ખાસ પ્રકારની એક આગવી શૈલી ગણાવાય છે. કચ્છના ભરતકામમાં તેના કેટલાક નમૂનાઓમાં તો જાણે ચિત્રમાં હોય એવી એક સરખી ભરાણી, ભરતકામની સફાઈ અને આકૃતિની બારીકી જોવા મળે છે. આ ભરતકામ ટોપીથી તોરણ સુધી-ઝુલ, ઘાઘરા, કાપડાં, ગગા, કંજરી, પાલવપટ્ટી, ચંદરવા, ચાકળા, નોરા વગેરે જેવા રોજિંદા વપરાશનાં દેહઆવરણ, ઘરશણગાર અને પશુ-આભુષણોના ઘણી જાતના વસ્ત્રો ઉપર કરવામાં આવે છે. શ્રમભર્યું સામુહિક જીવન જીવતાં કચ્છના આ લોકો પોતાના જીવનની પ્રતિકૃતિ આમ જાણે રંગથી દેખાડે છે. ઘણું ખરું કસુંબલ, રાતા, કાળા, નીલા, કેસરી કે ધોળા પટ ઉપર તેઓ રાતા, લીલા, જાંબલી, નારંગી કે સફેદ રંગના દોરાથી આ ભરતકામ ઉપસાવે છે. કચ્છના ભરતકામની આકૃતિઓમાં મોર, સુડો અને પાંદડિયા કમળફૂલનો ચકર તેની લાક્ષણિકતા છે.

રોજબરોજના તેમના પહેરવેશની આ ચીજો તો તેમના શ્રમભર્યા જીવનની નવરાશની પળોમાં તેઓ એક વિશ્રાંતિની મોજ તરીકે કરી લે છે. કામે જતી કાણબણ, વાગડમાં ભેંસો ચારતી રજપૂત છોડી, ભાત લઈ જતી ભાણસાળણ, વાંઢીઓ ઉપાડી ઊંટ પાછળ ચાલતી રબારણ, કે ઝીલ ઉપર ભૂંગાની ટાઢકમાં બન્નિયારી આવું ભરતકામ તો વાતો કરતાં કરતી જાય છે. એવી ચોકસાઈ-ભરી હથોટીથી થતાં આ સુંદર ભરતકામની કલાપ્રણાલી એક સજીવ સંસ્કાર વારસો બની રહે છે.

લોકકલાની શોભા સમૃદ્ધિમાં કચ્છમાં ભરતકામનું સ્થાન કચ્છની લોકનારીના અંતરમાં પ્રથમ કક્ષાએ રહે છે. ભરતભરણીમાં પરંપરાની એંધાણીઓથી પ્રયોજાતી શોભનભાત અને શોભત પ્રતીકો કચ્છી ભરતનો અમૂલો સંસ્કાર વારસો છે. કરકસળથી કરેલાં આ હીરતભરત ને આભલા-ભરણીના ભરતચીતર કચ્છી માડુને મન તેની મોંઘેરી મૂડી છે. ભરતકામને જેમ શોભાવંતુ ગણાવાય છે તેમ કચ્છમાં તેને શુકનવંતુ પણ માનવામાં આવે છે. છતાંય કચ્છમાં અવારનવાર આવતી અછત અને દુકાળના દોહ્યલા દિવસોમાં, ગરીબ ગ્રામજનતાને, સંજોગાધિન જીવનનિર્વાહ અર્થે પોતાના દિલથી દવલી ગણેલી પોતાની ભરતકામની આ દોલતને પાણીના મૂલે કાઢી નાખવી પડે છે; અને આ કારણે નાંમની કીંમતે લોકકલાનો આ અમૂલ વારસો શહેરીજનોમાં વેડફાઈ વહેંચાઈ વિરૂપ બન્યો છે.

પરંતુ આ ચાલુ દાયકામાં દેશપરદેશમાં લોકોની કલાદષ્ટિ પલટાઈ છે. લોકકલાની ચાહના વધી



કચ્છી લોકભરતમાં તેના આભલાકામનો ઝગમગાટ, તેના સોયદોરાના કામની બારીકી અને સાદાઈ તથા ચટકીલા રંગમેળની ભરણીથી જે અદ્‌ભૂત સૌંદર્ય નિખરે છે તે તો મૂળકામ જોવા સિવાય તેની કદર ન પડે! અહિં તેની પરંપરિત આકૃતિના કામનો છે માત્ર આછો ઓછાયો ! આંબો, બુટી, વિછુંડો, તલસી સુડો, મોરલો અને મૈયારીના લાક્ષણિક આકારોની એંધાણીએ કચ્છી લોકભરત ઓપે છે.

છે. પરદેશમાં અને ખાસ કરી અમેરિકામાં હવે કચ્છી ભરતકામ માટે પડાપડી થાય છે. આધુનિક નજરે ત્યાં તેનું ઊંચું મૂલ અંકાય છે. અછતના કારમા કાળમાં ભરતભરણીના કામથી, કેટલીક લોકનારીઓને, કમાણીની સહાય મળી રહે છે. એ રીતે રાહતકામ તરીકે અને ધંધાદારી નુસખાથી અમુક ખાનગી પ્રયાસો અને બેએક કેન્દ્રો તરફથી પરદેશના લોકોને ઉપયોગી તેવાં વસ્ત્રો અને ચીજો ઉપર તેમના બરનું ભરતકામ કચ્છમાં કેટલાક ગામડાઓમાં તૈયાર કરાવવામાં આવે છે. બાદમાં આ ચીજોનું દેશમાં અને પરદેશમાં છુટક તથા હેન્ડીક્રૅફ્ટ બોર્ડ મારફત વેચાણ કરવામાં આવે છે. કચ્છી ભરતકામની એક વખત આ અવગણાયલી લોકકળા પુનઃ પલટાયલા જમાનામાં આમ તેનું જૂનું સ્થાન અને ઊંચું મૂલ પ્રાપ્ત કરે છે, અને એ પ્રવૃત્તિ જાણે પુનરોદ્ધાર પામે છે.

કચ્છમાં આરીભરતનો કસબ તો બહુ પ્રાચીન કાળથી વિકસ્યો છે. ચામડા અને ખાલ સીવવા થતો આવેલો આરીનો ઉપયોગ, કાપડનો વપરાશ થવા માંડયો એ કાળથી ઘણો પુરાતન છે. આરીના એવા પ્રાચીન સાધનથી કરાતું ઉચ્ચ કક્ષાનું કચ્છી આરીભરત રજવાડી ઠાઠનું સૂચક રહ્યું છે. બ્રિટીશકાળમાં ગવર્નર, વાઈસરોય વગેરે જેવા ઉચ્ચકક્ષાના પરદેશીઓ









બન્નિયારીનું જેમાં મન મુરકી ઊઠે છે એ તેના કોમલ કરકસબ થકી નિપજતા સજીવ અને સરસ "ભર્ત-કમ્મ"માં વપરાતી એંધાણીઓ પૈકી કેટલીક બુટીઓના અડબાઉ આકારો જે પ્રાચીન છતાં નિતનવા દિસે છે.

મારફત વિલાયતમાં પણ તેની વાહવાહ કરાવાઈ છે. એ કાળે ભેટ સોગાદ તરીકે તેનો ઘણો ઉપયોગ થતો. રાજ્યકુટુંબોને અને મોટા મોટા શેઠીયાઓની માગ અને ઉત્તેજન થકી આરીભરતની કળા ત્યારે ખીલી હતી. ભાટિયા કોમમાં આરીભરતનું મહત્ત્વ વિશેષ લેખાતું. ભાટિયા ગૃહસ્થો ઠાકોરજીની પૂજામાં મૂકવા અતિ સુંદર અને કલાત્મક આરીભરત ભરેલી પીછવાઈઓ કરાવતા. તેના કેટલાક જૂના નમૂના આજેપણ ઉપલબ્ધ છે. અને તે જોઈને આરીભરતની કલાની મહત્તા અને શ્રેષ્ઠતાની કદર થાય છે. હવે બદલાયેલા સંજોગોમાં તેનો વપરાશ રહ્યો નથી. અને કારીગરો પણ ઘટી ગયા. આમ કારીગરો રહ્યા નહિ એટલે આરીભરતનું કામ ઓછું થઈ ગયું છે. આરીભરતના કામને જીવતું રાખવા અને તેને ફેર ઊંચું લાવવા ભુજમાં અત્યારે એક તાલીમીશાળા પણ ચલાવવામાં આવે છે.

ખાસ કરી ભુજના મોચી મુડસ લોકો આરીભરતના કામ માટે ખ્યાતનામ હતા. સ્ત્રીઓ અને બીજા લોકો આ કસબકામ ઓછું કરતા. આમજનતા આરીભરતવાળી સામાન્ય પ્રકારની પણ કલાત્મક ચીજો ખાસ સોગાદ તરીકે હોંશથી વાપરતા. આરીભરતની ટોપી પહેરવી અને લગ્ન જેવા શુભ પ્રસંગે આરીભરત ભરેલું કાપડુ-કાંચળી આપવાનું તો આવશ્યક લેખાતું. આરીભરતમાં પણ લોકકલાની ભાતના સુંદર નમૂનાઓનો ઉઠાવ આપવામાં આવતો. આ રીતે આરીભરત લોકભરતની

ગણનામાં લેખાવાય છે. ઘણુંખરું આરીભરત ગજી કે અતલસ ચીનાઈ રેશમ ઉપર કરવામાં આવતું અને તેના ઉપર બસરાઈ હીરથી આરી દ્વારા સાંકળી ટાંકા લઈ આ ભરત ભરવામાં આવતું. ઝીણું ભરત ભરવા ઝીણી આર વાપરવામાં આવતી. ઘાઘરા, કાપડાં, ઓઢણી, ચાકળા અને પીછવાઈ ઉપર આરીભરત વિશિષ્ટ પ્રકારે કરાવવામાં આવતું. કાપડ ઉપર પ્રથમ આછી સફેદ ભૂકીથી જે ભાત પાડવાની હોય તેની બીબાથી છાપ પાડવામાં આવે છે. પછી આરીથી મોર, પોપટ, કમરફૂલ, પુતળી, સુડા, હાથી, ઘોડા વગેરેની ભાતની ભરણી કરવામાં આવે છે.

આરીભરતનો કસબ જેમ ઘણું ખરું મોચી મુસ્લિમ કારીગરો કરતા તેમ બીજું તમામ લોકભરત તો નારીનો કરકસબ રહ્યો છે. કચ્છનો પ્રદેશ 'સૂકોલીલો' ખરબચડો મુલક છે વરસાદે એની રોનક ઓર વધી જાય છે. વગડે ચોમાસાની લીલકમાં હાલતા ફરતા ને કામ કરતા રંગભર્યા લુગડાં પહેરેલ કચ્છી માડુઓ ત્યારે રંગીન પુષ્પ સરીખા થઈ ઓપે છે. ઉનાળે કે અછતમાં જ્યારે ચોમેર બધું સુકુંઠ હોય ત્યારે પણ રંગીન કપડાં તેમના મનને એક પ્રકારની ટાઢક આપે છે; તેમના મનના મોરલાનું અરમાન એ જાળવે છે. કચ્છના મોકળા મોટા વિસ્તારમાં ગામડાં ગામો છુટાં છવાયાં આવેલાં છે, તેમાં વસ્તીનું પ્રમાણ પણ કચ્છમાં પાતળું છે. ભારતના અન્ય ભાગોથી અત્યાર લગી તો કચ્છ અટુલું રહ્યું છે, તેથી અને કચ્છની અંદરના ભાગમાં વસ્તીની ઓછપ અને દૂરિતાને કારણે, કચ્છમાં વસતી કોમો અરસપરસ ઓતપ્રોત થયા વિના પોતપોતાના સ્વસંસ્કાર સાચવી રહી છે. કચ્છમાં દરેક કોમના પહેરવેશ જેમ અલગ રહ્યા છે તેમ ભરત કામની અને તેની ભાતની શૈલી પણ અલગ અલગ સચવાઈ છે. કણબી, ઓસવાળ, લુહાણા, ભાનુસાળી ને સથવારાના ભરતકામમાં આભલાંનો વાપર લગભગ નથી હોતો, તો આહિર ઓછોવતો ઉપયોગ કરે છે. આહિરમાં મછુઆ અને પ્રાંથળીઆની ભરતકામની શૈલી અલગ હોય છે. રબારીઓમાં કાંચળી ઉપર કરવામાં આવતા ભરતકામમાં ભરચક આભલાં ભરેલાં હોય છે. કાછેલા અને ઢેબરીઆની ભરતકામની હથોટીમાં ફેર પડે છે. આહિરોના ભરતકામમાં તેના ધાણિયા અને ડામચિયાના ઢાંકણ તેની ખાસ વિશિષ્ટતા છે. બન્નીના રાતા કે કાળા જત અને કચ્છી ગરાસિયા જત તથા ફકીરાણી જત તેમના ગગા ઉપર છાતીને પેટાળની ચાર બાજુએ સમચોરસાને આભલા ભરતકામથી ભરી દે છે. દરેકની ભરતભરણી અને ભરતની શૈલિ વિવિધ હોય છે; તેમ રંગની રોનક ને ભભકમાં દરેક કોમ પોતામાં મસ્ત થઈ ફરે છે. વરસાદ પડયે કચ્છમાં શું કે બન્નીમાં શું ફાલી પડતી લીલકમાં ફરતાં ભરતકામની રંગતભર્યા કચ્છી માડુંઓ ફૂલ જેવા ફૂટડા થઈ નીતરી રહે છે.

રૂગવેદકાળની સિંધુનો વહનમાર્ગ બદલાયો. ત્યારની સિંધુસંસ્કૃતિ ક્યાંક નામશેષ થતી તો ક્યાંક વિકસતી ચાલી. બન્નીનો પટ એ કાળની સિંધુસંસ્કૃતિની અસરથી સભર છે. આ પલટાયેલા જમાનામાં ને પલટાયેલી ભૂમિમાં ભાષા અને ધર્મ બદલ્યાં હશે છતાં આજે પણ આ પ્રદેશમાં એ જ ભૂમિપુત્રો બન્નીની પ્રકૃતિને અનુરૂપ પોતાનો જીવન વ્યવસાય ખેડી રહ્યા છે. ૮૨૮ ચોરસમાઈલના બન્નીના સપાટ ચરાણમાં પશુસમૃદ્ધિ સાથે જીવનની અનેરી રંગત જામે છે. તેમાં વસતાં જત, રાયસીપોત્રા, હાલેપોત્રા, મુતવા, નોડે, હીંગોરજા, બંભા, કુરાર, સુમરા, જુણેજા વગેરે માલધારીઓની મુખ્ય જાતો ત્યાંના ગ્રીલમાં વસે છે.

ખુર, સિંગ, પુછ રૂપારીઉ સોણે જંજી સિક્ક,
ખનન વજે ખરકા, ખુંચરે બન્નીય ભોક.

ખરી, શિંગડાં, પુછડાં જેનાં રૂપાળાં છે અને જેના માટે સ્નેહભરી ઉત્કંઠ રહ્યા કરે તેવા બન્ની ગ્રીલના નેસ ઉપર જાતવાન "કચ્છી બન્નિયાર" ઢોરના ટોકરાનો અવાજ જીવનને મીઠું બનાવે છે. કચ્છના રણની ધરતીના આ ધગતા ખોળે પ્રકૃતિ શક્તિના ઓથારપલટા હંમેશા અહિં જીવનની કઠણાઈના અગનફુવાર ફરકાવતા રહ્યા છે. અછત અને દુકાળની પરિસ્થિતિ અવારનવાર અહિંના જીવનને મુરઝાવી દે છે. તેમાં ઊંડે ઊંડે ચમકતી ફુલડાંની ફોરમ જેવી ચમકતી ત્યાંના જીવનની અડગ-અડીખમ એવી ચેતના, ત્યાંની નારીના કરકસબ ભરતકામ અને કટાવકામ રૂપે અંતરમાં એક નવી



અનુ. પૃ. ૩૫૪

# માનવની શોભન સમૃદ્ધિ

## કલાનો ઉદ્ભવ અને વિકાસ

મણિભાઈ વોરા

મનુષ્ય પોતાની વિચાર કરવાની શક્તિથી વિશ્વનાં અન્ય પ્રાણીઓથી જુદો પડે છે. આ શક્તિનો અંકૂર ફૂટતાં જ બાળક સમજણું થવા માંડે છે. પુખ્ત વયે વિચારમાંથી કલ્પના અને સારાનાર બુદ્ધિ માનવને સાંપડે છે. ગુફાવાસી આદિ માનવ ક્રમે ક્રમે સાધનોનો ઉપયોગ કરતો થયો અને એ સાધનોમાં સુધારા વધારા કરતો રહ્યો. ખંડેખંડ માનવોનાં છૂટાં છૂટાં સામાજિક જૂથો રચાતાં સંસ્કૃતિઓ અને સભ્યતાઓના ઉદ્ભવ, વિકાસ અને વિનાશ માનવકુળે અનુભવ્યાં છે. કુદરતી શક્તિઓને ઓળખી તેને સદ્ઉપયોગ કરી તેમાં માનવ-કૃત વધારો કરી દુનિયાને સમૃદ્ધ કરવાનો પ્રયત્ન મનુષ્ય કરતો રહેલ છે.

બ્રહ્માંડનો અલ્પાંશ તેમજ માનવપિંડે મગજનો પણ અલ્પાંશ જ હજુ માણસ જાણી શકેલ છે. વિશ્વની અનંત રચના અને અગાધ શક્તિનું જ્ઞાન હજુ મનુષ્યને થતું આવે છે. જીવની શિવ સુધીની મજલ લાંબી છે. અનેક સિદ્ધિઓ હજુ તો માણસે હાંસિલ કરવાની બાકી છે.

માનવે ઉત્ક્રાંતિ દરમિયાન અનેક વસ્તુઓ સમજી અને સુધારી; એટલે કે માનવ ખપની સર્વ સાધન સામગ્રી ને સાચી સહાયક તેમજ સુંદર બનાવવા પ્રયત્નશીલ રહેવાનો તેણે પુરુષાર્થ દાખવ્યો. જે વડે માનવજીવન સરળ સુખી સુંદર બને એવી રીતો અને એવાં સાધન સામગ્રી માણસે શોધી કાઢયાં... સદ્વિવેક અને સુંદરતાના ખ્યાલમાંથી કલાનો ઉદ્ભવ થયો, અને પ્રગતિ કરતા માનવમાં કલાકાર જાગ્રત થયો.

કર્ણપ્રિય નાદને ઓળખી સંગીત; હલનચલન હાવભાવની સંવાદિતામાંથી નૃત્ય; નયનરમ્ય રૂપરંગની પિછાનમાંથી ચિત્ર તથા શિલ્પ; મનોહર સુવાસિત ફૂલફળના નિરીક્ષણ પરીક્ષણમાંથી ગંધ સ્વાદની કલા; કાન અને જીભના સદ્ઉપયોગથી ભાષા; ઋતુઓની વિષમતામાં સહાયક સુંવાળાં હુંફાળાં ઢાંકણ; ખેડક બિછાનાંની પરખ ઉપરથી વસ્ત્ર તથા ગૃહનિર્માણ કલા; વગેરે જીવનને ભર્યું ભર્યું કરી દીએ એવી અનેક કલાઓ માનવને સિદ્ધ થતી ગઈ. હકીકતે તો માનવને જીવન જીવવાની કલા સાંપડી. પુરુષ અને પ્રકૃતિનું દર્શન થતાં માણસને સત્ ચિત્ આનંદની આધ્યાત્મિક દૃષ્ટિ પ્રાપ્ત થાય અને માનવતા મહેંકી ઊઠે.

માનવ અને આસપાસનું પ્રાકૃતિક તેમજ માનવ સર્જિત જગત વિચારપૂર્વક યોજનાબદ્ધ વિકાસ કરતાં જ રહે છે. રસભરપૂર જીવનમાં જ રસેશ્વરનો વાસ છે એ વિધાન સુસંસ્કૃત સમાજે સ્વીકારેલ છે. સમાજમાં શિસ્ત, સ્વાતંત્ર્ય, સદ્વિવેક,–ખરી વસ્તુ ખરી રીતે યોગ્ય સમયે અને યોગ્ય સ્થાને હોવાનો આગ્રહ માનવે રાખ્યો, અને એના સંનિષ્ઠ પ્રયત્નોમાંથી ચોસઠ કલાઓનો ઉદ્ભવ થયો છે.

હંમેશના ઉપયોગમાં આવતી સામાન્ય વસ્તુ-ઓનું પણ કલ્પનામય મનગમતા ઘાટ રૂપ રંગ આપી સુંદર બનાવવાની ચેષ્ટા માણસ કરતો જ રહ્યો છે. પથ્થરયુગની છરીઓ, ઉખરાડીઆ, ધારિયાં, લાકડી, ધોકા, વાટવા પીસવાના પથરા, બેસવા સૂવાનાં છીપરાં જેવી જણસોમાં ક્રમે ક્રમે માણસે સુધારા લાવવા પ્રયાસ કર્યા, અને હાડકાં, શીંગડાં, લાકડા, શંખલાં, પથરાની ચીજોમાં ખાસ કરીને ઓજારના હાથામાં એ આદિ કલાકારે કોતરકામ કર્યું. બાળકના નાના હાથ માટે નાની વસ્તુ બનાવી આપવામાંથી રમકડાંનો ઉદ્ભવ થયો. આદિ માનવોની આદિ કલાના પ્રાચીન અવશેષો સંગ્રહસ્થાનોમાં જોઈ શકાય છે.

દુનિયાના કોઈ કોઈ સ્થળે ગુફા ગૃહોની ભીંતો ઉપર કે ચટ્ટાનો ઉપર આદિ કલાકારના હાથે દોરાયેલ કોતરાયેલ આકૃતિઓ પણ પુરાવાઓ તરીકે અસ્તિત્વમાં રહી ગયેલ છે. શિકારી કે પશુપાલક માનવીની નજરે

પડતાં પ્રાણી અને જીવનની પ્રણાલિકા મનમાં બેઠાં અને તેના હાથ ખડક ઉપર વધારે કઠણ પત્થરથી કોતરવામાં પ્રવૃત્ત થયા. રંગીન માટી, કોલસો, લોહી, વનસ્પતિના રંગથી કાપા, લીટા, ટપકાં, ચકરડાં, રેખાકૃતિઓ તેમજ પશુ માનવનાં ચિત્રોથી એ શૈલગૃહો અનન્ય બનાવ્યાં. એ રીતે એના દેવને પૂજવા પણ કંડાર ચિત્ર કરીને એ આદિ વડેરાઓએ સંતોષ શાંતિ અનુભવ્યાં હશે. કુદરતી બળોથી રક્ષિત રહી ગયેલી બચી ગયેલી ગુફાઓમાં કોઈ કોઈ સ્થળે આવાં અતિ પ્રાચીન ચિત્રો મળી આવે છે. સમય સામે ટકી નહિ શકેલ એવી તો કેટલીયે સામગ્રી નષ્ટ અદૃશ્ય થઈ ગઈ છે.

શરૂઆતમાં માનવે ચામડાંના પોશાકને કાપકૂપ કરીને છિદ્રો પાડી વિશેષ સગવડભર્યો ઠીક લાગે એવો બનાવવા કોશિષ કરી. માથાં અને શરીરનાં ઢાંકણમાં પટી, છેડા, છોગાં, ગાંઠ ને સ્થાન આપ્યું અને ચામડાં ઉપરના વાળને ઠીકઠાક કર્યા. સુશોભનમાં વધારો વિવિધ પીંછાંઓથી કર્યો. આવી રીતે ચામડું, વાળ, રૂંવાટી, રેસા, પીંછાં ને ઉપયોગમાં લીધાં.

આફ્રિકાના ઝુલૂ કે મસાઈ લોકો તેમજ ભારતના તોડા કે નાગા લોકોના સમૂહનૃત્યમાં દેખાતી વેશભૂષા માનવજાતના ભૂતકાળ વિશે ઘણું કહી જાય છે. પુરુષો સિંહના માથાનું વાળ સાથેનું ચામડું કે જંગલી ગાય ભેંસનાં રૂપાળાં શીંગ માથા ઉપર પહેરી, ચહેરા અને શરીર ઉપર રંગીન માટીનાં ચિતરામણ કરી રૂઆબદાર રીતે પેંતરાં ભરે, નાચે કૂદે છે; અને સ્ત્રીઓ રંગબેરંગી પીંછાં, સુંદર પાંદડાં કેડે બાંધી, શંખલાં છીપલાં, રંગીન પાંચીકા અને પોતાના પુરુષે પાળેલાં ભયાનક પ્રાણીઓના દાંત નખની હારડીઓ પહેરી નૃત્ય કરે છે. આ લોકો એક જાતના વસ્ત્ર ઉપર બીજી જાતની કાપલીઓ ચોડી કે બાંધી અને વાળ પીંછાં રેસાઓને ગૂંથીને પોતાનાં પોશાક, ઢાલ, હથિયાર તેમજ રહેઠાણનાં દ્વાર છજાંને શોભા આપવાની ચેષ્ટા કરે છે. આ સર્વ આદિ માનવ પ્રવૃત્તિમાં જ આપણાં આજનાં કટાવ, ભરત, ગૂંથણકામનાં બીજ પડેલાં છે.

અન્ય પ્રાણીસૃષ્ટિમાં તેમજ માનવજીવનમાં નારીને રીઝવવા નર પોતાનું રૂપ કાઢવા મથે છે, અને નારી નરને રીઝવવા પોતાનો માળો ઠીકઠાક રાખવા કાળજી બતાવે છે. સુંદર દેખાવા દેખાડવાની વૃત્તિમાં કલાદૃષ્ટિ આવે છે. સૌરાષ્ટ્રના તરણેતર જેવા લોકમેળામાં હરતાં ફરતાં રમતાં હર્ષઘેલા માનવીઓની વેશભૂષા–પુરુષોનાં વિવિધ પ્રકારે બાંધેલ વાંકડી પાઘડીઓ, બુકાની, છોગાં, માળા, બાજુબંધ, નાડીનાં ફુમકાં; અને સ્ત્રીઓના ભરત ભરેલ ચણિયા, કપડાં કોર છેડાવાળાં રંગબેરંગી ઓઢણાં, કોઈ લહેરખડા જણનાં ખેસ, કામળી, લાકડી, છડીની સજાવટ તેમજ ગ્રામ્ય પ્રજાનાં ઘોડાં, ઊંટ, બળદ ગાડાં વગેરેના શણગાર, આ સર્વ શોભન સામગ્રીના મૂળ પેલાં જંગલવાસી માનવકુળોની કલાદૃષ્ટિ સુધી પહોંચે છે.

સિંહ, ઘોડો, હરણ કે કોઇ પક્ષીના સુંદર ઘાટની નકશીવાળાં શીંગડાં હાડકાંના ઓજાર, વિવિધરંગી રૂંવાટીવાળી ખાલના કાપેલાં સાંધેલાં પહેરણ ઓઢણ કે છાજલાં, હથિયાર જેવાં સાધનને બાંધવામાં વાપરેલ તંતુ રેસા કે ચામડાનું ગંઠણ, વીંણેલા પાંચીકા શંખલાંની હારડીઓ વગેરેની જ નિપજ છે આજનાં આપણાં શિલ્પ, કટાવ, ગૂંથણકામ.

ઉપયોગ ઉપરાંત શોભા માટે જ કેટલીક ચીજોનાં માણસે સર્જન કર્યાં, ત્યારે જ તેનો સર્જક જીવ સંતોષ પામ્યો. મનુષ્ય જેમ જેમ સુધરતો ગયો તેમ તેમ તેનું રાચરચીલું વૃધ્ધિ પામતુ ગયું. યુગે યુગે કલાકાર માનવે પ્રગતિનાં પગલાં પાડયાં છે, જેના સગડ અતીતના અભ્યાસીને મળી રહે છે. પ્રાચીનકાળથી આજ પર્યંતની શોભન સમૃધ્ધિના કડીબંધ નમૂનાઓ પુરાવશેષો તરીકે સારા અજાયબ ઘરોમાં જોવા મળે છે.

પ્રાકૃતિક સૌન્દર્યને પૂજીને જીવનના સર્વક્ષેત્ર સૌન્દર્ય મેળવવા મનુષ્ય પ્રવૃત્ત રહ્યો છે. જગતની સર્વ પ્રજાઓએ ઉન્નતિ અવનતિની ભરતી ઓટ અનુભવી હોય છે, તેમાં દરેક પ્રજાના સુવર્ણ યુગે એ પ્રજાએ સત્યમ્ શિવમ્ સુંદરમ્ બનવા અને પામવા માનવજીવનમાં યુગને અનુરૂપ પ્રયાસ કરેલ હોય છે તે દેખાય

છે. ભૌતિક સાધનોથી વિંટાયેલો માનવી પોતાની પરિસ્થિતિને દર્શાવવા સુધારવા સદા તત્પર રહેલ હોય છે. આ ઊર્ધ્વગામી દૃષ્ટિનું ખમીર માનવી લલિતકલા દ્વારા દાખવી શકે છે. આદિ માનવ સમૂહથી આજના કહેવાતા સુસંસ્કૃત માનવ સમાજ સુધી જ્યાં જ્યાં માણસ વસેલ છે. ત્યાં ત્યાં તેના લોકજીવનને અનુરૂપ તેની કલાઓ ઉદ્‌ભવેલ વિકસેલ છે. માનવ સમાજની શોભન સમૃદ્ધિમાં કંડાર, ભરત, કામનો સમાવેશ થાય છે.

## સૌરાષ્ટ્રની શોભન સમૃદ્ધિ : ભરતકામ

સૌરાષ્ટ્રનું ભરતકામ આ પ્રદેશની પ્રજા જેટલું જ ભાતીગળ છે. લોકજીવનની વિવિધતાએ સૌરાષ્ટ્રમાં હીરભરત તેમજ મોતી ભરતને વિવિધ ભરત–શૈલિઓ આપેલ છે.

ઉત્તરે સિંધ કચ્છ, ઈશાને ગુજરાત રાજસ્થાન, પૂર્વમાં માળવા મહારાષ્ટ્ર તથા સુરત, મુંબઈ જેવાં નગરો, દક્ષિણે મલબાર લંકા અને પશ્ચિમે સમુદ્રપારના જંગબાર મસાવા તથા ઓખા બસરાના બંદરો અને દેશો, આ સર્વ સાથે-સૌરાષ્ટ્રીય પ્રજાનો પ્રાચીન કાળથી સંસર્ગ રહેલ છે. લોકજીવન ઉપર આસપાસની ભૂગોળની અસર પડે છે. વિવિધ પ્રજાના રીત રિવાજ અને વપરાશની વસ્તુઓ સાથે સૌરાષ્ટ્રે આપ-લે કરી છે. આવી સંસ્કારની આપ–લેમાં સૌરાષ્ટ્રના ભરતકામમાં વિવિધતા આવી છે.

રાજવીનો મહેલ, હિન્દુ કે મુસ્લિમ બાપુની ડેલી, કાઠી દરબારના ઓરડા, મહંતની જગ્યા, વૈષ્ણવ મંદિર જેવા ગરાસિયાના આવાસ; આહિર, કણબી, મહેર, કોળી, સતવારા જેવા ખેડવાયાં વર્ણનાં ખોરડાં; સુથાર, લુહાર, કુંભાર જેવાં કારીગરનાં ઘર; વાણિયા બ્રાહ્મણ, લોહાણા, ખત્રી, સોની, ખોજા, મેમણ, વોરા જેવા મહાજન વર્ગના મકાન; અને રબારી કેડા, ચારણના નેસ, ભરવાડના દંગા તેમજ વણકરના વાસ અને વાઘરીના કુબા, આપણી વસ્તીના આ જુદાજુદા વર્ગનાં આવાસોમાં અઢારે આલમ વસી છે અને સૌ ઘરસરી તરીકે રહે છે. આ સર્વકલાના ગૃહોનાં બાંધણી અને શિલ્પ, અંદરની માંડણી અને સમગ્ર વાતાવરણ એક બીજાથી ભિન્ન દેખાશે. ભારતના અન્ય દેશ કરતાં સૌરાષ્ટ્રમાં લોકોની વિવિધતા વિશેષ છે, તેઓનાં રહનસહન, બોલીચાલી, પહેરવેશમાં અનેકરંગીપણું છે. લોકજીવનના આ જુજવા રંગ લોકભરતમાં ઊતર્યા છે.

સિંધી–બલુચ અસરવાળા કચ્છના બન્નીના જત–મતવાના ભરતકામની છાપ જામનગરી મતવાના ભરતમાં દેખાય છે; ખાવડાના લોહાણાના ગાજના ટાંકા અને સાંકળીના ભરતની અસર હાલારી અને મચ્છુ-કાંઠાના લોહાણા તેમજ કણબી ભરતમાં ચોક્ખી દેખાય છે; ઉત્તર ગુજરાત અને વાગડની અસર ઝાલાવડી ભરતકામ ઉપર, અમદાવાદ ગુજરાતની અસર મધ્ય-સૌરાષ્ટ્ર અને જૂનાગઢ વંથલી ઉપર, ખંભાત સુરતની અસર મહુવા ભાવનગર પંથક ઉપર અને મુંબઇ મલબારની અસર પોરબંદર માંગરોળ ઉપર પડેલ છે; તેમ એનાં ભરત કામ જોતાં જણાય છે. કોડીનાર અમરેલી પંથકના ભરત ઉપર કાઠી પરગણાંઓની છાપ છે. અને કાઠી લોકોએ મૂળ તો કચ્છી મોચી ભરતની પ્રેરણા લઈને પોતાની જ ભરતકામની આગવી શૈલિ જમાવી છે.

સૌરાષ્ટ્રના ભરતકામમાં મોચીભરત, કાઠીભરત, મહાજનભરત, આહિરભરત અને કણબીભરત, એ પાંચ મુખ્ય શૈલિઓ માલુમ પડે છે. આ દરેક જાતિએ પોતાના ભરતકામમાં પોતાની વિશિષ્ટ ખાસિયત ઉતારી છે અને પોતાની ખાસ શૈલિ ઊભી કરી છે. રાજકુટુંબો તેમજ શ્રીમંત વર્ગ મોચી કારીગરો પાસે ભરત ભરાવતાં. મોચી કસબીઓએ રાજમહેલમાં ભરેલું ઉચ્ચ પ્રકારનું હીર ભરત તેમજ એ જ કારીગરોએ પોતાના માટે ભરેલું નિમ્ન પ્રકારના કાપડ ઉપરનું સામાન્ય વર્ગો માટેનું ભરત એ મોચીભરત કહેવાયું. સૌરાષ્ટ્રના કાઠી પ્રદેશે કાઠીકુળોએ ભરતકલા વિકસાવી પોતાની વિશિષ્ટતા જે રાચમાં સિદ્ધ કરી તે રાચ કાઠીભરતનાં થયાં. વાણિયા, નાગર, ભાટિયા જેવાં શ્રીમંત કારભારી કુટુંબો-એ પોતાના ઘરમાં ભરતકામ કર્યું જે બધી મહાજન-વર્ગની કોમોમાં પ્રસર્યું તે મહાજનભરત થયું.

સપીના ખેડૂતોએ પણ ભરત ભર્યા. આહિર-કણબી ખેડૂત સ્ત્રીઓએ ઉલટભેર થોકબંધ ભરતકામ કર્યું; તેમનાં જીવનની છાપ ભરતકામ ઉપર મૂકી. ખેડૂત ભરતની ચોકખી વિશિષ્ઠતા દાખવી શકે એવા બે પ્રવાહ તે આહિરભરત અને કણબી ભરત.

હીરભરત ભરેલ વસ્તુઓમાં, સ્ત્રી બાળકોના પોશાકનાં ભરત ભરેલ કપડાં અને ગૃહસુશોભન માટે તોરણ, ચાકળા, ચંદરવા, ટોડલિયા, જેવી ચીજો હોય છે. ચિનાઈ રેશમ, બસરાઇ હીર, કચ્છ-માંડવી અને જામનગરની અતલસ, સુરતની ગજી, કાશ્મીરી કે વિલાયતી બનાત જેવી હીરભરત માટેની વસ્તુઓ, મોતીભરત માટે મોખા મસવાના મોતી, રજવાડાં તરફથી ભરતકામના કસબીઓને અપાતાં આશ્રય અને ઉત્તેજન, સૌરાષ્ટ્રની નારીના ઉત્સાહ ખંત અને ભરતકામની ફાવટ, આ સર્વના કારણે સૌરાષ્ટ્રનું હીરભરતકામ ઉન્નત બન્યું. ગરીબવર્ગની સ્ત્રીઓ પણ સસ્તા સુતરાઉ કાપડ ઉપર સૂતરનું ભરત ભરીને પોતાની કલાસૂઝ તથા કલાપ્રિયતા બતાવવા પ્રવૃત્ત રહી.

હીરભરત કામની ભાત આકૃતિઓ તો કાષ્ટશિલ્પના નમૂના, બાંધણી પટોળાંની ભાત, ધાતુનાં નકશીકામ, કમલકારી, મુગલ-રાજપુત અને નાથદ્વારાની કલાના નમૂના ઉપરથી લીધેલી છે, પછી આ કલા ઉપર સૌરાષ્ટ્રની બહેનોનો હાથ બેસતાં આસપાસના જીવનમાંથી પણ ચિત્રો ભાત ઉમેરાતાં ચાલ્યાં. સ્ત્રીઓની હૈયાનાં ઉલ્ટ અને ભાવ તેની આંગળીઓ દ્વારા પોતાના ઓરડા અને વહાલાંઓના શૃંગાર અર્થે તેના ભરતકામમાં ઊતર્યાં છે.

પશ્ચિમ પંજાબની ફૂલકારી અને કચ્છનું બન્ની ભરત કામ ઉચ્ચસ્થાને છે તેમ સૌરાષ્ટ્રનું કાઠી અને મોચી હીરભરત શ્રેષ્ઠ છે,

સૌરાષ્ટ્રની અન્ય જાતિઓના ભરત ઉપરની પાંચ મુખ્ય શૈલિઓ પૈકીની લાગતી વળગતી કોઇ એક તરાહમાં અથવા મિશ્રિત તરાહમાં મૂકી શકાય છે. આજે તો શહેરમાં વસતી બધી કોમોની બહેનોએ મહાજનભરતનો એક નવો જ આધુનિક વર્ગ ઊભો કર્યો છે. જૂનાં પ્રતિકો આકૃતિઓને નવા રાચમાં સારી રીતે મૂકાયેલાં દેખાય છે. પારસી અને સિંધી બહેનોનાં સુંદર હીરભરતનો લાભ પછાતવર્ગની બહેનોને પણ મળે છે. ભરત ગૂંથણની ભૂખ ઊઘડી છે. અને તે ઠીક સંતોષાય પણ છે; પણ શુદ્ધ ગ્રામ્યકલાનું ઉપર કથિત હીરભરત સંકર ભરતકામમાં ખોવાઇ ગયું છે.

## મોચી હીરભરત :

રાજપૂત તેમજ કાઠી-ઠાકોરોના દરબારગઢમાં રાજકુંવરીઓને દાયજામાં આપવા અનેક જણસો તૈયાર કરવામાં આવતી, તેમાં ભરતકામના રાચ મોચી કસબીઓ તૈયાર કરતા. સૌરાષ્ટ્રમાં મોટે ભાગે કચ્છી કારીગરો આવતા. કચ્છના રા'બાવાની મોલાતમાં ભરત કામનો કસબી માવજી ચીના મોચી પ્રખ્યાત થઈ ગયો. તેના અદ્ભુત હીરભરતના નમૂના ભૂજ મ્યુઝિયમમાં છે. રાજસ્થાની કલા પણ એ પ્રદેશની રાણીઓ સૌરાષ્ટ્રે લાવી છે.

મોચીભરત રેશમી રાતા, જાંબલી કે સોનેરી પીળા કાપડ ઉપર ઊંચી જાતના કિરમજી, રાતા, જાંબલી, સોનેરી પીળા, લીલા, સફેદ તેમજ કાળા હીરના દોરાનું આરીથી તેમજ ઝીણી સોયથી ભરવામાં આવતું. સાંકળી તેમજ ફાંટિયાથી બગચી, ચાકળા, તોરણ, ચણિયા, કમખામાં ચોકપાડી કરમફૂલ, ગોટાફૂલ પાંદડી, બુટ્ટી, આંબો, પોપટ, મોર, ચકલાં જેવી ચોકખી ભાતની આકૃતિઓનાં અતલસ ઉપર હીર ભરત ભરવામાં આવતાં. રેશમી ઘાઘરાની કોર અને ઉપર મોર, પૂતળીનાં આરીભરત વસ્તુને અનન્ય બનાવવા ચાકળા, ચંદરવા, તોરણ, પિછવાઈ જેવા મોટાં રાચમાં ગાય, હાથી. ઘોડા, પાલખી, વેલડું, પારણું, સખીવૃંદ અને કૃષ્ણલીલાનાં દૃશ્ય પણ હીર ભરતમાં ભરાતાં.

મોચી કારીગરોએ અને તેમની સ્ત્રીઓએ જ્યારે પોતાના ઘર માટે ભરત ભર્યાં ત્યારે સસ્તી વસ્તુઓને ખપમાં લીધી. સાટીનને બદલે સસ્તું પીળું નારંગી કાપડ અને ભરત માટે રેશમને બદલે સુતરાઉ દોરાથી પણ કામ કર્યું. આ કામ અન્ય વર્ણની સ્ત્રીઓએ

ઉપાડી લીધું અને પીળા કાપડ ઉપર મોચી શૈલિના ભરતકામના ચાકળા, સાખિયા, પછિતપાટી, સ્થળે સ્થળે દેખાવા લાગ્યા. બાળકોનાં આંગલાં, ટોપી, ચોરણી, ઘાઘરી, ટોપી, નતિયા ઘણી કોમોએ ભર્યાં. ઉમંગ અને રંગભર્યાં આ ભરતમાં નાનાં થોડાં આભલાંનું તેજ ભરીને હીરભરતને મનોહર બનાવ્યું.

## કાઠી હીરભરત :

ઘર શણગારવાની કલામાં કાઠિયાણીના ઓરડાની માંડ અને શોભા અદ્વિતીય ઠરેલ છે. શાખાત કાઠી કુળો ખૂમાણ ખાચર અને વાળા છે. જેતપુર, બિલખા, બગસરા, બાબરા, ચાવંડ, ચલાળામાં વાળા, થાન ચોટિલા જસદણ ગઢડા બોટાદ પાળિયાદમાં ખાચર અને ભામોદરા શેઢા તથા બાબરીયાવાડમાં ખૂમાણ કાઠી દરબારો છે. આ ઉપરાંત ધાધલ, જેબલિયા, બાસિયા જેવા ઓરતિયા કાઠી ગરાસિયા છે. આ બધા સ્થાને આપાની ડેલી અને કાઠીબાઈઓના ઓરડાની વિશિષ્ઠ સજાવટ હોય છે. જેમાં ભરતકામ વિશેષ દેખાય છે. કાઠી લોકોના સ્ત્રી પુરૂષોના પોશાકમાં ભરતને સ્થાન નથી. ઘરના દ્વાર ઉપર તોરણ, બાજુએ ટોડલિયા, ભીંતે ચાકળા, પાછલી પછીતે સુરજ સ્થાપન, પછીત પાટી, ઓસરીની ભીંત ઉપર ભીંતિયું હોય છે. એ સિવાય બટવા, બગચી, ગાલમસુરિયાં, વીંઝણા વગેરે હીરભરતનાં રાચ હોય છે. ઘોડીની સજાઈ ઉપર ગાદીને હીરભરત હોય છે.

રાજદરબારના મોચી કારીગરોના ભરતકામને કાઠી સ્ત્રીઓએ હસ્તસિદ્ધ કર્યું. અને આ કળા વિકસાવી, કાઠી – હીરભરતની એક તરાહે સ્થાપિત કરી દીધી. કાઠી–ભરતકામને માટે હાથ વણાટનું મુલાયમ કાળું કાપડ પસંદ કરી અને તેના ઉપર કિરમજી, ઘેરો જાંબલી, સોનેરી પીળો, તેમજ સફેદ રંગના હીરથી સાંકળી, આડિયા ફાટિયા, બાવળિયાના ટાંકાથી સુંદર ભરતકામ કરેલ હોય છે. ચોક ખાનાં પાડી તેમાં સૂરજ, ચાંદો, સાથિયો, આંબો, મોર, પોપટ, હાથી, ઘોડી, સખી, વેલડું, વલોણું, કરમફૂલ અને ભૌમિતિક આકૃતિઓનાં ચોકખા ભરત ભરવામાં આવતાં. કાઠી ભરતમાં તેજ તિખાશ અને ગતિ દેખાય છે. મોટા ડેલા બારના અને મોટી ભીંતનાં મોટાં તોરણ, શાખિયા, ઉલેચ, ભીંતિયાં, ચાકળા વગેરે મોટાં નંગ હોય છે. જેમાં સમુદ્રમંથન, રામાયણના પ્રસંગ, રાસ-લીલા જેવા ઘણી આકૃતિઓનાં હીરભરત હોય છે.

## મહાજન હીરભરત :

મોચી અને કાઠી ભરત તેમજ વૈષ્ણવી અસર-વાળી એક ઉન્નત પ્રકારની ભરતકામની તરાહ સૌરાષ્ટ્રમાં વિકસી જેને આપણે મહાજન શૈલી કહીશું મીલનું કાપડ આવવાથી એ કાપડ ઉપર ઘેરા લાલ, સોનેરી પીળા, સફેદ, લીલા, જાંબલી હીરના ભરતકામમાં શહેર પાટણની શ્રીમંતાઈની છાપ ઊઠે છે. મહાજન ભરતની ભાત – આકૃતિઓનો પ્રવાહ કાષ્ટ શિલ્પ, પિછવાઈઓ, કલમકારી; પામરી, પટોળાંની બાંધણીમાંથી તેમજ મોચી ને કાઠી ભરતમાંથી આવ્યો છે.

પાંચ સાત કે નવ કોથળીનાં તોરણ, ચાર ચોક કે નવ ચોકના ચાકળા; બગચી બટવા, નતિયા, ટોપી, વીંઝણા, આંગલાં, ચોરણી, સાળુની કોર તેમજ પાલવ, ચણિયા, કાપડાંનું શિષ્ટ ભરત વાણિયા ભાટિયા બ્રાહ્મણ શ્રેષ્ઠિઓ કારભારીઓની સ્ત્રીઓએ ભર્યું. આ મહાજન ભરતમાં ગૌરવ, લય અને સ્થિરતા છે. પહેરવા માટે ભારે જાતનું રેશમી કાપડ અને તેના ઉપર સુંદર હીરભરત મહાજન ભરતને સુરત, વારાણસી, અમદાવાદ જયપુરના કાપડ જેટલું જ કિંમતી બનાવતું અને લોકો વધારે હોંશથી પહેરતા.

ચાકળાના ચોક અને તોરણના મથાળપટમાં સોનેરી પીળી રેશમી આડિયા ફાંટિયાની કિનારપટી, વચ્ચે ચોક દાબલા ઘેરા લાલ રેશમના આખા ફાંટિ-યાથી દાબીને મખમલ જેવું ભરત કામ કરી, આખા પટની કિનારી બહાર નાનાં આભલાંની એક અથવા બે હરિ ચારે બાજુ ટાંકી તે ઉપર કિનાર કાંગરીએ મોરપગલાંનું ભરત એ મહાજન હીર(ભરતની એક ઢબ થઈ પડી હતી. તોરણની કોથળીઓમાં આંબાડાળ, મોર, પોપટ, કરમફૂલનું નાનાં આભલા સાથેનું બહુ

બારીક ભાતનું ભરત ભરાતું. કોઈ તોરણના મથા-બપટમાં ખંડ પાડી તેમાં વચ્ચે ગણપતિ મૂકી ગાય, પૂતળી, સ્વસ્તિક, મોર, આંબો જેવી આકૃતિઓ ભરેલ હોય છે. કોઈ કોઈ ચાકળામાં કથીપાભરત ઉપર અડદિયા ભાતથી આખા ચોકને બાંધી તેના ફરતી આભલાંની બે હાર ટાંકી તેની ફરતી કિનાર કાંગરી મોર પગલાંના ટાંકાથી ભરીને ભરતકામ પૂરું કરેલ હોય છે. ચાકળો મૂળ તો ગરાસિયા ઘરમાં બેસણાં તરીકેનું રાચ છે; વધારે મહેનત ખર્ચીને નંગ ઊભું કરતાં તે ભીંતના શણગાર તરીકે સ્થાપિત થયો છે. ખોજા જેવી કોમમાં ગોળ ચાકળા પણ હોય છે જેમાં આકારને અનુરૂપ વેલ ભૌમિતિક આકૃતિઓ ભરેલ હોય છે, રંગમાં પણ આસમાની, લાલ, પીળાને તેમજ સફેદને વિશેષ ખપમાં લીધેલ હોય છે. ટોડ-લિયા, ચાકળાના ભરતમાં ચોક ચોગડાં કોળીફૂલ જેવી ભાતના આખા દાબલાને કર્ણરેખાની ચોકડીથી ચીરી કથીપાભરતને વધારે ટકાઉ તેમજ ઉઠાવદાર કરેલ હોય છે.

મોટા ચાકળા કે ઉલેચ જેવાં નંગમાં સમુદ્ર-મંથન, રાજાની કે આચાર્ય મહારાજની અસવારી, રામાયણના પ્રસંગ, કાનગોપીના રાસનાં ભરત કામ કોઈ કોઈ સ્થાને હોય છે. ગણેશસ્થાપન તેમજ લક્ષ્મી પગલાંના ભરતમાં પણ વિષયને અનુરૂપ આકૃતિઓ ભરેલ હોય છે.

પહેરવાના કપડાં તેમજ ગૃહશંગારનાં રાચના કાપડ અને દોરાની પસંદગી અને તેમાં ભરેલ ચકલાં, પોપટ, મોર, હાથી, ફૂલવેલ, બુટ્ટીની બાબતમાં મહાજન હીરભરત, કચ્છી આરીભરતની હરિફાઈ કરે તેવું છે. આ ભરતના હાથી અજંતાના હાથીની હોડ બકે તેવા છે.

### આહિર હીર ભરત:

સૌરાષ્ટ્રનું આહિર ભરત મોટે ભાગે કાઠીભરત ઉપરથી ઊતરે છે. ખેડવાયાં બધાં વર્ણોમાં આહિરોનું ભરતકામ શ્રેષ્ઠ છે. મચ્છોયા પંચોળી અને સોરઠીઆ એ ત્રણ પરજના આહિરોમાં સોરઠીઆ વધારે સુધરેલા હોવાથી તેઓનું ભરતકામ વધારે ભભકદાર અને સ્થિર, મહાજન ભરતની વધારે નજીકનું દેખાય છે. મચ્છોયા અને હાલારી આહિરો ઉપર કચ્છ–કોટાઈ-ના આહિરની થોડી અસર આવી જાય છે. જ્યારે પંચોળી આહિર ભરતમાં પલ્લેવાળ ખેડવાયા બ્રાહ્મ-ણની છાયા પડે છે. એકંદર આહિર ભરતમાં કાઠી અને મહાજન ભરતનાં મર્યાદા અને ગૌરવ; તેમજ કણબી ભરતનાં ઉલટ અને ઉદ્યમ દેખાય છે.

આહિર સ્ત્રીઓ સફેદ ખાદીના પોત ઉપર કિરમજી, જાંબલી, રાતા, સોનેરી પીળા, તેમજ ધોળા અને કાળા હીરના દોરાથી તેમજ સુતરાઉ દોરાથી ભરત ભરે છે. આહિરના કોઈ કોઈ રાચ કાઠી રાચ જેવા જ સુંદર હોય છે. આહિરો પોતાના ભરતમાં આભલાંનો ઠીક ઉપયોગ કરે છે. સ્ત્રીઓ તેમજ બાળકોના પહેરવેશમાં ઘેરા રંગનાં કાપડ ઉપર ખળતા ઉઠાવદાર રંગના હીરથી ઝીણું ભાતનાં ભરત ભરે છે. બાળકની કુચલી, ટોપી, સ્ત્રીનાં કાપડાં અને તોરણની કોથળી તેમજ બળદની માથાવટિમાં આભલાંના પટનું ગીચ ભરત આહિરો ભરે છે.

કોળીફૂલ, આંબાડાળ, કરમફૂલ, બિજોરું, ઉરડી, મોર, પોપટ–પગલાંની કાંગરીની ભાત આહિરભરતમાં ભરેલ હોય છે. વચ્ચે આભલું અને તેની ફરતે સાંકળી ભરતના ઉપરા ઉપર વર્તુળોથી ભરાતા મોર-પીંછના ચાંદલા જેવા ચાંદલા એક ભાત તરીકે હાલારી આહિરોના હીરભરતમાં દેખાય છે. આ ભાત સત-વારાની અસરથી આહિરોમાં આવી છે.

ઘરની શોભા માટે તોરણ, ટોડલિયા, ચાકળા, ધાણિયા, ગાલમસુરિયાં, અને કોઈ સ્થળે વીંઝણા દેખાય છે.

બળદના શૃંગારમાં ઝૂલો, શીંગડિયાં, મખિ-યાળાં, લલાવટિ, હીર–આભલાના ભરતમાં હોય છે. આહિરોના મોટા રાચમાં મોટાં આભલાં ટાંકેલ હોય છે.

### કણબી હીરભરત :

લઉવા અને કડવા એવી બે પેટા જાતિ કણ-બીની છે. બન્નેએ ભરતકામ ઉપર ખૂબ લક્ષ આપેલ

છે. મધ્યસૌરાષ્ટ્ર અને સોરઠમાં કડવા કણબીનું હીર-ભરત મહાજન તરફ ઢળે છે, જ્યારે ગોહિલવાડના લેઉવા કણબીનું ભરત કારડીઆના ભરતને મળતું આવે છે. મોરબી પંથકના કણબી ઉપર કોટાઈના કચ્છી કણબીની ભરતકામમાં છાયા ઊતરે છે.

કણબી સ્ત્રીઓ પીળો નારંગી કે હળદરિયો રંગ ભરત ભરવા માટે કપડાંનો રંગ પસંદ કરે છે. તેઓના લગભગ બધા રાચ પીળા રંગનાં વિશેષ દેખાય છે. લીલા દોરા અને નાનાં આભલાંની આછી ભાતના ભરતવાળો પણ મુખ્યત્વે પીળી ભોં ઉપર પીળા દોરાનો આખાં અથવા અર્ધ કરમફૂલની હારનો ધીંગા ભરતનો પટો કણબીસ્ત્રીના ઘાઘરાને વજનદાર ટકાઉ એક વિશિષ્ટ વસ્તુ બનાવે છે.

ભરતની આકૃતિઓ આ ખેડૂત કોમ પ્રજા-જીવનમાંથી વિશેષ પસંદ કરે છે. કડવાના તોરણ, ચાકળા, ઉલેચ, ઢાંઢાની ઝૂલ જેવાં નંગમાં વિજલવેલ તેમજ ચોખ ચલીથી ખાનાં ચોક ખંડ બાંધી અને કોઈ કોઈ વાર તો સોનેરી તૂઈ મૂકી, અંદર આભલાં સાથેનું ભરત ભરી આકર્ષક બનાવે છે. સૂરજફૂલ, કચ્છી ગોટા, બિજોરાં, બપોરિયાનાં ભરત લેઉવામાં વિશેષ દેખાય છે.

કણબીના બન્ને તડામાં ભરતનાં તોરણ, બાર-શાખિયા, ઉલેચ, ચંદરવા, ચાકળા, બળદની ઝૂલ, શીંગડીઓ, ખોભરા, માથાવટિ ભરવાનો ચાલ છે. પોશાકનાં સ્ત્રીઓના ઘાઘરા, કાપડાં, ઓઢણાંની કોર, બાળકોની ચોરણી, ઘાઘરી, આગલાં ટોપી, નતિયા હીર ભરત ભરેલ હોય છે.

'કણબી સમાન ખેડ નહિ, તો કણબી સમાન ભરત નહિ.' એ સત્ય કણબી સ્ત્રીઓનાં થોકબંધ ભરતકામને જોઈ સ્વીકારવું જ રહે. કુંવારી દીકરી હોય ત્યારથી આદરેલ ચાકળો વ્યાતરૂ આણાએ પૂરો કરી લઈ જતી આ ખેડૂત બહેનો હોય છે. આખો દિવસ ખેડૂત ખોરડાંના કામમાં ડૂબેલ સ્ત્રી રાત્રે એરંડિયાંના દીવે મોડી રાત સુધી ભરત ભરે અને ઘરનાં રાચ ઊભાં કરે, એવી કણબી સ્ત્રી આપણા માનની અધિકારિણી છે. સંખ્યાની દૃષ્ટિએ કણબી ભરત સૌરાષ્ટ્રમાં ખેડૂત ભરતમાં પ્રથમ આવે છે, પરંતુ વધારે કરી મૂકવાની હોંસમાં કલાતત્ત્વ દબાઈ જતાં ગુણવત્તામાં કણબીભરત આહિરભરતની પાછળ રહી ગયું છે.

હીરભરતની આ મુખ્ય શૈલિઓ સિવાય વિશેષ ઊંડા ઉતરીએ તો રબારી શૈલિ, સતવારા શૈલિ, મહેર, અબોટી, સગર જેવી જાતિની પણ ભરતકામમાં દેખાઇ આવે એવી તરાહ તો હોય છે, પણ તેઓના ભરત-કામનો થોડો વળોટ બાદ કરતાં જે કોમ જે પંથકમાં વસતી હોય તે પંથકની મુખ્ય જાતિના ભરતકામ સાથે તે કોમનું ભરતકામ સહેલાઈથી ભળી શકે તેવું થાય છે. જેમકે સગરનું ભરત સતવારા જેવું, સતવારાનું ભરત આહિરના ભરતકામ જેવું, બરડાના બરડાના મહેરનું ભરત બરડાઈ બ્રાહ્મણના ભરત જેવું, સરહનાં રબારીનું ભરત આહિરના ભરત જેવું, ખરકનું ભરત પલેવાળ જેવું, ખોરીચાનું ભરત કારડિયા જેવું, કડિયા અને બાવાનું ભરત આહિર-કણબી જેવું હોય છે. એકંદર ભરતકામના મિશ્રિત લક્ષણો તો લગભગ સૌરાષ્ટ્રમાં સર્વસ્થળે દેખાશે. શુદ્ધ કહી શકાય એવી તો માત્ર ઉપર કહેલી પાંચ જ ભરતકામની શૈલિઓ છે.

બંગાલની કંથા અને ચંબાના રૂમાલની અસલ કારીગરીને ઉત્તેજન અપાયું છે; તેમ સૌરાષ્ટ્રના કાઠી-ભરતને ઉત્તેજન આપી એ લુપ્ત થતી કલાને જીવાડવાની જરૂર છે.

## મોતી ભરત-ગૂંથણ

જગતની ઘણી પ્રજાઓમાં મોતી ભરત-ગૂંથણ કલા લાંબા સમયથી વિકસેલ માલુમ પડે છે. પૂર્વ-યુરોપનાં સોવિયેટ સંઘના રાજ્યો તથા બાલ્કન રાજ્યોની પ્રજાઓ, અમેરિકન ઈન્ડિયનો, આફ્રિકન લોકો, ભારતની વિવિધ પ્રજાઓ જાતજાતનાં મોતીનાં તરેહવાર ગૂંથણ ભરત કરતા રહ્યાં છે. આ સર્વ લોકોના એ મોતી ભરત ગૂંથણ રૂપાળા દેખાવા માટે અલંકાર અર્થે છે.

સૌરાષ્ટ્રમાં રોજડી તથા પ્રભાસ પાટણના ખોદ-

કામમાંથી ચારેક હજાર વર્ષ પૂર્વેનાં પત્થરિયાં કે રેતિયાં મોતીના દાણા મળી આવેલ છે. જે બતાવે છે કે એ કાળના લોકો મોતીને પહેરવાના ઉપયોગમાં લેતા હશે; ત્યારે ઘરની શોભન સામગ્રી માટે મોતીભરત હતું નહિ. આજે આપણે ત્યાં છીપનાં સાચાં પાણીદાર મોતીનો ઘરેણામાં ઉપયોગ થાય છે. ફટિયાં મોતીની એક બે સેર દરેક કોમની સ્ત્રી ડોકમાં સૌભાગ્યનાં ચિન્હ તરીકે પણ પહેરે છે. શોભન સામગ્રીના ભરતમાં વપરાતાં મોતી પાંચસો છસો વર્ષથી સૌરાષ્ટ્રમાં આવેલ લાગે છે. આ જાતના મોતીની હારડીઓ આપણે ત્યાં વણજારા, સરાણીઆ, વાઘરી જેવી કોમની સ્ત્રીઓ પહેરે છે. પશુના શણગાર પણ નાનાંમોટાં મોતીના બનાવાય છે.

આ ભરતકામ માટેનાં વિદેશી મોતી સૌરાષ્ટ્રમાં મોખા મસાવા બસરાના બંદરોએથી આવ્યાં, તે ઈટાલિયન મોરેનો મોતી છે. ઓગણીસમી સદીમાં તો મોતીભરત – ગૂંથણ આપણે ત્યાં વિકસી ચરમ સીમાએ પહોંચ્યું અને બીજા વિશ્વયુદ્ધ કાળે અને તે પછી કાઠિયાવાડનું મોતીકામ ઊતરતી કક્ષામાં પરતું ગયું. સામાન્ય રીતે મોતીગૂંથણ સફેદ મોતીના પટમાં રંગીન મોતીના સીધા ભરત અથવા આંચકાભાતથી આકૃતિઓ ગૂંથી ભરવામાં આવે છે. ઈંઢોણી, કળશ, શ્રીફળ, તોરણ જેવા શોભાનાં નંગ મોતીગૂંથણથી મઢાય છે. આ મોતી ભરેલ ચીજો ગૃહસ્થના ઘરમાં રાખવાનો રિવાજ પડી ગયો છે.

હીરભરત કામની સાથે સૌરાષ્ટ્રમાં મોતી ભરતગૂંથણને પણ વેગ અપાયો. મોતી ગૂંથણીની સહેલાઈ, સસ્તાપણું, ઓછી આવડતવાળા હાથને પણ કામ કરવાનો મળતો અવકાશ, તૂટેલાં રાચના મોતીને ફરીથી ભરી શકવાની સગવડથી આ કળા સૌરાષ્ટ્રની સ્ત્રીઓમાં ખૂબ પ્રસરી. હીરભરતની મોંઘી વસ્તુ અને તેમાં જોઈતી કસબની આવડતની સામે મોતીભરત ગૂંથણ ક્ષેત્ર રોકીને આગળ નીકળી ગયું. કાઠિયાવાડના રાજકીય શાંતિ અને સ્થિરતાના દિવસોમાં સમુદ્રપારનો વેપાર કરતા કચ્છી ભાટિયા અને સૌરાષ્ટ્રના વાણિયામાં મહાજન મોતીભરત શરૂ થયું. કાઠીકામમાં મોતીગૂંથણ પ્રવેશ્યું અને હીરભરતમાં પ્રવીણ એ કોમે એ ભરતગૂંથણને આવકાર્યું વિકસાવ્યું અને અર્ધ સદીમાં તો કાઠિયાણીના ઓરડા મોતીકામથી મઢાઈ ગયા. આમ કાઠી મોતીગૂંથણ કામ ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું. વીસમી સદીના ચોથા દાયકાથી ઈટાલિયન મોતીના કદ ઘાટ રંગ અનિશ્ચત તેમજ હલકાં થઈ ગયાં. દરેક જાતિની આપણી બહેનોએ એ મોતીની જણસો ભરી અને ભરેલી ચીજો ઉતરતી કોટિની થવા લાગી.

મોતીભરત ગૂંથણીમાં ભીંતમાં ઈંટોના થર મૂકયા છે તેમ એક મોતીનું સીધું ભરત ભરવાની એક રીત છે; અને ત્રણ મોતીનો ત્રાંસિયો લઈને ભરવાની આંચકા ભરતની બીજી રીત છે. એ સિવાય એક જ રાશનાં મોતીની સેર લઈને ઘેરા રંગની પાર્શ્વભૂમિ ઉપર આખી સેરને જોઈતા વળાંક આપી મનપસંદ આકૃતિ રચવાની પણ રીત છે. એક જ રાશના મોતી, ભળતા મજાના રંગ, કામની ચોકખાઈ અને ચોકસાઈથી મોતીભરત મનોહર થાય છે.

મોતીકામનાં તોરણ, ટોડલિયા, પછીતપાટી, ચાકળા, ચાકળી, વીંઝણા, સૂરજસ્થાપન, ચોપાટ, સોગઠાં, ઈંઢોણી, સૂંથિયાં, વિંઝણા, ટાચકા, દડો, લાકડી, ચાળખા, તલવારનું મ્યાન, પારણાંનાં પાંગળા દોરી, ઝૂમખ, ઘોડીનું કોટિયું કલગી અને સરક વગેરે કાઠી લોકોએ મોતી ભરતગૂંથણે કરી ગરાસિયા ઘરની સજાવટ કરી હતી.

ગણેશસ્થાપન, શ્રીનાથજીબાવા, વીંઝણો, કળશ કુંકાવટિ, ઈંઢોણી, નાળિયેર, ઘવરી, પોપટ લાકડી, ધાવણી, કળશ, દોત કલમ, ઝૂમખ, નાનાં મોટાં રમકડાં જેવી જણસો મોતીથી મહાજને મઢી. ઓશિકાં, તોરણ, ચાકળા, પણ મહાજનના ઘરના મોતીના રાચ બન્યા. વીંઝણો, તોરણ, ઈંઢોણી, કંકાવટિ, નાળિયેર, બળદનાં શીંગડિયાં, લલાવટી, સપીતા ખેડૂત આહિર કણબીએ મોતીએ ભર્યાં.

મોટાં દરબારી ડેલા બારનાં તોરણ, ટોડલિયા, અને આખા ઓરડાની પછીતપાટી ભારે વજનદાર રાચ પણ કાઠી કેન્દ્રોમાં છે. બિલખા, પાળિયાદ, ગઢડા, જસ-

દણના દરબારગઢને ઘેર જૂના મોતીભરતના અનન્ય નમૂનાઓ છે. ભાવનગર, જૂનાગઢ, પોરબંદરના કલાપ્રિય શ્રીમંતો પાસે પણ મોતીકામના શ્રેષ્ઠ નમૂનાઓ છે. જૂનાગઢ મ્યુઝિયમમાં બળદની ઝૂલની જોડી' લગભગ સો વર્ષ પહેલાં મોચી કારીગરે ભરેલી છે. તેમજ મુસ્લિમ શૈલીના મોતીગૂંથણના ચાકળા પણ છે. ગ્રામોદ્યોગ સંસ્થાઓ પાસે પણ સારાં રાચ છે.

હીરભરત કરતાં મોતીભરત–ગૂંથણ વિખરાઈ જઈ વહેલું નાશ પામે છે પણ મોતીભરતની એનાં એ અસલ મોતીનું પુનઃ એવું જ ગૂંથણ થઈ શકે છે, એ મોતીકળામાં સગવડ છે. હીરભરતના બસોથી અઢીસો વર્ષ જૂના નમૂના, અને મોતીભરતના તેના અર્ધા સમયના જૂના નમૂના અસ્તિત્વમાં દેખાય છે.

મોતીભરતની આકૃતિઓ બાંધણાં પટોળાં તેમજ હીરભરત ઉપરથી લીધેલ હોય છે. મોતીગૂંથણનાં આંચકા ભરતથી થતી આકૃતિઓ હીરભરતની આકૃતિઓ જેવી સુરેખ હોતી નથી. પણ આ આકૃતિઓમાં એક પ્રકારની નવીનતા અને ગતિ આવતાં મનને ગમી જાય એવું ભરત બને છે. મોતીભરત–ગૂંથણનું 'આલ્બમ' તો પછીતપાટી જ કહી શકાય. કોઈ મારૂ–ગુર્જર મંદિરના નરથરનાં શિલ્પની જેમ કાઠી ઓરડામાં ટાંગેલી પંછીતપાટી તેનાં ચોગઠ ખાનામાં મોતીભરતની લીલા નજર સમક્ષ રજૂ કરે છે. પછીતપાટીના ચોગઠાંઓમાં સૂરજ, ચાંદો, આંબો, મોર, સાથિયો, પોપટ, કુકડો, મેના, ઢેલ, ઘોડી, સાંઢડી, ગાય, હાથી, બરાક, વલોણું, બિજોરૂં, ઘવરી, પાલખી અને વચ્ચે વચ્ચે ટીપકી, ચાંદલા, ડેરડી, કંદોરા, સોટા, ફૂલ., લહેરિયાંના ચોક પણ મૂકે છે. સીતાનો કનક મૃગ, બે માથાવાળો મરઘલો, છત્રવાળો ઘોડો, અંબાડીવાળો હાથી, હુક્કોપીતો સાંઢડીસ્વાર, વાઘ, કાનગોપી, ઘોડિયું, ચોરી, મંડપ સર્વ મોતીગૂંથણમાં ભરેલી આકૃતિઓ જોઈ શકાય છે. વેંત એક પહોળી પણ વીસેક ફૂટ લાંબી પછીતપાટીને પાછળથી મજબૂત કપડાથી મઢેલ હોય કે જેથી તે ટકી શકે.

ચાકળાના ચોકઠામાં વચ્ચે આંબો પોપટ અને ફરતી ઢેલ, મેના, કે પોપટની હારથી ચારે બાજુ કિનાર રચે છે. પોપટ પાન કે નાના ફૂલની વેલથી પણ કિનાર રચાય છે. મુસ્લિમ મેમણ કોમના ચાકળામાં આવી આકૃતિઓને સ્થાન નહિ હોતાં તેમાં ભૂમિતિની આકૃતિઓ, ટીપકી લહેરિયા જેવી સુંદર ગૂંથણી ઘેરા આસમાની, લીલા રાતાં અને સફેદ મોતીથી ભરેલ હોય છે. ચાકળા ચોરસ તેમજ ગોળ પણ ભરેલ હોય છે.

વચ્ચે આંબો પોપટ અને ફરતા મોટા કાઠી મોરલા ભરેલ ચાકળાને ફરતી કીનખાબ કે જરીની કોરથી બાંધી રજવાડી રાચ બનેલ હોય છે. આવી ચાકળી, ઘવરી, શ્રીનાથજીબાવા જેવાં નંગને મહાજનો કાચ પાછળ મઢીને રાખે છે.

પોરબંદર માંગરોલના વણિક ઘરોમાં બહુ જ ઝીણાં સફેદ બાજરિયા મોતીગૂંથણના નમૂના દેખાય છે, તેમાં પાંચ કોથળીના તોરણ છે, જેમાં વહાણ, લખમીજી, સાથિયો, ટીપકી જેવી બહુ જ ઓછી આકૃતિઓ બાજરિયાં રંગીન મોતીની ભરેલ છે. ઘોડા, ચુસણી, પોપટલાકડી, કલમ, સોપારી જેવા નાનાં રમકડાં પણ આવાં ધોળાં ઝીણાં મોતીથી મઢેલ છે. મોતી ભરેલ સોયરાંની ઘોલરી, બટવો, બગચી પણ શ્રીમંત ઘરોમાં હોય છે.

દેવમંદિરે ભક્તો તરફથી ધરાવેલ તોરણ મોતીકામના સરસ નમૂના કોઈ કોઈ દેવદ્વારે જોઈ શકાય છે.

સૌરાષ્ટ્રની પ્રજામાં લગભગ દરેક કોમના વરરાજાના હાથમાં મોતી ભરેલ શ્રીફળ. વરરાજાને વીંઝણો કરવા આવનાર વાણંદના હાથમાં મોતી ભરેલ વીંઝણો. સગૈયામાં વરબેડલું લઈ આવનાર કન્યાના માથે મોતી ભરેલ ઈંઢાણી ઉપર કળશ અને શ્રીફળ, અને ગોર બાપાની અક્ષત કુંકુમની થાળીમાં કુંકાવટિ મોતી ભરેલ હોય છે. વિવાયતા ઘરના દ્વાર ઉપર મોતી ભરેલ તોરણ બાંધેલ હોય છે. પાછલી પછીતે ગણપતિ સ્થાપન પણ ઘરમાં હોય તો મોતી ભરતનું ગણેશ સ્થાપન હોય છે.

કોઈ કોઈ દરબારના વેલડાં ઉપર મોટાં સોનારિયા મોતીના માફાનો ઝાકઝમાળ હોય છે. ભેરખડા નરની મોજડી, લાકડી, ઢાલ, ચાબખી પણ મોતી ભરતથી મઢેલ હોય છે. આમ મોતી કામ આખા સૌરાષ્ટ્રમાં વ્યાપ્ત હતું અને હજુ છે.

આજે બજારમાં એક રાશનાં સુંદર પાણીદાર પ્લાસ્ટિકનાં મોતી વિવિધ કદ ઘાટ અને રંગના આવતાં શહેરના શ્રીમંત વર્ગની સ્ત્રીઓને પરવડે તેવી શોભાની સામગ્રી, જૂના ઘાટ અને ભાતની એ લોકોના ઓરડામાં દેખાવા માંડી છે.

કણબી, આહિર જેવી ખેડૂત કોમની સ્ત્રીઓએ મોતી ભરતની વાર તહેવારે તેમજ શુભ અવસરે ખપ લાગે એવી વસ્તુઓ જ ભરી, સુથાર, લુહાર, સોની, બ્રાહ્મણ, જેવી કોમે પણ જરૂર જોગી મોતી ભરતની ચીજો ભરી, ગરીબ ઘરમાં રહેનાર સ્ત્રી પણ પોતાની દીકરી માટે ઈંઢોણી ભરવાની હોંશ તો રાખે જ. આ પ્રજાના જૂનાં ભરતકામ અથવા જૂનાં મોતીને ફરીથી ભરેલાં કામ સારાં છે. નવાં મોતીના ભરત તેમજ મોટાં મોતીનાં ભરત સામાન્ય કોટિનાં છે. ગૃહ ઉદ્યોગ તરીકે કેટલીક બહેનો આવશ્યક લાગતી વસ્તુઓ મોતી ભરીને બજારમાં મૂકે છે, તેથી ઘણાં ઘરમાં બજારૂ તૈયાર ભરેલ જણસો આવી ગઈ છે.

### કટાવકામ

ગ્રામ જનતાના ઉપયોગની કાપડની જણસોને શોભિતી કરવાની, વ્યવહારૂ પશુપાલક–કૃષિકાર સમાજે શોધી કાઢેલ અને વિકસાવેલ સસ્તી સહેલી અને સુંદર કલા એ કટાવકામ છે. ઓછાં સાધન ઓછો સમય અને ઓછી નજરવાળી ખેડૂત સ્ત્રીઓ ઓછાં ભરતકામ કરી શકે; હીરભરત તેમને પરવડે ઓછું; તેઓએ ભરતકામના પ્રતિનિધિ જેવું સસ્તું, ટકાઉ, સુંદર માધ્યમ પોતાની કલાદૃષ્ટિને વેગ આપવા અપનાવ્યું તે સૌરાષ્ટ્રનું કટાવકામ. કટાવકામ રાચને શોભા–રૂપ હોય છે, પણ તેનો ઉપયોગ વિશેષ હોય છે.

સફેદ ખાદીના પટ ઉપર લાલ રંગના કપડાની કાપલી, કાંગરી, પટી કાતરી ટાંકી ઓટીને ભરત જેવી ભાત ઊભી કરવી એ આ કલાની રીત છે વિવિધ આકારની ચીંદરડીઓ કાતરી ફૂલ, સાથિયા, વેલ, પુતળી, ત્રિશૂલ, મોર, પોપટ, હાથી જેવી આકૃતિઓ ટાંકીને કટાવના નમૂના તૈયાર થાય છે.

રાતાં ચોળિયાં લાલ રંગેલી, ખાદીના ચોરસ ટુકડાને બેવડો ચોવડો વાળી સુથારની ચોરસીથી કાપી કંડારી એમાંથી ફૂલ જેવી ભાત અથવા સુંદર જાળીદાર કાતરણ કરી, એ કાતરેલ ફૂલ જેવી કોઈ આકૃતિ અથવા જાળીદાર ડિઝાઈનના કાતરણને સફેદ પટ ઉપર મૂકવાથી લાલરંગનું ભરત ઉપસી આવશે. અથવા સફેદ રંગની ડિઝાઈન નીકળી આવશે. આ કામમાં થોડા બીજા રંગનાં કપડાં લઈ શકાય છે. પણ વિશેષ સફેદ પર લાલ કટાવ હોય છે.

કટાવના રાચમાં ચાકળા, ઉલેચ, ચંદરવા, તોરણ ગાડાંના માફા, બળદની ઝૂલ, ગોદડાં રાખવાની ભંળી, ધાબિયા મુખ્ય હોય છે.

વિવિધ રંગની ચીંદરડીઓ ટાંકેલ ગોદડીના નમૂના તો ગામડાંમાં ઘેર ઘેર દેખાય છે. ઉપલેટા પંથકના મેઘવાળ, તેમજ સરઠના રબારીની ગોદડીઓ ધ્યાન ખેંચે તેવી છે. મહેર લોકોના બળદની ઝૂલમાં નીચે ઝૂલવેલ અને એક બે ચકરડાં ટાંકેલ હોય છે. હાલારના સતવારાના બળદ અને ગાડાંના ઝૂલ માફા રજપૂત દરબાર કે મોલેસલામના ઉલેચ, માફામાં આકૃતિઓ કાંગરા પટી કાપી ટાંકીને ખજાના કટાવ ભરત કરેલ હોય છે. લોહાણા બ્રાહ્મણના ઉલેચ ચાકળામાં રામાયણના પ્રસંગ, સરવણ કાવડિયો, હાથી, ઘોડા. જેવાં કટાવ–ભરત ગોઠવેલ હોય છે. હાથીની અંબાડીમાં રાજા, સાંઢિયા ઉપર હુક્કો પીતો સ્વાર પણ કોઈ કોઈ નંગમાં દેખાય છે

વિવિધ જાતના કપડાના સરખા કાપેલ ટુકડાને સારી રીતે સંયોજી તેની વચ્ચે પટાઓમાં કટાવ કામની ચીંદરડીઓ મઢી અને તેવી જ કોર મૂકીને ઘણા સુંદર ચંદરવા બનાવાય છે,

સૌરાષ્ટ્રના કટાવકામને લુપ્ત થતું અટકાવી આ કલા જીવાડવાની ખાસ જરૂર છે.

## ગૂંથણકલા

ગૂંથણકામની કલા વ્યક્તિની અથવા વ્યક્તિની વપરાશની વસ્તુની શોભનકલા છે.

૧. **વાળગૂંથણી :** જગતમાં દરેક પ્રજાની સ્ત્રીઓ પોતાના વાળ ગૂંથે છે. જેના વાળ સુંદર, શ્યામ, સુંવાળા અને લાંબા તેની ગૂંફનકલામાં વિશિષ્ટતા વિવિધતા આવે અને તેનાં રૂપ જૂજવેરૂપે પ્રદર્શિત થાય છે.

૨. **ફૂલગૂંથણી :** પ્રભુએ જેને રૂપરંગ સુગંધથી ભરપૂર કરેલ છે તે પુષ્પોનો માણસે શૃંગારના સાધન, પ્રેમભક્તિની ભેટની વસ્તુ તરીકે ઉપયોગ કર્યો છે. ફૂલગૂંથણીમાં કલાદૃષ્ટિ જોઈએ. હાર, ગજરા, વેણી, ઠાકોરજીના શૃંગાર, ફૂલદાનીની સજાવટ વગેરેની અગણિત રીતો છે. ભારતમાં ફૂલનો ઉપયોગ વિશેષ છે. શહેરોમાં ફૂલમંડી, મંદિરોમાં ફૂલઘર, અને ફૂલ ઉપર નભનાર માળી લોક પણ આપણે ત્યાં છે.

૩. **સોના, રૂપા, તાંબાનાં તાર ગૂંથણી :** ઘરેણાં, તેમજ ઉપયોગની વસ્તુઓને રૂપાળી કિંમતી બનાવવા તાર ગૂંથણ સોની અને બીજા કારીગરો કરે છે.

૪. **શણ, કાથાની ગૂંથણી :** ખાટલા, માચી, કુંજ ઉપરનું ગૂંથણ, ચોલકી, છાલકાં, કોથળી, સીંકા, સીંકલી, પગલૂછણિયાં જેવી વસ્તુઓ બને છે.

૫. **વાંસ, નેતર, વછીની ગૂંથણી :** ટોપલા, સૂંડલા છાબડી, ખૂરશી, પેટી, લાકડી, છત્ર, જેવી વસ્તુઓ ગૂંથાય છે, વિવિધ ગૂંથણીની રીતો હોય છે.

૬. **સૂતરની ગૂંથણી :** નાડી, દોરી, પાટીના વિવિધ પ્રકારનાં ગૂંફન, જોકણુ, જોતર, રૂપીઆ રાખવાની કેડે બાંધવાની વાંસળી, ઢોલિયાની રંગીનકામની પાટી, છરીનાં મ્યાન, જાળ, મોરડા, સીંકા, સીંકલી, ખોગીર, ઝૂમખનું ગૂંથણ સૂતર ગૂંથણીમાં મુખ્ય છે. ચાકળા ચંદરવામાં સૂતરના દોરાનું ભરતકામ થાય છે. છિદ્રાળુ કપડામાં પણ દોરાનું ગૂંફન યંત્રથી થાય છે.

૭. **રેશમની ગૂંથણી :** દોરી, કસ, ફૂમકાંમાં તેમજ હીરભરતના દોરાથી ચાકળા ચંદરવા શણગારના સાધનમાં થતી ગૂંથણી રેશમની છે.

૮. **ઊનની ગૂંથણી :** ધાબળા, ધાબળીની કોર, સોનૈયા જેવા દાગીના માટે ઊનનો દોરો, રબારી સ્ત્રીના પગના શણગારમાં દોરો ફૂમકાં, માળા, ઝૂમખમાં ઊનનાં ફૂમકાં શહેરમાં મફલર, મોજાં, સ્વેટર, ટોપી જેવી વસ્તુ આજે બને છે.

૯. **ચામડાની વાધરીની ગૂંથણી :** જોડામાં, કોરડાના હાથામાં, લગામની અને તલવારની પેટીમાં, છરીનાં મ્યાનમાં, થેલી, થેલામાં ચામડાની પટી ગૂંથાય છે.

૧૦. **મોતી ગૂંથણી :** વિવિધ પ્રકારના, મોતી વિવિધ રીતે ગૂંથણ કલા તરીકે જાહેર છે.

૧૧. **બનાવટી રેસા-પ્લાસ્ટિકની ગૂંથણી :** આજે તો આ દોરીથી ઘણી વસ્તુઓ ગૂંથાય છે. સૂતર, રેશમ, તારનું સ્થાન પ્લાસ્ટિકે લીધું છે.

## લીંપણકામ

લીંપણકલા-ગારમાટી, ઓળિપો મનુષ્યના ઘર સ્વચ્છ અને સુંદર રાખવાની ગામડાંની નારીની કલા કારીગરી છે, ચૂના સિમેન્ટના વપરાશ પહેલાં ગરીબ ગામડાંની સ્ત્રીઓ પોતાનાં નમ્ર ઘરને લીંપી ગૂંપીને રૂપાળાં બનાવતી. ઉપર ખેવડાં દેશી નળિયાં હોય કે છાજનું છાપરું હોય, પણ ઘરનાં પડલીતિયા, ચૂલા, પેટલી, પાણીઆરાં, ગોખલાને તો સુંદર ગારાથી છાંદી તેના ઉપર કાંગરી કોર કંડારી ને પછી ધોળી માટીથી લીંપી ઓરડા ઓસરીને ઉજળા બનાવાતાં. કોઈ કોઈ ગ્રામનારી ગોખલાની બાજુમાં ગારામાં હાથી, મોર, નાગદેવતાં કંડારે છે અથવા સાથિયો

કંડારે છે, જોકે આવું ગાર ઉપર કંડાર કામ કોઈક જ સ્થળે જોઈ શકાય છે. હાલારમાં ચૌવા ચારણના એક છાજેલ દંગામાં ચૂલા પેઢલી ઉપર નાનું પડ ભીંતિયું ગારાના સુંદર કંડાર કામથી આકર્ષક બનાવેલ હતું; તાવડીમાંથી ઊતરતા રોટલા મૂકવાના ખાચા, પેઢલી ઉપર કંડારકામના હતા. જાંબુડામાં ચારણોના ઘરમાં સુંદર અબરકની ચમકાટવાળી ગાર કરેલ. ભીંત ઉપર વચ્ચે રંગીત પછીતપાટી જેવો પટો રંગ તેમજ આછા કોતરકામનો ગાર માટીમાં કરેલ છે. બરડામાં કોઈ મહેરના ઘરમાં ઓરડા અને રાંધણિયા વચ્ચે મોટું તાકવાળું પડભીંતિયું છાંદીને કરેલ હોય છે. આ પડભીંતિયાં ઉપર અને ઓરડામાં તાક થાંભલીવાળી છાજેલ કાંધીની ઉપર નીચે હાર હોય છે. કોઈ બ્રાહ્મણને ઘેર ગાર કરતી વખતે કોઈપણ સારી લાગી ગઈ હોય તે છાપ ગાર ઉપર ઊંડે મૂકી તેના ઉપર મોટો ગમે તેવો કાચ મૂકી એ કાચ ઉપર ગારાની જ કિનાર કરી ભીંતની ગારમાં વચ્ચે મૂકીને છબીને જડતર કરેલી ઓસરી જોઈ છે; ભીંત ઉપર ચિતરેલ આંબામાં યોગ્યસ્થાને મોર, પોપટ, વાંદરો અંદર કાચ નીચે ભીંતમાં જડેલ છે. કોઈ ઘેર પાણીઆરા પાસે ભીંત ઉપર લક્ષ્મી, પગલાં, સાથિયા, ઝાડવું, ફૂલ જેવી ગારામાં કોતરણ, ઉપસાવેલ ચાંદલાની ડેરડીઓ હોય છે. રબારી ઘરમાં ભીંતમાં ઝાડવું મોરલો વગેરે કોતરેલ હોય છે. પણ તે કચ્છી રબારીના લીંપણ જેવું નથી. ગોરસ મૂકવાના ચોરસ કોઠલાની અંદર કાંધી અને ખૂણે ખાડાવાળાં ચાડાં હોય છે. કોઠલાના બારણાં ઉપર છાજલી, કાંગરી, અને પડદો માટીનાં ઘડતરમાં ચિતરામણ, મોર, પોપટ, હાથી, ઝાડવું, લાડુડા કે ડેરડીના હોય છે. દાણા ભરવાની ગોળ કોઠીમાં વચ્ચે ગોળ ફરતા કંદોરા મૂકેલા હોય છે જેમ લાડુડા કે ચાંદલાની હાર ગારાની જ ચોડીને કંડારેલ હોય છે, વચ્ચે આભલાં પણ કોઈ ઘરમાં જડેલ હોય છે. ગારાનું આવું કામ કોઈ કોઈ સ્થળે જ જળવાઈ રહ્યું છે.

## સુથારી કાષ્ટ શિલ્પ :

સુથારની લાકડાં ઉપરની કલા કારીગરી મનુષ્યનાં ઘર અને રાચરચિલાં ઉપર હોય છે. ગૃહનિર્માણ અને ગૃહશોભા કાષ્ટ શિલ્પથી અમુક અંશે સાધી શકાય છે. ઘરનાં બાંધકામમાં બારશાખ, કમાડ, થાંભલા, ટોડલા, ઘોડા, પાણીઆરાં. જાળિયાં, મોવતી, ઝરૂખા, કઠેરા, મદલ, નેજવાં, પૂતળી, વગેરેમાં સગવડ પ્રમાણે થોડી ઘણી કાષ્ટકલા બતાવી શકાય છે. શ્રીમંતના મકાનમાં આમાંથી ઘણી ખરી વસ્તુઓ હોય અને તેને માલિકના શોખ અને પોષણ પ્રમાણે શિલ્પાલંકાર મંડિત કરાય. જે ઘરમાં માત્ર બારણાં જ હોય અને ઘરધણી ગરીબ હોય તેમાં કોતરકામ ક્યાંથી હોઈ શકે?

બાળકનાં રમકડાં, ગોધલા, ગાડી, શીંગલા ઘેટા, રેંડા, ચલણગાડી જેવી જૂનવાણી સુથારી ચીજો દેખાતી નથી. આ રમકડાંની બનાવવાની રીત ભૂતકાળથી ચાલી આવતી હતી. ઘરના રાચમાં બાજોઠ, પેટી, પટેરા, મંજૂસ, પારણું કે ઘોડિયું, ખુરશી, સિંહાસન, ઘંટીનું થાળું, દરેક ઉપર ચોકસ પ્રકારની નકશી હતી.

કોઈક ખેડૂતના ઘરમાં લુંગડાં ટાંગવા કે મૂકવા લાકડાંનો 'વાંકડ' હોય છે. વચ્ચે ચાર હાંસવાળો દંડ અને તેની ચારે બાજુએ ઘોડાના મુખ અને ડોકના આકારની ચાર શાખાઓ સાલપૂરીને જડેલી હોય છે. દંડ ઉપરને છેડે એક જ લાકડાંમાંથી ચાર પાંચ કડીઓ કોતરીને બનાવેલ લાકડાંની સાંકળથી આ વાંકડ ઘરમાં લટકતો રહે છે. ગામડાનો આ 'કોટ હેન્ગર' છે. દંડ અને ચારે પાંખીઆં કોતરણીથી ભરપૂર હોય છે. તેથી તે ઝૂમર જેવો લાગે છે. સારા ખેડૂતના ઘરમાં કોતરણીવાળો પેટારો અને સુંદર કોતરણીવાળી ગાડાંની ધોંસરી હોય છે. શ્રીમંત ઘરની મોવતી કે દ્વાર ઉપર ગણેશ, સ્વસ્તિક, પુતળી, ફૂલ તેમજ ઘોડા મદલમાં મગરમચ્છ પૂતળી જેવાં પણ શિલ્પ દેખાય છે. કોઈ કોઈ આવાસના થાંભલામાં છીપનું જડતર હોય છે. દેવદરબારે કે રાજદરબારે છીપ દાંતનું જડતર કરેલા પારણાંના સ્તંભ નીચે સુંદર હાથી કાષ્ટશિલ્પના સુંદર નમૂના જોવામાં આવે છે. દરબારગઢ, શ્રીમંતઘર, હવેલી મંદિરમાં કાષ્ટકલાનું ધન પડ્યું છે. જામનગર, ભાવનગર, હળવદ, શિહોર, જૂનાગઢ ભૂજમાં સારી કાષ્ટની શોભન સમૃદ્ધિ છે.

# તાતુકી તરવાયં (તરવાર–ભાલાં બંધૂકનાં ઘડતર–જડતર)

વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા

એક વખત, જૂનો જમાનો આડહથિયારનો જ જમાનો હતો. તે દિ' આડ હથિયારમાં તીર, બરછી, ભાલાં, સાંગ, કટાર, જમૈયા, પેચકબજ, છરી, કાંટા, કુંકરી વગેરે હતાં. તરવારની ઘણી જાતો હતી અને તે તરવારની ખાસિયતો પણ જુદી જુદી હતી. અને જુદા જુદા મગજના કારીગર લુહારો પણ નામાંકિત હતા. તેમની રાજદરબારોમાં કિંમત હતી. અને એ લુહારોને પણ ઓડે આંખ્યો વહી ગયેલી હતી, કારણ કે રાજના માનીતા અને એની આવી કારીગરીના ફાંકા અને છાંકા હતા એટલે એમને વતાવાય નહીં. આવી કારીગરોની ખાસિયત.

જૂનાગઢની રાજધાની ઉપર રા' દેહળ હતા. અને રા' દેહળનો કારીગર લુહાર તળસી ત્રિકમ, ઘોડા છાપ ગજવેલ જેવો કડક પાણીવાળો માણસ. તેણે તરવાર ઘડેલી એનું નામ દેહળસાઈ તરવાર રાખેલું. દેહાળસાઈ તરવારનું લોઢું વટનું કહેવાય. એ વટના લોઢાના ગોળા આવતા. એ ગોળાને ઘડીને લાંબી પાટી બનાવે. એને ઘડવામાં ઘણી મુશ્કેલી પડે. લોઢું ચૂલામાંથી ગરમ કરીને બહાર કાઢે ત્યાં હથોડીના પાંચ ટોચા કરે ત્યાં લોઢું ઠરી જાય. તે લોઢાને હવાનું પાણી ચડી જાય અને કડક થઈ જાય. ટીપાય નહીં તેવી જાતના લોઢાને વટનું લોઢું કહેવામાં આવતું. તે લોઢાની લાંબી પાટી ઘડે અને એ પાટીનું ગોળ બંડલ કરીને તે બંડલને આડું મૂકીને ફરી ઘડીને પછી લાંબી પાટી બનાવે. વળી પાછું તેને વીંટે અને બંડલ કરીને પાછું તે બંડલ આડું પાડીને લાંબી પાટી બનાવે. તેવી રીતે સાત વખત ઘડીને તેની તરવાર બનાવે. એવી બે તરવાર ઘડીને બેય તરવારને ખૂબ જ ગરમ કરીને તા લઈને બંને તરવાર ભેગી જોડી દે અને જોડવાની ખૂબી એવી હોય કે મૂઠની નીચે ચારેક આંગળ પાસે દોઢવીને સાંધો મારે–આઘો પાછો, તેની ચોકડી પડે. એ તરવારની મૂઠની નીચે સાંધો મારે તેમાં કલમ ત્રાંસી એક બાજુ લીટી મારી હોય. સાંધો મળ્યાની બીજી બાજું બીજી લીટી અવળી મારી હોય તે લીટીની ચોકડી દેખાય એ ચોકડી બન્ને રંગની દેખાય. જાંબુડિયા બન્ને જેવી અને આખી તરવારમાં સીદીના વાળ જેવાં ગૂંચળાં દેખાય, કારણ કે તેને સાત વખત બંડલ કરીને ઘડી હોય. આવી તરવારને સંકેલાના વટની તરવાર કહેવામાં આવતી. તરવારના ઊભા મોરે (ઉભે) ઊભી લીટી દેખાય કે બે તરવાર જોડેલ છે.

સંકેલાના વટની તરવાર સરાણિયાને સજવામાં પણ આકરી પડી જાય. પોપટિયા વાઢાળા જેવો સરાણિયો સજ્જ કરે ત્યારે લીલા ખડમાં તરવાર પડી હોય તો પાણીના રેલા વરાંહે ચકલું તેની ઉપર ચાંચ બોળે. રજપૂતાણિયું સારું સજવાની બદલીમાં સરાણિયાને મોજ આપતી હતી. કારણ કે રજપૂત ધીંગાણામાં દુશ્મન ઉપર ઘા કરે ત્યારે ભાંગતી નહીં. અને સારો સજ્જ હોય તો વાધરી વળગી રહે નહીં. રજપૂતાણિયું ઈનામ–અકરામ, ગળાના હીરાના હારો ઉતારીને આપી દેતી. આવો એ જમાનો હતો.

સૌરાષ્ટ્રમાં એ વખતે ત્રણ જાતની તરવાર બનતી હતી. દેહળસાઈ, આંબરણ અને કુંડલાસાઈ, તેનું નિશાન ત્રિશૂળ અને ઘોડાનો ડાબલો તરવાની દાઢ પાસે નિશાન આવે. બાકીની ડાબલા દોઢવટની અબરી, લાલુવાડ સિરોઈ, માનાસાઈ નિમચો–એ બહારની તરવાર હતી.

## તરવાર પરખ

મોરનું પીછું ધૂળની ઢગલીમાં ઊભું ખોડીને તરવારનું ઝાંવું કરે એટલે પીછું કપાઈ જવું જોઈએ. બીજી પરખ આવી છે કે જેનું શાક થાય છે તે ગલકું સુકાઈ ગયેલું હોય ત્યારે તેને ડીંટિયેથી દોરી સાથે બાંધીને લબડતું (ટીંગાતું) રાખીને તરવારનું ઝાંવું કરે એટલે ગલકું કપાઈ જવું જોઈએ. આ બંને પરખ તરવારનું પાણી લઈ લે.

રા' દેહળનો લુહાર કારીગર તળસી ત્રિકમ રાજમાં ઈનામ અકરામ પામેલો અને તેને લીધે બેઝી ગયેલો. એક વખત એને અને એની વહુને વાંધો પડી ગયેલો. વહુ રિસામણે પોતાના પિયર આંબરડી ગામે

વહી ગઈ. માવતરે બેઠેલી લુહારણ પણ ખૂબ જ રિંહાળ અને કારીગર હતી. તરવાર ઘડવામાં પોતે સામે ઘણ લઈને ખાડામા ઊતરીને ઘણ મારતી અને ધમણ તાણતી હતી. આ બાઈ પણ કારીગરનો કટકો હતી. તેને વિચાર આવ્યો કે લુહારનું પાણી ઉતારી નાખ્યે પાર છે. એટલે પોતે એક વખત તરવાર ઘડવા બેઠી અને પૂરી મહેનત અને કારીગરીનો આંક વાળી દીધો. તરવાર તૈયાર થઈ. તેણે પોતાની ઘડેલી તરવારની મૂઠની દાઢની નીચે કટારીની છાપ ચીતરીને પોતાનું નિશાન રાખ્યું અને તરવારનું નામ આંબરણ રાખ્યું. એ પણ સંડેલાના વટની તરવાર ગણાય છે.

લુહારણ આવી તરવાર ઘડીને જૂનાગઢના રા'દેહળ પાસે લઈને ગઈ. સવારે દરબાર ભરાયેલ અને રા'દેહળ કચેરીએ આવેલ ત્યારે તે તરવાર દરબારને ભેટ મેલી અને કીધું કે તરવાર મોરનાં પીંછા કાપે અને ગલકાં કાપે એમાં શું નવાઈ! પણ લોઢાના બખ્તર પહેરેલો માણસ ઊભો રાખો અને એની ઉપર પહેલવાન પાસે ઘા કરાવો અને બખ્તર અને માણસની વાધરી વળગી નો રે'વી જોઈએ તો તરવાર. તમારા લુહાર પાસે હોડ બકવા આવી છું અને શરત એ છે કે દેહળસાઈ તરવાર અને આંબરણ તરવાર બંનેના ઘા કરવા. જેની તરવાર નો કાપે તો માથું ઉતારી લેવું. આમ હોડ બકીને લુહારણબાઈએ વાત કરી એટલે રા'દેહળે લુહારને તેડાવ્યો. શરત સંભળાવી અને કહ્યું કે આ માથા સાટાની શરત છે. લુહારે કીધું કે હું તૈયાર છું.

ત્યાર પછી લુહારણે કહ્યું તે પ્રમાણે બંને તરવારના ઘા કર્યા. તેમાં દેહળસાઈથી બખ્તર અને માણસ કાંઈ કપાણું નહીં અને આંબરણ તરવારથી બેય કપાઈ ગયાં. એટલે રા'દેહળે હુકમ કર્યો કે લુહારનું માથું આ લુહાર બાઈને હાથે શરત પ્રમાણે કપાવો. એટલે લુહારને તો માથે વીજળી પડયા જેવું વહમું લાગ્યું, પણ શરત હતી શું થાય? બાઈના હાથમાં એ જ અંબારણ તરવાર આપી અને હુકમ કર્યો કે લુહારનું માથું કાપી લ્યો. બાઈએ કહ્યું કે બાપુ, પહેલાં મને ઈનામ મળવું જોઈએ અને પછી શરતનું પાલન કરું. રા'દેહળ કહે કે દીકરી માંગ. તારા મોઢામાંથી પડશે તે ઈનામ આપું.

લુહાર બાઈએ કીધું કે ઈનામમાં આ લુહાર મને જીવતો આપો. મારે માથું કાપવું નથી. એ મારો ધણી છે. તેની કારીગરીનું પાણી ઉતારી નાખવા માટે જ આવી છું. કે ફરી વખત આવી ભૂલ ન કરે. કારીગરીનો કાંઈ આંક નથી. પછી રા'દેહળે લુહાર પાસે માફી મગાવી, લુહારણને ઈનામ–અકરામ આવ્યા.

આ કારીગરીના કટકા જેમ લોઢા વટકા (તરવારનાં મ્યાન) ધારી, કુંડલા અને ગઢડામાં બનતાં. તેમાં ગઢડાનાં મ્યાનનો પહેલો નંબર આવે. ગોટલીવાળું મ્યાન, વગરસિલાઈનું અને રૂપાની તાર–પાટીવાળું એ સાદું મ્યાન, અને મખમલનું મ્યાન. આમ ચાર જાતનાં મ્યાન બનતાં. ચામડામાં નકશીનું કામ અને સિલાઈ વગરનું મ્યાન ને કોઈ સાંધો બતાવે તેને રૂપિયા સોનું ઈનામ. તે મોચી આપતો. તેની ચામડું મઢવાની ખૂબી એવી હતી જેની સિલાઈ દેખાય નહીં. મોટી પૂરી તરવારનું મ્યાન હોય તોય તેનું વજન તોલા સાત થતું. તેમાં વપરાયેલ લાકડું અને ચામડું બંને મળીને આટલું જ વજન થતું. આ બનાવનાર બંને મોચી ભાઈઓ શામજી અને પરશોતમ હતા. તેઓ મરી ગયા છે. એકનો છોકરો આવું કામ કરે છે ઘોડાના સામાન ચારજામા અને દળી પણ બનાવે છે. ઊનની દળી, ઊનની કુંચલી, ભરવાડને ઓઢવા માટે રંગપૂરેલો ભાતીગળ ઘેટાની ઊનનો જિલ્લો વગેરે બનાવે છે.

ગઢડાના મ્યાનગરા મોચી હજી પણ અત્યારે ઘોડાના ચારજામા બનાવે છે, જેમાં દોરાની સિલાઈકામમાં ગૂંથણીથી મોર, પોપટ, વેલ્યું કાત્રા હોય છે. મોચી–ભરતથી સાંકળીનું કામ કરે છે. ચારજામા અને રંગબેરંગી ચારજામા ગઢડા જેવા કયાંય બનતા નથી. ખૂબ જ ઘાટીલા અને ખોગીર પણ એવા જ, અને દળીઓ પણ એવી જ બનાવે છે. દળી પર ખોગીર નાખે તેના ઉપર બસેર વજનવાળું સંધનું પિત્તળિયું કાઠું, તેમાં ચામડાના કામડિયારા જડતાં જાણે ઘોડિયામાં બેઠાં બેઠાં હીંચકતા હોઈએ તેવું લાગે અને ઘોડાનો સાડીકો લાગે નહીં.

તરવારને સજે છે ત્યારે આખો દિવસ સજે અને સાંજે પાણીના ભરેલ ટીપડામાં બુડાડી દીએ એટલે તેમાંથી કાટ ઉપર આવે. પાછા બીજે દિવસે સજે અને સાંજે પાણીમાં નાખી દે. એમ સાત દિવસ સજે અને કાટનું મરચું ન આવે ત્યારે સજાવ પૂરી થાય. એમાં એવી કારીગરી હતી કે વીસ વીસ વરસે પણ તરવાર પર મરચું ન બેસે. એના છોકરાઓ કામ કરે છે. લોઢાનો ચોરસ, જાડો પ્લેટ લઈ તેને પહેલ પાડીને સજતા અને તેનો મોઢું જોવાનો અરીસો બનાવતા.

## કુંડલાસાઇ તરવાર

કુંડલાનો લુહાર ભેંસને પાણી પાવા નાવલી નદીની વાવે લઈ ગયો. ભેંસ અવેડીએ પાણી પીએ છે અને પોતે પાણી પીવા વાવમાં ઊતર્યો. વાવમાં જુવારનું રાડું પડયું હતું તે તેણે લઈ લીધું. આ રાડાથી ભેંસને હાંકવા લાગ્યો. એનાં ભેંસના ડેબા ઉપર ઊભા મોરમાં તે રાડાનો ઘા કર્યો. તેમાં ભેંસનો આખો ડેબો ચિરાઈ ગયો. લુહાર વિચારમાં પડી ગયો કે તરવારની જેમ આ રાડું ભેંસનો ડેબો કેમ ચીરી નાખે છે? વિચાર કરતાં સૂઝયું કે રાડામાં વાવનું પાણી ચડી ગયું છે. પછી તરવારને તે વાવનું પાણી પાતો. તરવાર ખૂબ જ સારી પાણીદાર બનીને અને તેનો ઘાટ, વળાંક બીજી તરવારું કરતાં ખૂબ જ સારાં હતા.

## ભાલાં

ભાલાંના પ્રકાર ઘણા હોય છે. ભૂંડના, શેઢાડીના, શિયાળના શિકારમાં ભાલાને કામમાં લેતા. ઘણા ભાલાને ધિંગાણા–પવાડામાં પણ કામમાં લેતા. ભાલાને આંગળામાં ફેરવીને ઘા કરતા એટલે અસવાર અને ઘોડાને બંનને જડી દેતા. એવું બરછીથી પણ કામ લેતા.

જસદણ દરબાર જીલુભાઈ ઘોડા ઉપર જોડીએ પગે ઊભા થઈ જાતા અને ઘોડું ચાંચભર તગડે જાતા હોય એમાં જોડીએ પગે ઘોડા ઉપર ઊભા થઈ જઈને ભૂંડ ઉપર ભાલાનો આંગળી ઉપર ફેરવીને ઘા કરતા અને ભૂંડને જમીન ઉપર જડી દેતા. ભાલાના ખોભળામાં સારી જાતની લાકડીનો હાથો નાખે જે ભાંગે નહીં.

એક વિશિષ્ટ વાત લખું છું કે ગઢડા ગામમાં ઔરતિયા કાઠી દરબાર રામભાઈ પટગીર હતા, જેઓ ઘોડાના અને ઊંટના સામાન–શણગાર બનાવતા. તેઓ ઘોડાની વાઘું, કોટિયા, આગેવાળ, મુસિયા, પાતાડિયા જેરબંધ, ડુમચી, સબડ દોરડા ઉપર હીર ભરતથી ગૂંથતા. અને શેફાનું પણ ભરતકામ કરતા. ઊનના ધાબળાનું પણ કામ કરતા. છેડા બાંધવાનું અને તરવારના મ્યાનના છેડાની અણીની રૂપાની પીંછી હોય તેના ઉપર કોસેટાના ચાર આંટીના બંધ લેતા. ઘોડાના વાળની છમરી બનાવતા. ઘોડાના અને સોનાના તારને ગૂંથીને બંગડી બનાવતા. આ બંગડીમાં હાથી વેલ, પૂતળિયું વગેરેની ડિઝાઈન કાઢતા. બંગડીનો પોણા તોલા સોનાનો તાર પાંત્રીસ ફૂટ લાંબો બનાવી જરીસખમાંવાળા પાસે સુરત મોકલતા. તે તાર સોની કાઢી શકતા નહીં. અને જરીસબમાંવાળા સુરતના કારીગરો બનાવતા. અને એ બંગડી બે મહિને એક જોડી તૈયાર થતી. એમાં રોજના ચાર કલાક કામ કરવું પડતું. આ ખૂબ ઝીણું કામ અને માથાના વાળથી પણ ઝીણો તે સોનાનો તાર હોય છે. અને સોયની અણીથી તે તારને ગણતરીથી–હિસાબથી ઉપાડે ત્યારે ડીઝાઈન થાય.

તેઓ ઘોડિયાના પાંગરા પણ ઊનથી ગૂંથીને બનાવતા. મજાની એકવાત કે ભાલાની લાકડી વળ–ઉવળના દોરાથી મળીને દસ વખત વળ–ઉત્રળથી એટલે કે અવળા સવળા દોરાથી દોરડું બનાવીને ભાલાની લાકડી બનાવતા. દોરાની લાકડી બનાવીને ભાલામાંના ખોભળામાં નાખે અને એ લાકડી ન ભાંગે કે ન વળે. આ એક જબરી વાત છે. કેટલું દોરડું કડક બનતું હશે! જેનો ઘા કરે તોય તૂટે નહીં. બીજું પોતે વેદાંતના પ્રખર વિદ્વાન હતા. અવતારચરિત્ર જેવા ગ્રંથો કંઠસ્થ હતા. કવિતાના ખૂબ જ વિદ્વાન અને જાણકાર હતા.

ઉપર લખેલાં છે તેવાં ઘણાં ભરત–ગૂંથણના

કામો મેં તેમની પાસેથી જાણ્યા છે. તેઓ મારા ગુરુ હતા. હું પણ તેટલી ચીજો બનાવી શકું છું.

**બંધૂક**

ઉપરથી ભરવાની દેશી બંદૂક : જામગરીવાળી :
એમાંથી પછી ઘોડાવાળી કેપ ચડાવી ફોડે.

ઢસા પાસે ગામ પીપરલા. ત્યાંના પરશોત્તમ લુહાર. તેની ઉમર સત્તાણું વર્ષની હતી. તેમની શાખ ચુડાસમા, બંધૂક બનાવવાના તેઓ જૂના કારીગર હતા. તેઓ લોઢાની પખવાલી (લોઢાની જાડી પાટી) લઈ તેને તા દઈ ખેવડી કરી પાછો તા દઈ ખેવડી કરે. તેમ ત્રણ વખત ખેવડી કરીને લોઢાના સળિયા ઉપર તે પાટીને ગરમ કરીને વીંટી દે અને પછી તેને તા દઈને ઘડી અને એક કરી નાખે અને તે ભૂંગળીની દેશી જામગરીવાળી બંધૂક બનાવે. એની સાત વેંત લાંબી નાળી બનાવે. બંધૂકનું મોઢું શરણાઈના મોઢા જેવું બનાવે. પછી બંધૂકની કોઠી બનાવે. તેના ઉપર સોનાના થળ ભરે (એટલે કેવડાવાળી ડિઝાઈન બનાવે). સોનાના તાર તે નાળીમાં બેસાડી દઈ ભાત પાડે. આ બંધૂકનું નામ સિસકન હતું. તેનો કુંદો લાકડાનો પીંજણ જેવો હોય. તેનો ઘોડો ચીપિયા જેવો હોય. તેમાં વડલાની વડવાઈની સરૂ લાવી તેને ટીપી નાખીને દસેક હાથની તે વડવાઈના રેંસાની વણીને વાટય બનાવે. આ વાટય કુંદા ઉપર વીંટી હોય. અને તેને જગવીને બંધૂકના ચીપિયા ઘોડામાં ભરાવી દે.

બંધૂકના કાનમાં દારૂની ડગલી મૂકેલી હોય. તે કાન ફરતી ગાડાની મળીનો લોંદો ચોંટાડી ફરતી લાલ ચણોઠી ચોટાડી હોય. તેના માથે મીણનો સરપો ઢાંકવા બનાવેલ હોય, જેથી દારૂ ઢોળાઇ જાય નહી! જામગરીની કળ સૂતરની નહીં અને વડવાઇની શું કામ? તેનું કારણ એ કે સૂતરની દોરામાંથી ધૂમાડો નીકળે અને તેની ઉપર રાખ આવે. તેથી તે કળી ચાલે નહીં. વડવાઈની કળીમાંથી ધૂમાડો નીકળે નહીં અને તેનો કોલસો જગતો જ રહે. ફુંક મારીને કોલસો ચોખો કરવો પડતો નથી. ઉપરાંત તે બહુ ધીમે બળે છે અને ઓછું બળે છે. ડફેર, આડોડિયા, વેડવા વાઘરી જેવા શિકારીઓ વડવાઈની વાટયનો જ ઉપયોગ કરે છે. કારણ કે જનાવરને (હરણને) તેની વાસ આવે નહીં, અને ભાગી જાય નહીં!

દેશી બંધૂકની જુદી જુદી જાત છે. જેમ કે સિસકન, સંધણ, આરબણ, ધમાચો અને લાટો. આ બધી બંધૂકો મેં પણ વાપરી છે. લાટો બંધૂક જોગીદાસ ખૂમાણ પાસે હતી. તેમના છેલ્લા પુરૂષ વારસદાર જેઠુર ખૂમાણ આંબરડી હતા. તેમના ઘરેથી આઈ કમરીબાઇ હમણાં અવસાન થયું. તે આઈ કમરીબાઈ ગઢડા ભાણુ બાપુના માસી થાય. તેમણે આ બંધૂક મોટાભાઈ દાદાબાપુને આપેલી. પટારા અને પટારાનાં બહુજ મોટા આશરે પાંચ શેર વજનવાળાં તાળાં આ બંધૂકથી તોડતા. આ તાળા ત્રણ ત્રણ ચાવી-કુંચી લગાવે ત્યારે ખૂલે. આ તાળા એક હાથ જેટલાં લાંબા હોય. દાદરાવાળા ઘાટનું ચીપિયાવાળું તાળું હોય.

આ પરશોતમ લુહાર તેની ચોથી-પાંચમી પેઢીના તેના દીકરા જેઠાભાઈને વાત કરતા કે તમે અત્યારે લેથવાળા-કારખાનાવાળા થઈ ગયા. ગમે તેવા લોઢાના ધરામાં સાર પાડવા હોય તો લેથ ઉપર કામ કરી શકો. અમારી પાસે આવાં સાધનો ન હતાં. અમે જે લોઢાના તા લઈને કામ કરતા-લાંબી સાત વેંતની સારડી હોય નહીં, અને તે હાલે નહીં તેમ ઢાળાનું કામ પાઈપથી થાય નહીં-તે ચાલે નહીં. અને આ કામ અમારી પાસેથી શીખી લેજો. તમને આવું કામ આવડશે નહીં, અને પછી પસ્તાશો. તમારી પાસે લોઢા ગાળવાની ભઠી હોય. અમે તો કોડમાં ચૂલથી અને ધમણથી કામ કરીએ છીએ, તે તમારાથી બનશે નહીં. માટે ધ્યાન દો-તો સારું.

ત્યાર પછી જેઠાભાઈ ચુડાસમા મોટા કારખાનાના માલીક થયા. તેઓ મોટા પ્રેકટીકલ એન્જિનિયર છે. પાંચ સાત લાખનું કારખાનું ચલાવે છે. તેઓ મિલ લાઈનનું કામ કરે છે. મિલની ઝીણી દાંતી બનાવે છે. મીલને લગતી બીજી ઘણી ચીજો બનાવે છે અને હિંદુસ્તાનભરમાં વેચાણ કરે છે, તેમનો માલ પરદેશમાં પણ જાય છે.

તેમણે મને એકવાર વાત કરેલી કે લોઢાને નોખા નોખા પાણી પાવાની રીત છે. જેમ કે સાણુનું

પાણી, તેલનું પાણી, એરંડિયાનું પાણી, સોમલનું પાણી વગેરે. તેઓ નોખા નોખા અગ્નિના પ્રકારની વાત કરતા હતા. લાકડાના કોલસા, પથ્થરિયા કોલસા, છાણામાંથી નોખો નોખો અગ્નિ નીકળે છે અને તેમાંથી જુદા જુદા ગેસ નીકળે છે તેની વાત કરતા હતા. તેઓ કહેતા કે લોઢા ગાળવાની મોટી મોટી ફરનેસ (ભઠ્ઠી) લોઢાનું પાણી કરે તેને કેટલી મોટી અગ્નિ આપવી પડે? ત્યારે અમારા ડોસા ચૂલમાં કયા લાકડાનો કયો અગ્નિ નાખતા હશે? ત્યારે આવા કોલસાના પ્રકાર ન હતા, ઓઈલના પ્રકાર ન હતા, ઇલેક્ટ્રીક ન હતી. લાકડા કયા બાળતા તે ખબર નથી.

આ ઉપરથી મેં તેમને એક દાખલો આપ્યો. દસ વીસ વરસ પહેલાં જે બે જ્ઞાતિ રઝળતી રખડતી તે કોમો રાજસ્થાનથી ઊતરી આવેલી. તે રજપુત જાત છે. એક બાપના બે દીકરા. તે લુવારિયા એટલે ગાડલિયા અને બીજા સરાણિયા. બે કોમ રખડતી–રઝળતી પાંચ–પચીસ ગાડાં લઇને ગામને પાદર પડાવ નાખતી. સરાણિયા હથિયાર સજતાં અને ગાડલિયા લુહારી કામ કરતા. તેઓ પાદર પડાવ નાખે અને જમીનમાં નાનકડી ચૂલ નાખે તેમાં ગાડલિયાણી બાઈ પોતાના બંને પડખા પાસે બે ધમણ રાખીને ધમતી હોય અને ગાડલિયો ઘડતો હોય. તે સાણસી, કડછી ચીપિયા, લોબાનિયાં. ધૂપિયાં, છોકરાને રમવાની ગાડી, પાવળાં, પાળા, લોઢિયું, ઝારા, આવી ઘણી ચીજો બનાવે અને ગામમાં વેચવા જાય. જૂના કડાયાં બકડિયાનાં તળિયા નાખે. તેમાંથી પાણીનું ટીપું પણ બહાર ન નીકળે પતરાંની ભૂંગળિયો સળિયા જેવી બનાવી તેના રીવેટ બનાવીને મારે અને સાંધો કરે. તળિયું તૂટી જાય પણ કરેલો સાંધો જાય નહીં.

તે લોકો ઊકરડામાંથી લીધેલ હોય તેવા અને ગામનાં જૂના કડાયા–ગઢવા વગેરે લોકોના સૂંડલા–સૂંડલી, સડી ગયેલ અને નાખી દીધેલ લોઢાને ગાળીને તેમાંથી સાણસી તવેથા, પળા, પળિયું બનાવતા હતા. લુહારથી આવું કામ થઈ શકતું નહીં અને આવો તા દઈ શકતા નહીં.

આજ પણ આ ગાડલિયા ચૂલામાં આવળ, બેડી ખીજડી, ચણિયાબોરની બોરડીના મૂળિયાં જ ચૂલમાં બાળે છે અને એ અગ્નિના તાપે લોઢું અને પતરાં ગાળી નાખે છે. એમાં અમુક પ્રકારનો ગેસ નીકળે છે. આ વાત સાંભળી જેઠાભાઈ ખૂબ ખુશ થયેલા. ગાડલિયા ખરા કારીગર કહેવાય. તેમની પાસે સાધન નથી તોય કામ કરે છે. તેઓ ખાનદાન અને સાજની માણસો કહેવાય. તમારું બકડિયું કે કડાયું સાંધવા લઈ ગયા હોય અને એના ઉચાળાનાં ગાડાં હાલતાં થયાં હોય છતાં તે પાદર એકલો બેલી કડાયું સાંધીને પહોચતું કરે. અને જે મહેનતાણું નક્કી કર્યું હોય તે લઈને બે ગાઉ ઉપર પોતાના ગાડાં પહોંચી ગયા હોય તેની સાથે થઈ જાય, પણ કોઈની વસ્તુ લઈને તેઓ ચાલ્યા ન જાય. તેમની આ રીત હજી સુધી આમ જ ચાલે છે. ગાડલિયાણી બાઈઓ કોઈ હલકી નહીં. સરાણિયા એ રીતે સાજની નથી ગણાતા. તે સાવ જુદે રસ્તે છે. તેમનો કોઈ વિશ્વાસ કરે નહીં, તેમ તેમની સાથે કામ પડાય નહીં. કાઠી દરબારોમાં ગદરી ખાતા.

## ધમાસો બંધૂક

ધમાસો બંધૂક સાવ નાની હોય છે તે દોઢેક હાથ જેટલી લાંબી હોય છે. તેનું મોઢું શરણાઈ જેવું હોય છે. તેમાં વાળા–ચૂંકું ભરી હિલોળો ખવરાવીને ભડાકો. થાય પાળ આવ્યું હોય તેની સામે અને તેને ખભે ચડાવીને ભડાકો કરાય નહીં. તે બંધૂક ભડાકો કરે એટલે હિલોળે ચડાવીને ભડાકો કરે. આવી બંધૂક ગઢડા–સ્વામિનારાયણ મંદિરમાં છે. ખભડ મતારાવાળી બંધૂક પણ છે.

આ પરશોતમ મિસ્ત્રી ચુડાસમાનો એક વસ્તાર નિંગાળાથી ઉગમણા ગામ લાખિયાણીમાં રહે છે. તે લુહારો હજી. કણબી લોકોને વાવવાની સીસમની ઓરણી બનાવે છે. તે આખા સૌરાષ્ટ્રમાં પ્રખ્યાત છે. હજી તેઓ વાવણી કરવાની ઓરણીઓ પાંચ સાતની અને ત્રણચારની બનાવે છે. તે મારી જોયેલ છે. તેની ઉપર નકસી–કામ કરેલ હોય છે. ગણપતિ તેમજ ફૂલવેલ, પોપટ એવી નકસી કરેલ છે. તેમજ અત્યારના મિસ્ત્રીના બાપદાદા મજુ ડામચિયા બનાવતા. જેનો એક નમૂનો તેમને ઘેર છે. લાકડામાં અદ્‌ભુત નકસી કામ કરેલ છે. જેમાં રોટલા રાખે અને ઉપર ગોદડાનો ડામચિયો

કરે. તેમજ અંદર દૂધ-દહીંના ગોરહડાં રાખે અને આડગાતર કોમમાં વપરાય છે. તેર તાંહળિયા કોમમાં-કાઠી, આયર, ચારણ, રજપૂત, ભરવાડ, રબારી વગેરે કોમમાં પણ વપરાય છે.

બીજું તે લોકોનાં ઢોર-ગાયો, ભેંસો, ઊંટ, બકરાં વગેરેના શણગારના સામાન ટીંગાડવા લાકડાના નકસીવાળા વહાણના કે સ્ટીમરના લોઢાના લંગર જેવા ઘાટના ચાર પાંખડાના લાકડાના સ્ટેંડ (વાંકડ) બનાવેલ હોય છે, શણગારના સામાન રાખવાનું તે સ્ટેન્ડ ઊંચે ટીંગાડેલ હોય છે. ઘરમાં કોડિયાં રાખવાના સ્ટેંડ બનાવે છે. લાકડાના ચોરસ છ આઠ ખાનાવાળા ડાબલા ઉપર ફરતું ઢાંકણું હોય, માથે નકસી હોય તે આથણાં ખાવા પૂરતા કાઢવાની તેની ડીંશ ગણાય છે, તે પણ નકસીવાળું હોય છે. તેમજ મોટું જાડું લાકડું, બે'ક મણનું ગાંદળું લઈ તેનો શીંગલો ઘેટા ઢીંચણિયા વાળીને બેઠો હોય તેવો બનાવી તેના ડેબા ઉપરના ભાગમાં વચમાં દાણા ભરવાના ટોપા જેવડો ખાડો પાડે અને તે ખાડામાં ઝીણાં કાણાં પાડી જાળી બનાવે અને તે હોલમાં આવે તેવા ફેરીફેરી જાય તેવો લાકડાનો દસ્તો બનાવે. તેનાથી તે કાણાંમાં ઘઉંનો લોટ-મેંદાનો બાંધેલો લોટ ભરીને સેવ પાડે છે. તે ઘેટો અને ખંભાતી લુહારિયું મોટું તાળું મેં ગાંધીમંદિર, ભાવનગરમાં પ્રદર્શન વિભાગમાં મૂકયું છે તે તાળું દોઢસો વરસ પહેલાનું હતું. તે અમારી પાંચ પેઢીની દુકાનનું હતું. તે એક જૂનો નમૂનો ત્યાં છે.

લસણવાળા મસાલા ખાંડવાની, હોકાની તમાકુ ખાંડવાની, મોતિયા લાડવાના દાણા ખાંડવાની લાકડાની ખાંડણી તેઓ બનાવતા. ખાંડણી રૂપાના તોડાઘાટની નકસીદાર બનતી. પીપરના લાકડાનો કઢી હલાવવાનો નકસીવાળો ડવલો બનાવતા હતા.

## ગોફણ

ભરવાડની ગોફણ અને જતરડો ગોફણ ચામડામાંથી બનાવતા. જોતર જેવો ઘાટ હોય અને બંને તરફ વાધરી દોઢ દોઢ હાથ હોય તેમાં પાણો ચડાવીને ધાર્યું નિશાન લઈને પાણકો મારે. જતરડાને એક બાજુ લાકડાનો દાંડિયો હોય. દાંડિયો દોઢ હાથનો હોય. અને એક બાજુ વાધરી હોય. તેમાં બસેરક પાણાનું છીપરું ચડાવીને ઘા કરે તો ઝાડના થડમાં પાણો બેસી દે એવી તાકાતથી છૂટે.

જૂની વાત છે. વળદાન રેફડિયાને એક ભરવાડ સાથે વેર હતું. અને ભરવાડને મારવો હતો. એમાં એકવાર સીમમાં તેનો અને ભરવાડનો ભેટો થઈ ગયો. ભરવાડે પોતાની પાસે જતરડો હતો, તેમાં બસેરનું છીપરું ચડાવીને, વળદાન રેફડિયો ઘોડા માથે બેસીને વચો આવતો હતો. તેના ઘોડાના કાઠાની મૂંડકીમાં છીપરું માર્યું તે કાઠું, લોઢાથી જડેલ મૂંડકીનું હતું તે એક છીપરા ભેગું ભાંગી નાખ્યું. અને કહ્યું કે વળદાન રેફડિયાને મારી નાખું તો આટલી વાર લાગે. કપાળમાં છીપરું મેલું તો માથાની ખોપરીનું કાચલું ઉડાડી નાખું. પણ મારતો નથી. આતો તને બતાવું છું કે તારી બંધૂકડી મારા જતરડા પાસે નકામી છે.

વળદાન રેફડિયો સમજી ગયો કે મને મારી નાખવા માટે છીપરાનો એક ઘા બસ છે. જેમ બંધૂકનો એક જ ઘા બસ છે તેમ જતરડાનો પણ એક ઘા બસ છે. તેવો વિચાર કરીને પછી ભરવાડ સાથે સમાધાન કરી લીધું. અને કસૂંબા પીધા અને ભરવાડને બિરદાવ્યો. શાબાશ, મરદ, હું તારું મરદાનગીનું પાણી જોતો હતો કે કેટલામાં છો!

આ ગોફણ જતરડાનો પ્રકાર. એ ગોફણ જતરડા સૂતરની દોરીના પણ ગૂંથીને બનાવતા હતા. એક નકોર વાંસની લાકડીને ફાડી નાખી તેમાં કમાનની જેમ ડબલ તાંત બાંધી વચમાં ગોફણ જેટલો ચામડાનો ટૂકડો બાંધે એ ટૂકડો વેંત એકનો હોય. અને તેમાં પાણો ચડાવીને વહેતો કરે તે પણ ધાર્યું નિશાન લે. તેને બંબુડો પણ કહેતા. બંબુડા જેમ ગાજતો જાય એમ કહેવાય છે. છોકરાઓ ખપાટનો બનાવે છે તેને પણ બંબુડો કહે છે પણ તે આ નહીં, આ તો ગાજતો જાય અને મારતો જાય.

લાકડાનો બેલાખડાવાળો કટકો લે. તે હાથવાળો હોય. તેમાં રબ્બરના પટ્ટા અને વચમાં ચામડાનો ટુકડો હોય તેને ગિલોલ કહે છે. તે નાનાં પક્ષીઓને મારવાના ઉપયોગમાં આવે છે.

# કાઠીઘરનું હીર-મોતી જરી ને કટાવ કામ

(આ લેખ ગઇ દિવાળી પહેલાં એમના અવસાન પહેલાં લખેલો) સ્વ. નાજાભાઇ નથુભાઇ વાળા

કાઠિયાવાડમાં વસતી લગભગ દરેક કોમમાં લગ્ન વખતે કન્યાના દેસના પૈસા લેવાનો રિવાજ હતો અને છે. સામેથી લેવા કરતાં વધારે કિંમતની ચીજવસ્તુ કપડાંલત્તાં દાગીના અને વાસણ આપવાનો રિવાજ હોય છે. એટલે નથી રહેતો કન્યાવિક્રય કે નથી રહેતો વરવિક્રય, લગભગ સરભર જેવું થઇ જાય છે.

પરિણામે પહોંચતા ઘરને વધારે આપવાનું હોય એવો વહેવાર ખરો એમાં કોઈને ખાસ ભારે પડવા જેવું હોતું નથી. ફકત ગિરાસિયા ભાઈઓ અને અમુક પાટીદાર વર્ગ સિવાય મુશ્કેલીમાં મુકાય એવો દાયજાનો રિવાજ નથી. પણ ઘરની પહોંચ પ્રમાણે દરેક બહેન દીકરીઓને આપવાનું હોય છે. તેમાં દરદાગીનાં, તાંબા પીતળનાં વાસણ અને કન્યાને મનગમતું મોતી અને હીરભરતનું ઘરશણગારની ચીજ વસ્તુઓ હોય છે. જે કન્યાએ પોતાના હાથથી બનાવેલું મોતી અને હીરભરત હોય છે. તેમાં ખાસ કરીને કાઠી બહેનોનું મોતી હીરભરત કે કટાવ (કાપડનાં કાતરેલી ભાતભાતની કટકી)નું કામ શ્રેષ્ઠ હોય છે.

વિશેષ તો એ હોય છે કે આ મોતી, હીરભરત, કટાવ કે જરીભરતનું કામ બહેનોએ સ્વબુધ્ધિ અને સ્વાશ્રયની રીતે પોતાના જ હાથથી ભરેલું કોરેલું કે પરોવેલું હોય છે. કાઠી દરબારની દીકરી બારેક વર્ષની ઉંમરે ભરત-મોતી તૈયાર કરવાની શરૂઆત કરે છે. તે લગ્ન થાય ને સાસરે જાય ત્યાં સુધી થોડા ઝાઝું કર્યા જ કરે છે.

સ્વરાજ આવ્યું, રાજ્યો અને જમીન જાગીરો ગઇ ત્યાં સુધી કાઠી કોમ રાજ્યકર્તા કોમ હતી. એટલે અમુક ટકા રાજા જમીનદાર અને જાગીરદાર વર્ગ હતો. અને જમીન જાગીર વગરનાને જમીનદાર રાજા સંબંધીનો ખૂબ જ ટેકો મળી રહેતો અને સુખી રીતે રહી શકતા આવા કારણે બહેનો દીકરીઓને પોતાનાં માટે મોતી, ભરત, જરીકામ એ બધો શોખ પૂરો કરવાનો સમય અને સગવડ મળી રહેતી અને કાળજીથી કરતાં. વડિલો પણ સગવડ અને શીખામણ આપતાં. આ રીત રસમ પેઢીઓથી ચાલતી આવેલી અને ઘણાખરા ઘરોમાં સારી ચીજો એકત્ર થયેલી.

પણ સ્વરાજ આવ્યું ને રાજ્યો, જમીન, જાગીર અને ગિરાશ ગયા એનું વધારેમાં વધારે નુકસાન કાઠી કોમમાં થયું છે. એનાં કારણે કાઠી ગિરાસદાર કોમ છેલ્લા પચીસ ત્રીસ વરસમાં ખૂબ જ ઘસાઈ ગઈ. એના કારણે આવો જૂનો પેઢીઓનાં વારસાઓનો સરસામાન છેલ્લા વરસોમાં કાઠીઓના હાથમાંથી લગભગ સાઠ ટકા જતો રહ્યો છે. તે નાશ પામ્યો અગર શહેરનાં શોખીનો અને પરદેશીઓના હાથમાં ચાલ્યો ગયો છે. નવું સર્જન લગભગ બંધ ગઈ ગયું છે એ અફસોસની વાત છે.

આવા સો વરસથી વધારે સમયનાં આવા સુંદર નમૂનાઓ અમારા ઘરમાં જળવાઈ રહ્યા છે. ઘરની શક્તિ પ્રમાણે નાનાં મોટાં વાસણો અતિ સુંદર પીતળના જડતરવાળા બોટાદના પટારા જેની ઊંચાઈ ત્રણથી પાંચ ફૂટ ને એવી જ લંબાઈ પહોળાઈવાળાનો ઉપયોગ સામાન ભરવામાં અને ઘરની શોભા વધારવામાં માંડવામાં થતો અને થાય છે. પીતળના ત્રણ પાયાવાળા દાબડા જેનો ઉપયોગ બીજી કોઈપણ કોમમાં થતો મારા જાણવામાં નથી. જેની ઉંચાઈ ત્રણ ફુટથી સાડાપાંચ ફૂટ સુધી એમાં મોતી કે હીરની ભરત ભરેલી એક એક બક્ષીમાં એક જોડી કપડાં ભરીને એવી પચાસવી સો બક્ષીઓ ઠાંસીને ભરી શકાય એવા દાબડા ગાડામાં ફેરવી શકાય છે.

અત્યારે આપ ડાબલો જુઓ તો કાઠી કોમની જૂની-જાહોજલાલીનું પ્રતિક કહેવું પડે. તેની સાથે દસેક જોડી કન્યાને વાપરવાનું કપડાં ભરવાનું નાનું પાત્ર

જેનું નામ કંડીયો (હેન્ડબેગ) એવું પીતળનું ગણેશ સ્થાપના આકારનું પીત્તળનું વાસણ હોય છે. એની સાથે ભાથાનું વાસણ કટોદાનની અંદર મણ દોઢમણ ભાથું ભરી જાન વળાવતી વખતે અપાય છે. કંડીયો અને કટોદાન ગાડાની ઉંધ નીચે સૂતરનાં બનાવેલ સીકાંમાં લટકાવવામાં આવે છે.

ત્યાર પછી આવે છે મામાટની ગોળી. આ ગોળી પાંચેક મણ લાડવાની હોય છે. આ ગોળીને સરું પણ કહે છે. મુખવાસમાં સોપારી, તજ, લવીંગ, એલચી વગેરે ભરવાની પીતળની પેટી જેમાં બે મણ સોપારી ભરી શકાય. બીજી નાની પેટી સામાન્ય મુખવાસ ભરવાની જેમાં બેત્રણ કીલા તેજાનાં રહી શકે. એવી (જેપુરી) સૂડી, રકાબી સાથે આપવાની હોય છે. આ બધા નમૂના અમારે ત્યાં જળવાઇ રહેલ છે.

કાઠી–ગિરાસદારોની ઘર શણગારની રીત એવી હોય છે કે ઓરડો બાવીશેક ફૂટ લાંબો અને તેર ચૌઉદ ફૂટ પહોળાઈનો હોય છે. આ ઓરડામાં જતા સમેની દીવાલ ઉપર છેલ્લી ઉંચાઈએ કનેરી નજીક સાંકડી અભેરાઈ ઉપર પીતળની લોટા ટબુડીની હેલો મૂકેલી હોય છે. કેટલીક જગ્યાએ આવી હેલો મોતીની સોકરીમાં લટકાવેલી હોય છે. આની નીચે સામાન્ય લંબાઈ પહોળાઈની છબીઓની કળાત્મક રીતે ગોઠવેલી લાઈન હોય છે. તેની નીચે પછીતપાટી ચોટેલી આવે છે. તેની નીચે મોતી કે હીરભરતનાં રેશમી કાપડ અગર કીમતી બનાતનું ચારે બાજૂ કટકીનું નકશીકામ કરી શણગારેલાં ચાકળાની લાઈન હોય છે. ચાકળાની નીચે ચાકળાથી નાની સાઈઝની પણ એટલી જ સુંદર એટલી જ કીંમતી ચાકળીઓ લગાડેલી હોય છે. એની નીચે મોતીનાં ગોળ સાઈઝનાં પંખા જેનો વ્યાસ દોઢેક ફૂટ અંદર અરીસા મોતીકામમાં ગોઠવેલા હોય છે તેની લાઈન જોવા મળે છે. તેની નીચે મોતી અગર ભરતના લાકડાની દાંડી અને કપડાની ઘેરદાર ઝાલરવાળા વીંજણા લાઈન બંધ આવે છે.

તેની નીચે એક કે દોઢ ફૂટ ખાલી સફેદ ધોળવાળી દીવાલ સુંદર દેખાય છે. લગભગ એટલી જ સુંદર આગલી દીવાલ પણ શણગારેલી હોય છે. પણ એ દીવાલમાં ઓરડાનું બાર આવતું હોઈ બારના-માપનું મોતીનું કે હીરભરતનું સાખતોરણ લટકાવેલું હોય છે. બારની ઓસરી બાજુ પણ કોઈક જગ્યાએ સાખતોરણ હોય છે. એકાદ ફોટા સિવાય ઓસરીમાં આવું સુશોભન કરવાનો કાઠીઓમાં રિવાજ નથી.

કાઠીદરબારના ઓરડામાં બન્ને કરા પણ કલાત્મક રીતે શણગારે છે. કરાને અડીને બનતાં સુધી બોટાદના પટારા રાખેલ હોય છે. અને નજીક મોટા બાજઠ ઉપર મેં વર્ણવેલો પહેલાં પીતળના દાબડા, ગોળી વગેરે વાસણો ગોઠવેલાં હોય છે. આ પટારાની લાઈન ઉપર એક ફૂટ ઉંચે લાકડાની અભેરાઈ ઉપર લાઇનમાં પાંચ મળી ઊભી કરેલી આવે છે. આ મળી એટલે ગળી રંગના કાળા અને ધોળા રંગના પટ્ટાવાળા કાપડના કોથળા. આ કોથળો પણ ખાસ કારીગરો જ વણતા. આનું નામ મળી. એમાં ત્રણ બાઈ ચારના ચોરસાએ સંકેલી ને આઠ દસ રજાઈઓ ઠાંસીને ભરવામાં આવે છે. આનો વધારાનો ભાગ ગોળ વીંટી અભેરાઈ ઉપર કળાત્મક રીતે ઊભો કરવામાં આવે છે. કરાને અડીને આવી પાંચ કે છ મળી અભેરાઈ ઉપર ઊભી કરેલી હોય છે. એ મળી ઉપર ત્રણ ફૂટ ઉંચાઈનાં ગાદલાં નજરે જોયા વગર કલ્પનામાં ન આવે એવી રીતે મૂકવામાં આવે છે

સામેના કરાને જમીનથી અર્ધો ફૂટ ફૂટ ઊંચે કાળા અગર લાલ રેશમ ઉપર હીર–ભરતનાં ચાકળા અને ત્રણ બાય ત્રણ ઈંચની કટકીઓથી જોડી ઉપર ત્રણ ઈંચની હીર–ભરતની પટીથી જોડવામાં આવે છે. આને બેસાણ કહે છે. બેસાણ ઉપર લાલ કે પીળા કાપડ ઉપર અનેક રંગની કાપડની કટકીથી ફૂલ, ઝાડ, મોર, પોપટ, હાથી વગેરે કંડારેલા ગોળ ચાકળા આવે છે. આ કારીગીરી ને કટાબ કહે છે. આ પણ બહેનો હાથે બનાવે છે.

ચાકળા ઉપર લાકડાની અભેરાઈ ઉપર પીતળનાં હાંડા ગાગરની ત્રણ ઠામની હેલો લાઇનમાં ગોઠવે છે. એટલે કરાનો પૂરો શણગાર થયો ગણાય.

ઓરડાની વચ્ચે ઘાડિયાટ અગર ખેંચી એક અગર બે આવે છે. તેમાં કડાં અને હૂક નાખેલાં હોય છે. હૂક એટલે આંકડા નાખેલા હોય છે. એમાં હીંડોળાખાટ અગર ઝૂલો લટકાવે છે. તેના સળીયા પણ પોષટ. પુતળીની ભાતવાળા સરસ મોતીથી મઢેલા હોય છે. ઉપર હૂકમાં મોતીના જાતજાતનાં ઝૂમર લટકાવે છે. તેમાં ખાટ આકારનો નાનો નમૂનો સંપૂર્ણ મોતીથી બનાવેલો સળીયા સાથે મોતી પરોવેલો અતિ સુંદર દેખાય છે.

બીજા ઘોડિયાટ નીચે બાળકનાં પાંગરાં મોતીથી પરોવેલાં પોપટ, મોર, વગેરે ચિત્રવાળાં લટકે છે. તેની નીચે લાકડાના કટકામાં પારણું કે હીરભરતવાળું ખોયું રહે છે. આવા ઓરડાને માંડ–વાળો ઓરડો કહે છે.

આ બધી સજાવટ અને ઓપ ઉજેસનો જસ અમારાં કાઠીબહેનોના હાથ અને અંતરની ઉમેદને છે.

હું સગર્વ કહી શકું છું કે આ સજાવટ બીજા હાથથી નહીં હોઇ શકે. પણ ઘણા ભાગે વહાલા મહેમાનોને જમાડવાનો પણ આ જ ઓરડો હોય છે.

કાઠીઓમાં જમવા બેસવાની રીતમાં પણ વિશેષતા છે. સારે ઘેર એક મીટર ચોરસાઈ અને દસ ઈંચ ઉંચાઇના લાકડાના બાજઠ (કોઈ ઠેકાણે પીતળના) વપરાય છે. ઉપર પાંચેક ફૂટ કરતાં વધારે ડાયામીટરનાં કાંસા અગર કુકર (જરમન સિલ્વર)ના થાળ પીરસાય છે. બાજુ ઉપર કાંસા કે પીતળની પડધી ઉપર કાંસાની તાંસળીમાં પીરસાય છે. આ રીત બીજી કોઈ જગ્યાએ દેખાતી નથી. વધારે મહેમાન હોય તો આવા બાજઠ લાઇનમાં મૂકાય છે. બાજુમાં બહેનોએ બનાવેલી કાપડ કટાબની ગાદલીઓ બેસવા મુકાય છે.

વિશેષતાઓમાં મોતી અને ભરતનાં ઓસીકાં, મોર–પૂતળીના ભરતવાળા સોફાસેટના રેશમી ઓછાડ, ખાસ ડીઝાઇનના કૂંજા કે થૂકદાની બીજા શ્રીમંત ઘરમાં પણ જોવા મળતાં નથી.

કાઠી ગિરાસદાર કોમમાં ઓજલ જનાનાના રિવાજના કારણે જનાના મરદાના ઊઠવા બેસવાનાં જુદાં હોય છે. મરદોને બેસવાના સ્થાનને ડેલી અગર ચોપાટ ઘણે ભાગે કહે છે. ચોપાટનો ઠાઠ ઘરની સંપત મુજબ રહે છે.

પચીસ વરસ પહેલાં હોકો એ ડેલી કે ચોપાટનું પ્રતિક હતાં. અત્યારે ભાગ્યે જ જોવા મળે છે. કાઠીઓના જૂનાં હથિયારમાં તલવાર, ભાલો, બરછી, ઢાલ હોય છે. સિવાય જમૈયાં, કટાર, પેસકબજ, બીછવો વગેરે ભેટમાં રહેવાના હથિયારો છે. (ખરેખર હતાં.) આ બધું છે નહીં પણ હતું એમ અતિદુઃખ સાથે કહેવું પડે છે.

ઘોડાના શણગાર સામાનમાં પણ બહેનોએ મોતીનાં પરોવેલાં કાંધિયાં, ઘૂઘી, પીઠ પરની ડમશી, વાઘ (લગામ) કોટિયું, આગેવાળ, ખૂબ સરસ અને સુંદર હોય છે. સિવાય ગાડા બળદનાં સામાનમાં મુખ્યત્વે માફા, માફા ગાડાના અને ડમણીનાં જૂદી ડીઝાઇનના હોય છે. માફાનું કટાબ કામ બહેનો કરે છે. ઝૂલોનું ભરત કામ કે મોતી કામ બહેનો જ કરે છે. પણ માફા અને ઝૂલોને જોડીને સંપૂર્ણ તૈયાર કરવામાં મોટા દાગીના હોવાથી દરજીની મદદ લેવી પડે છે.

સિવાય બળદના માટે મોરા મથાવટી, બળદના શીંગડાનાં ખોભળાં કે બળદનાં આગલા પગનાં મોતી હીરભરતનાં ગૂઢિયા એતો બહેનો બનાવે છે. બળદની રાશ પણ બહેનો જ પરોવે છે. આ બધી વસ્તુઓમાં કાઠીબહેનોની ખંત ખામગી વખાણવા જેવી છે.

કાઠી દરબારના રસોડામાં સો વરસ પહેલાના મસાલા ભરવાના લાકડાનાં વાસણ જેનું નામ કારેલાં જે રંગ ચડાવેલું લાકડાનું વાસણ હજુ જોવા મળે છે.

બીજું જોવાલાયક કોઈપણ કોમમાં ભીંત ચિત્રો આ બાજુ જોવા મળતાં નથી. કારણકે રિવાજ નથી.

*

# લોકકલાની ધાતુમૂર્તિઓ

નરોત્તમ પલાણ

સંસ્કૃતિના ઉદયનું પ્રથમ ચિહ્ન માનવીએ સર્જેલી નાનાવિધ લોકકલાકૃતિઓમાં ઝિલાયેલું છે. ચિત્ર, શિલ્પ, સંગીત અને કાવ્ય જેવી કલાઓ પોતાના આવિર્ભાવ માટે જે ભૂમિકાની અપેક્ષા રાખે છે, તે લોકકલાના સ્વરૂપે પ્રાપ્ત થયેલી છે. યોગ્ય રીતે જ 'લોકકલા' કલાઓની આદિજનની છે.

કુદરતદત્ત આકારવાળી જે સૃષ્ટિ પોતાની સામે હતી તેને નિહાળી નિહાળી આદિ માનવીએ તેનું અનુકરણ કરવા માંડયું અને તેમાંથી ગુફાઓની ભીંત ઉપર ચિત્રો શકય બન્યાં અને પશુઓની મૃણ્મયી આકૃતિઓ અસ્તિત્વમાં આવી. પ્રકૃતિના અંશોની આકૃતિમાં થઈ રહેલી આ ફરીવારની અભિવ્યકિત, બ્રહ્માથી ભિન્ન એવી કલાકારની સૃષ્ટિનો શુભારંભ સૂચવે છે. આજે વિકસિત જગતભરની કલાઓની એ ગંગોત્રી, લોકકલાના–સ્વરૂપે પોતાનો મિજાજ સાચવી રહી છે.

જગતની ભિન્ન ભિન્ન સભ્યતાઓમાંથી પ્રાપ્ત લોકકલાના અસંખ્ય નમૂનાઓ, સમૂહની સાહજિક અભિવ્યકિતને કારણે અને કોઈ પણ જાતના બંધનોને સ્વીકાર્યા વિના તેણે સિધ્ધ કરેલા સ્વચ્છંદ આકારને કારણે માનવીના સાંસ્કૃતિક ઈતિહાસમાં અતિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. જેને રચવામાં આવે છે તેનાં કરતાં જે રચાઈ જાય છે તેનું શ્રેષ્ઠત્વ અનોખું જ છે. લોકકલા આમ સ્વયં સહજપણે રચાઈ ગયેલી કલાનું મૂર્તસ્વરૂપ હોઈ, માનવીની આંતરિક સર્જન પ્રક્રિયા સમજવા માટેનું એક મૂલ્યવાન ઉપાદાન પણ છે.

કલાસર્જનની સૌથી પ્રાચીન પ્રવૃત્તિ મિસરમાં થયેલી છે. એ સભ્યતામાં છેલ્લા સાડા પાંચ હજાર વર્ષની તો સિલસિલાબંધ વંશાવલિઓ મળે છે! લગભગ દશ હજાર વર્ષ જૂની આ સભ્યતામાં એ સમયે પણ ત્યાના લોકો માટીના સુંદર વાસણોનું સર્જન કરતા હતા. એક માન્યતા એવી છે કે મનુષ્યને ધાતુનું પ્રથમ જ્ઞાન મિસરમાં થયું. શું ભારતમાં કે શું અન્યત્ર કલાકૃતિઓના સર્જનનું કારણ ધર્મ છે. મિસરમાંથી પ્રાપ્ત ધાતુઓનાં તાવીજ, મનુષ્યને હાથે નિર્માણ થયેલી ધાતુકલાના હાલ સૌથી પ્રાચીન નમૂનાઓ ગણાય છે,

ભારતમાં ધાતુકલાનું પ્રથમ સ્પષ્ટ પગેરું સિન્ધુ સભ્યતામાં મળે છે. મોહે–જો–દડોમાંથી પ્રાપ્ત કાંસાની નર્તકી અને હડપ્પામાંથી પ્રાપ્ત કાંસાનું ગાડું, જેમાં ઉપર હાંકનાર પણ બેઠો છે, લોકકલાની ધાતુમૂર્તિઓના સૌથી વિશેષ નોંધપાત્ર નમૂનાઓ છે. કાંસામાંથી બનેલાં સુરાહી, કટોરા, ગળાનો હાર અને અંગૂઠિઓ જેવી અનેક કલાકૃતિઓમાં વાળમાં કે અંબોડામાં નાખવાના કાંટા, જેના મથાળા ઉપર જુદા જુદા જાનવરોના આકાર છે. ભારતની ધાતુકલાનો પ્રારંભ સૂચવે છે.

ભારત વર્ષના ઈતિહાસની એક રહસ્યમય ઘટના એ છે કે હડપ્પા, મોહેંજોદડોના નાશ પછી લગભગ એક હજાર વર્ષનો અંધારયુગ આવી જાય છે. એ સમયની અદ્યાપિ નથી કોઈ કલાકૃતિ પ્રાપ્ત કે નથી કોઈ અવશેષ! ઈ. સ. પૂર્વેની દશમી સદીથી વળી પાછો પ્રકાશ થતો આવે છે. આ સમયની ધાતુકલાના વાઙ્મય ઉલ્લેખો પણ પ્રાપ્ત બને છે, જેમાં ઈ. સ. પૂર્વે ચોથી સદીની આસપાસ રચાયેલી વાલ્મીકિ રામાયણ (ઉ. ૭૩/૨૯)માં રાવણ પોતાની સાથે હંમેશાં સોનાનું શિવલિંગ રાખતો અને જ્યાં જતો ત્યાં તેની

૧ બીજી માન્યતા મુજબ સ્વિટ્ઝર્લેન્ડના રોબેન હોસેન નામના સ્થળેથી પ્રાપ્ત ઈ. સ. પૂર્વે છ હજાર વર્ષ પહેલાંનો–તાંબાનો જે અવશેષ પ્રાપ્ત થયો તેને ધાતુની પ્રથમ શરૂઆત માનવામાં આવે છે.
–વિલ ડૂરાન 'સ્ટોરી ઓફ સિવિલિઝેશન' પૃ. ૯૦

સ્થાપના કરી પૂજન કરતો એવો નિર્દેશ મળે છે, તેમજ (ઉ. ૯૧/૫)માં અશ્વમેધ યજ્ઞ વખતે રામે સીતાની સુવર્ણ પ્રતિમા રાખ્યાનો ઉલ્લેખ પણ છે. ઈ. સ. પૂર્વે ચોથી સદીથી ઇ.સ.ની ચોથી સદી સુધીમાં તૈયાર થયેલા મહાભારતમાં ધૃતરાષ્ટ્ર દ્વારા ભીમની લોખંડની પ્રતિમાનો ધ્વંસ (સ્ત્રીપર્વ ૧૧/૧૭), ઈ. સ.ની શરૂઆતની આજુબાજુની મનુસ્મૃતિ, ઈ. સ.ની પાંચમી સદીનું અગ્નિપુરાણ, ઇ. સ.ની સાતમી સદીનું વિષ્ણુધર્મોત્તર, નવમી સદીનું ભાગવત વગેરે અનેક સ્થળે તાંબાની, કાંસાની. લોઢાની, સોના અને રૂપાની કલાકૃતિઓના ઉલ્લેખો મળે છે.

ઉત્તરોત્તર ધાતુકલાના નિર્માણમાં નિયમોનું નિયંત્રણ થતું આવ્યું છે, પરંતુ શાસ્ત્રોક્ત ધાતુ કલાની સાથે જ લોકકલાની ધાતુમૂર્તિઓ પણ છેક અઢારમી સદી સુધીની પ્રાપ્ત છે. આવી ધાતુકલાની કૃતિઓ કલાકારની નજરે કઢંગી, અણઘડ અને નાના મોટા અંગોપાંગને કારણે કંઈક હાસ્યાસ્પદ લાગે છે. લોકકલાનો આકાર જ્યાં જ્યાં મોટો થયો છે ત્યાં ત્યાં એનું સ્વરૂપ કંઈક કૂડ અને વિકરાળ બનેલું જણાય છે. આ બધાની પાછળ આમ જનતા અને તેનો અભણ હાથ રહેલાં છે. લોકકલાની પાછળ કોઈ શાસ્ત્રોક્ત નિશ્ચિત પદ્ધતિ નથી, એનો ઘડનાર કોઈ વિશિષ્ટજન નથી, પરંતુ સારો સમાજ પોતાની જરૂરિયાત મુજબ લોકકલાનું સર્જન કરે છે. પ્રસંગોપાત જે ભાવ આવ્યા તેનું પ્રાકૃત કંડારકામ, માત્ર આંતરસૂઝથી પ્રેરાઈને થયેલું જણાય છે. નાગપંચમીને દિન નાગ પૂજવા જતું સ્ત્રીઓનું ટોળું, નદીને કાંઠે પીપળાના થડમાં માટીથી નાગલા બનાવી પૂજાઅર્ચના કરે છે. એક સ્ત્રીએ વણેલા નાગના દેહ ઉપર બીજી સ્ત્રી રૂનું પોચકું મૂકે છે અને ત્રીજી સ્ત્રી આજુબાજુથી સળી ઉપાડી નાગના દેહ ઉપર કરકરિયાં કરતી હોય છે! લોકકલા આમ સમૂહનું સર્જન છે અને તેથી જ એનું સવિશેષ મૂલ્ય છે. દીવના એક જૈનમંદિરમાં આવેલી અષ્ટધાતુની નૃસિંહ પ્રતિમા એના અણઘડ આકાર અને પ્રાકૃત દિદાર ઉપરથી લોકકલાની કૃતિ છે. લગભગ પાંચેક ઈંચની આ પ્રતિમામાં બે થાંભલાની વચ્ચે નૃસિંહભગવાન દશ્યમાન બન્યા છે, તેમના ખોળામાં ઘાટઘૂટ વગરની એક લાંબી આકૃતિ સૂતી છે. પાછળથી ચોડેલા બે હાથ, ઉપર નૃસિંહના ખંભાને તથા નીચેની આકૃતિમાં મધ્યભાગને સ્પર્શે છે. ગુજરાતમાં પ્રાપ્ત લોકકલાની ધાતુ મૂર્તિનું આ સૌથી સુંદર અને વિરલ ઉદાહરણ છે.

લોકકલા કૃતિનું નોંધવા જેવું બીજું જે લક્ષણ અહીં છે તે લોકકલામાં રહેલી પૌરાણિક પ્રસંગની જાણકારી છે. ભગવાનનું નૃસિંહરૂપે પ્રગટવું અને તેણે કરેલો હિરણ્યકશિપુનો વધ અહીં બરાબર સચવાયેલાં છે. લોકકલાની આવી બીજી ધાતુમૂર્તિ જામનગર જિલ્લાના હડિયાણા ગામના હર્ષદમાતાના મંદિરમાં આવેલી પીતળની મહિષાસુરમર્દિની છે. આંખ, કાન, નાક જેવા ઉપાંગોનું લક્ષણ અહીં નહિવત્ છે, માત્ર માથું, ધડ. હાથ અને પગવાળી સપાટ આકૃતિ હાથમાં ત્રિશૂળ લઈને આગળ વધતી તથા પગ નીચેના એક પદાર્થને દબાવતી નજર આવે છે. ત્રિશૂળ સ્પષ્ટ છે, આંખ-મોંની જગ્યાએ ઊંડી નાની રેખા અને ધડમાં સ્તનની જગ્યાએ બે બોર છે અને તે જ આ આકૃતિ માતૃમૂર્તિ હોવાનું સૂચન છે. માતૃશક્તિએ આવી રીતે પગ નીચે નાખીને ત્રિશૂળથી મહિષાસુરનો વધ કરેલો એ પૌરાણિક ધર્મકથાનું જ્ઞાન અહીં પણ સ્પષ્ટ છે જો કે એવી પણ ધાતુમૂર્તિઓ છે જેનો સંદર્ભ આજે આપણે પકડી શકતા નથી, કેમ કે દીવમાં જ શિંગડાવાળું કોઈ પ્રાણી ત્રિશૂળની પાસે ઊભું છે તે મૂર્તિ.

અસ્તુ. લોકકલાની આ ધાતુમૂર્તિઓ મોટે ભાગે દેવી દેવતાઓની જ છે. ક્યારેક આખો દેવપરિવાર તેમાં આવેલો જણાય છે. જામનગર જિલ્લાના લાંબા ગામે માતાજીના મંદિરમાં લોખંડના (અથવા કોઈ ધાતુના) પોઠિયા સહિતના શિવજી, જેની આજુબાજુ ગણેશ, કાર્તિકેય અને પાર્વતીજી બિરાજમાન થયાની સુંદર મૂર્તિ છે. ભાવનગર જિલ્લાના વળા ગામની બહાર નિમ્બાર્ક આશ્રમના શિવમંદિરમાં આવો શિવપરિવાર કાષ્ટનો છે. શિવલિંગ અને નંદી ઉપરથી શિવપરિવાર સ્પષ્ટ થાય છે, નીચે થાળી જેવી ગોળ ભૂમિકા અને આજુબાજુ બે પુત્રો તથા

માતાજીની આકૃતિઓ આવેલ છે. ધ્રોળ પાસે ભૂચર-મોરીની સાસતિયા કાઠીની સમાધિ ઉપર પિત્તળના ઘોડા ઉપર બેઠેલા રામદેવપીરની લગભગ સાતેક સુંદર મૂર્તિઓ આવેલ છે, રામદેવપીરની આવી ધાતુમૂર્તિઓ સૌરાષ્ટ્રમાં સંખ્યાબંધ જોવા મળે છે પરંતુ ભૂચર-મોરીની આ મૂર્તિઓમાં ઘોડો અને અસવાર જુદા છે, અસવાર જુદો ઊભો રાખ્યો હોય તોય ઊભી રહે એવી રીતે એની બનાવટ થયેલી છે. આ સ્થળની ચારેક મૂર્તિઓ પ્રાચીન અને લોકકલાની કૃતિઓ જણાય છે. પોતે નિહાળેલી આકૃતિઓને બાળક જે રીતે ચિતરે તેવું જ કંઈક કામ આ ધાતુમૂર્તિઓમાં છે.

આવી બીજી મૂર્તિઓમાં દીવમાં આવેલ પિત્તળના મોર અને પોપટ, ઉના પાસે ગુપ્તપ્રયાગમાં પદ્માસનસ્થ સાધુની પ્રતિમા (બુદ્ધ ?) કોડીનાર પાસે મૂળદ્વારકામાં મહિષાસૂરમર્દિની, પોરબંદરમાં દશનામ-સાધુઓના અખાડામાં પિત્તળની દીપલક્ષ્મી, રઘુનાથ મંદિરમાં પિત્તળના રામ સીતા લક્ષ્મણ, વંથલી સૂર્યકુંડ ઉપરના મંદિરોમાં કોઈ કાળી ધાતુની ત્રણ માતૃકામૂર્તિઓ (માતાજીનું સ્વરૂપ ઓળખી શકાતું નથી.) ભાણવડ દશનામ સાધુની જગ્યામાં તાંબાના પતરાં ઉપર ઉપસાવેલા કુતરા સહિતના ભગવાન દત્તાત્રેય, પાળિયાદ દાદાબાપુની જગ્યામાં ભાંખોડિયા ભેર ચાલતાં લાલજીની ધાતુમૂર્તિ તથા અનેક સ્થળે આવેલાં પિત્તળના ઘોડા; ગાયો, મોર અને પોપટ છે.

મોટે ભાગે આ મૂર્તિઓ ઘડેલી જણાય છે. ઢાળેલી જણાતી નથી. દીવની નૃસિંહ મૂર્તિમાં હાથ પાછળથી જોડેલા હોવાનું ઉપર જોયું, ભૂચરમોરીના ઘોડો અને અસવાર જુદા તથા અણઘડ છે. ઘણે સ્થળે ગાય, પિત્તળ કે તાંબાના ગઠ્ઠાને ટીપીને બનાવેલી જણાય છે. પતરામાં ઉપસાવેલી મૂતિઓ થોડોક કસબ દર્શાવે છે પરંતુ વિધાનોક્ત પ્રતિમાનાં લક્ષણ તેમાં જોવાં મળતાં નથી. આ બધી લોકકલાની ધાતુમૂર્તિઓ હોય એમ હાલ તુરત તો લાગે છે.

લોકકલાની આ મૂર્તિઓનું નિર્માણ શા કારણથી થયું હશે તેનો સીધો અને પ્રત્યક્ષ ઉત્તર નાગપંચમી જેવા દિવસે આજે પણ ગામડાઓમાં મળે છે. સાતમને દિવસે શીતળામાની મૂર્તિનું અંકન, બાધા આખડી નિમિત્તે દેવદેવીને ચડાવવામાં આવતાં, બળિયાદેવના માથાં, હાથપગના સોના ચાંદી તાંબાના પંજા અને હીંગળા સહિતનાં ઘોડિયાં આજે પણ ગામના સોની સુથાર ઘડતા હોય છે.

આવી કલાના સર્જનનું બીજું કારણ બાળકો છે. ભૂલકાંને રિઝવવાં બનેલો ધાતુનો કૂતરો લોથલમાંથી પણ મળ્યો છે. હાથી, ઘોડા, મોર, પોપટ અને હીંગળા હીંગળીઓનું સર્જન સ્હેજ સૂઝવાળાં નરનારીઓએ એકબીજાનો સહારો લઈને કરેલું છે. ત્રીજા કારણમાં દેવમંદિરોના સુશોભનનો હેતુ જણાય છે. મુખ્ય દેવની આજુબાજુ એ જ દેવની પ્રતિમાઓ અને ગાય મોર જેવાં પવિત્ર પશુપંખીઓ અનેક પ્રકારની ધાતુઓમાં સર્જન પામેલાં છે. મોટે ભાગે પૂજાર્થે આવિર્ભાવ પામેલી આ લોકકલાકૃતિઓમાં વપરાયેલાં અનેક પ્રતીકો પાછળથી વિધાનોક્ત કલામાં પ્રોજાઈ કલાના ચરમ ઉત્કર્ષને પામેલા જણાય છે. પૂજાર્થે સૂર્યના આકાર ઉપરથી બનેલું વર્તુળ જ પૈડાંની શોધનું કારણ બન્યું છે. યજ્ઞ સમયે દેવોના ચિહ્નોના જે પ્રતીક બનાવવામાં આવતાં તેમાં સોનાનું ચક્કર સૂર્ય તરીકે પૂજાતું. આ ચક્કરમાંથી જ પુરાણકારોએ ભગવાન વિષ્ણુનું સુદર્શન ચક્ર અને બૌદ્ધોએ ધર્મચક્રનું સર્જન કરેલ છે. આજે એ જ ચક્ર ભારતવર્ષના રાષ્ટ્રધ્વજમાં મહિમાયુક્ત સ્થાનને પામ્યું છે. મૂળની લોકકલા કાલક્રમે વધુ અલંકૃત અને વ્યવસ્થિત બનીને ઉચ્ચપદ પામી હોવાનું આ સૌથી વિશિષ્ટ ઉદાહરણ છે.

લોકકલામાંથી જ જન્મીને એક પરંપરા મૌર્ય-કાળથી ઉત્તરોત્તર વધુને વધુ વ્યવસ્થિત બનવા લાગેલી જણાય છે. ઘડવાની સાથે ઢાળવાનું અને ડાઈ બનાવી મૂર્તિ પાડવાનું તથા અંદરથી પોલી મૂર્તિઓનું સર્જન ઈ.સ.–પછીનું જણાય છે. આ કલા ગુપ્તયુગમાં પરાકાષ્ઠાએ પહોંચેલી છે, અને ગુપ્તયુગ પછી કંઈક પતનને પામી છે જ્યારે લોકકલાની પરંપરા બહુ અલ્પ પરિવર્તન સાથે હજુ પણ ચાલુ અનુભવાય છે.

ઘણા કુટુમ્બોને એનો ગૃહદેવતા હોય છે, આ ગૃહદેવતાની મૂર્તિ કુટુમ્બના જ સભ્યો પોતાને હાથે જ બનાવી લેતા જણાય છે સામાન્યતઃ આ મૂર્તિ પથ્થરની અને લાકડાની હોય છે પરંતુ કારીગર કુટુમ્બોમાં ધાતુનો ઉપયોગ જોવા મળે છે. ભાવનગર પાસેના હાથબ ગામે એક બાવાજીના ઘરમાં સીસામાંથી બનાવેલા હનુમાન, ગણેશ અને લિંગ આવેલાં છે. આવી મૂર્તિ-ઓમાં કલાની માવજત જોવામાં આવતી નથી. જેવી હોય તેવી દેવની મૂર્તિ છે, એની પૂજા કરવાનું ધ્યેય લોક-માનસમાં મુખ્ય છે, કલા નહિ. આથી જ લોકકલાની ધાતુમૂર્તિઓમાં, જે બહુધા ધાર્મિક ઉપયોગ ધરાવે છે તેમાં સપ્રમાણતા અને ચકમકાટ જોવા મળતા નથી. લોકોએ પોતાની સૂઝ પ્રમાણે પોતાના દેવદેવતાઓનું સર્જન કરેલું છે. આમ કરવામાં શાસ્ત્રમાન્ય કોઈ તાલમાનના નિયમોનો ભાર અનુભવ્યો નથી. દીવની એક વિષ્ણુ-મૂર્તિમાં ભેઠમાં ખોસેલી વાંસળી ભેળું સુદર્શન ચક્ર પણ ખોસેલું છે. (જોકે એ મૂર્તિ ધાતુની નથી.) લોકોએ સ્વેચ્છાથી સ્વયંસ્ફુરણાથી જે ઘાટ જેમ સૂઝ્યો તેમ ઊતરી આવવા દીધો છે. કલા કરતાં ધર્મ પ્રેરકસ્થાને છે.

નેપાળ અને તિબેટના બૌદ્ધધર્મ ગુરુઓ—(લામાઓ) આજે પણ ચિત્ર અને ધાતુની મૂર્તિ બનાવવાની કલા જાણે છે. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાયનાં મુખ્ય કેન્દ્ર નાથદ્વારામાં શ્રીનાથજી અને શ્રીયમુનાજીનાં ચિત્રો હવેલી સાથે સંકળાયેલા માણસો જ ચિતરે છે, એમાંય ગોસ્વામીબાલકે ચિતરેલું ચિત્ર વિશેષ મહત્ત્વ ધરાવે છે. આ પુષ્ટિમાર્ગીય હવેલીઓના લાલજી ઇ.સ.ની સોળમી સદી પછીથી વિકસેલી ધાતુકલાના ઉત્તમ નમૂ-નાઓ છે. લોકકલાને ઘણું અનુકૂળ એવું આ સોના-ચાંદી અને પિત્તળના લાલજીઓનું (નવનીતપ્રિયાજી વગેરે સાત સ્વરૂપો) ધાતુકામ છે.

શ્રાદ્ધને સમયે ગામડાંના સોનીઓ ઘડી કાઢેલ તાંબાના વાસણો ઉપરાંત એક શ્રાદ્ધપુરુષની આકૃતિ પણ હોય છે. તાંબાના ટૂકડાને ઉપરના ભાગે આંકો પાડી ગોળ માથું, બે બાજુ હાથના બે ખાંચા અને નીચેથી કેડ સુધી એક ઊભો લીટો, જેનાથી બન્ને બાજુ બે પગ સૂચિત થાય છે. લોકકલાના સુંદર નમૂનાઓ છે. ઘણીવાર આ શ્રાદ્ધપુરુષ વાંસની ખપાટ-માંથી બનાવવામાં આવે છે અને શ્રાદ્ધ કરાવનાર બ્રાહ્મણ જ તે ઘડી કાઢે છે.

ભાવનગર પાસેનું ઘોઘા ધાતુમૂર્તિઓનું એક કેન્દ્ર છે. સેંકડોની સંખ્યામાં આજે પણ ધાતુમૂર્તિઓનો સંગ્રહ ઘોઘાના જૈનમંદિરોમાં જોવા મળે છે. મોટે ભાગે જૈનમૂર્તિઓના આ સંગ્રહમાં બૌદ્ધ અને હિન્દુ મૂર્તિઓ પણ છે. ખાસ કરીને માતૃકામૂર્તિઓમાં હિન્દુમૂર્તિઓ અને તે પણ કંઈક ડોળ વગરનો આકાર ધરાવતી લોકકલાની કૃતિઓ છે. ચહેરા કરતાં મોટી આંખો અને કોણી વિનાનો સળંગ હાથ લોકકલાની પરંપરાને ઝિલતાં જણાય છે.

ઘોઘાના દુર્ગામાતાના મંદિરમાં બે દેવી મૂર્તિઓ એક જ આસન ઉપર સ્થિત છે. આસન અંદરથી પોલું છે જ્યારે મૂર્તિઓ નક્કર છે. આ મૂર્તિઓમાં સ્તનની જગ્યાએ બે બે કાણાં છે. વાહન અને આયુધો અસ્પષ્ટ છે. અહીં જ એક બીજી માતૃકામૂર્તિને માથા ઉપર શિંગડા છે! બન્ને મૂર્તિઓ પિત્તળની છે.

લોકકલાની એક બીજી પરંપરા શિવજીના ખોભરામાં, લિંગને મૂકવામાં આવતા તાંબાના નાગમાં, આરતીની વિવિધ આકૃતિઓમાં અને ઘંટડી તથા પૂજાપાના અન્ય સાધનોમાં જોઇ શકાય છે. શ્રાવણ માસમાં અને શિવરાતના તહેવારોમાં ઘણે સ્થળે શિવ-લિંગ ઉપર સોના ચાંદી કે તાંબાના ખોભરા ચડાવવામાં આવે છે. ખુલ્લાં મોટાં નેત્રો, વાંકડી મૂછો સહિતનું પ્રસન્ન મુખારવિન્દ, જટામાંથી ફૂટતી ગંગા આ ખોભરા ઉપર ઉપસાવેલાં હોય છે. ઘણે સ્થળે બંધ નેત્ર-યુક્ત ધ્યાનસ્થ શિવજી પણ જોવા મળે છે. આ ખોભરાઓ લોકકલાના ઉત્તમ નમૂનાઓ છે. પ્રભાસ-પાટણના રુદ્રેશ્વરનો ખોભરો, જૂનાગઢ—ભવનાથ અને બીજા અનેક શિવ મંદિરોનાં ખોભરા, પોરબંદર પાસે બીલેશ્વર અને વાંકાનેર પાસે જડેશ્વર તથા ઘેલા સોમ-નાથના ખોભરા પ્રાચીન અને લોકકલાની પરંપરા

જાળવી રાખતા જણાય છે. સૌથી વિશાળ ખોભરો પોરબંદર પાસેના બીલેશ્વરનો છે. આ ખોભરો દોઢ મણ ચાંદીનો હોવાનું કહેવાય છે. ઘેલા સોમનાથ, વળાના બથેશ્વર અને પ્રભાસમાં નવા સોમનાથ મંદિરના ખોભરા પ્રમાણમાં અર્વાચીન અને વિશેષ કલાત્મક છે.

લિંગ ઉપર મૂકવામાં આવતો, સવા ત્રણ આટાં ફરી ઉપર ફેણ માંડતો તાંબાનો નાગ પણ ધાતુકલાનો નમૂનો છે. સૌથી વિશેષ કલાત્મક અને ભવ્ય નાગ આખા ગુજરાતમાં નવા સોમનાથ મંદિરમાં છે. જેતપુર-ભીડભંજન, વાંકાનેર-જડેશ્વર. ભાવનગર-તખ્તેશ્વર, જામનગર-ભીડભંજન અને બીજા અનેક મંદિરોમાં ધ્યાનાકર્ષક નાગો આવેલા છે.

પિત્તળની અને ઢાળાની આરતીઓ અનેક સ્થળે ખૂબ વિશાળ અને વિવિધ સુશોભનો તથા આકૃતિઓથી અલંકૃત જોવા મળે છે. મિયાણી હર્ષદમાતાજીના મંદિરની આરતી સર્પાકાર છે. પિત્તળની નક્કર આરતીનો હાથો નાગ સ્વરૂપે છે. ધાતુકલાનો આ એક વિશિષ્ટ નમૂનો છે. અનેક સ્થળે આરતીમાં સ્ત્રી, હાથી, પુરુષ, મોર અને વેલબુટ્ટાનું કામ જોવા મળે છે. આરતીની સાથે બીજા હાથમાં રહેતી ઘંટડી પણ એના હાથાના વિવિધ આકારને કારણે કલાકૃતિ બની રહે છે. નાગ, હરણ, વંદના કરતો પુરુષ વગેરે એના હાથમાં જોવા મળે છે.

પૂજામાં વપરાતી ચમચી, વાટકી જેવી ચીજો, ઝાલર અને ઘંટ તથા મંદિર ઉપરનો કળશ ઘણે સ્થળે ધાતુકલાના સારા નમૂના છે. આ બધી વસ્તુઓ સોળમી સદી પછીની જણાય છે. આરતીની શરૂઆત પણ કદાચ બહુ પ્રાચીન નથી.

સોળમી સદી પછી રાજાઓની કાંસ્યપ્રતિમા અને મુસ્લિમ વહીવટકર્તાઓને કારણે કબર ઉપરનું ધાતુકામ અને રોજબરોજના વપરાશની બીજી અનેક ચીજ ધાતુકલા ધરાવે છે. આ સૌમાં રામ અને કૃષ્ણલીલાને રજૂ કરતા કાંસાના તથા તાંબાના કળશ, કચ્છની સૂડી તથા પાન રાખવાની ધાતુની પેટી, શરાબના જામ. પાણીના કુંજા કંઈક વધારે વિકસિત પરંતુ લોકકલાના અંશોને જાળવી રાખતા ધાતુકામના નમૂનાઓ છે.

સિન્ધુ સભ્યતાથી માંડી વીસમી સદી સુધી એકધારી જોવા મળતી ધાતુકલાનું મુખ્ય વહેણ લોકકલાનું રહ્યું છે. સમયે સમયે એમાંથી પ્રેરણા પામીને ધાતુકલાની ભિન્ન ભિન્ન શૈલીઓનો આવિર્ભાવ થતો રહ્યો છે, જાણે લોકકલાના વટવૃક્ષ ઉપર વધારે કોમળ અને લયાન્વીત શાખાઓના ફણગા ફૂટયા છે! મૌર્ય, ગુપ્ત અને મુગલકલાની શાખાઓ વિશેષ ઊંચાઈને સ્પર્શે છે. ધર્મનાં મૂળિયાંમાંથી આ શાખાઓમાં લોકકલાનું રુધિર વહે છે. લોકકલા કલાનો પ્રારંભ છે. શિશુના ઉઘડતા લોચનની તાજગી અને નિર્વિચાર નજરની નિર્ભેળતા લોકકલાનાં દેહ અને દર્શનમાં ધબકે છે, એનો આ ધબકાર લોક જેટલો જ જૂનો અને કલા સમ શાશ્વત છે.

## પુરૂષ-પોષાકમાં ભરત

સૌરાષ્ટ્રમાં લોકભરત સ્ત્રીઓ, બાળકો, ઘરશણગાર અને પશુશણગાર માટે થયું છે. સૌરાષ્ટ્રમાં પુરુષોમાં ભરવાડો રસ્ત્રી પાસે પોતાની બંડીઓમાં મોર, પોપટ, ફૂલવેલ્ય લાલ-લીલા દોરાથી ભરાવીને અપરૂપ બનાવે છે, એની છતરિયું ભરતથી શણગારેલી હોય, એની છડી મોતી કે પીતળના નાળા-ફૂમતાંથી ભરેલી હોય, કોળીઓ મોહરિયાં ભરેલાં બાંધે, કોળી જુવાન પોતાની બંડી ઉપર શોભનભાત ભરાવે. કણબી ભરેલી ટોપિયું પહેરે, વેડવા-વાઘરીનાં કપડાં સુંદર સીલાઈ અને મોહરિયાં ભરત ભરેલાં હોય, ક્યારેક ભરત ભરેલી ટોપી પણ પહેરી લ્યે. ભોપાં-સથવારામાં વરરાજાના પોષાકમાં ભરત કે વિશિષ્ટ શોભન દેખાય. પણ અન્ય કોમોમાં પુરૂષો ભરત ભરેલાં કપડાં ઓછાં પહેરે છે. ક્ષત્રિયોમાં અગાઉ લગ્ન વખતે વરરાજાને માથે ભરત ભરેલો નતિયો ઓઢાડતા. બાકી તમામ વરણનાં બાળકોનાં કપડાં તો ભરત ભરેલાં રહેતાં જ આવેલાં.

# લોકજીવનની કલાસમૃદ્ધિ

મૂળુભાઈ પાલિયા

આ સંસાર જોતાં સંસારની માયા માનવીની વળગી એ માયામાંથી ઉપજતી મોજ, મનોરથ અને મનોરંજનમાંથી કળાકૌશલ્ય, કંડાર, કોતરકામની સાધાનસામગ્રી મોજીલા માનવીના મનમાં ઉદ્‌ભવ પામ્યાં અને પ્રકૃતિના સૌંદર્યની સાથે એ જાણે કે હોડમાં ઊતર્યો. એવું સર્જન એણે શરૂ કર્યું. એની શરૂઆત જંગલમાં, ઝાડીમાં, પહાડોમાં ને પથ્થરોમાં એના મૂળ રહેણાકથી થઈ; તે આજે આધુનિક શહેરોની સમૃદ્ધિઓમાં પણ હજુ લય પામી નથી. એની મોજીલી તૃષ્ણાને હજુ તાળાં નથી દેવાણાં. એને તાળાં દેવાશે એ આ દૈવાધીન જગતમાં કલ્પના કરવી પણ મુશ્કેલ છે. સમદર ડોળવો હોય તો ડોળાય નહિ એટલે આ કલ્પના કરવી હોય તો કરી શકાય જ નહિ એવું જ્ઞાનીઓ અને વિજ્ઞાનીઓ પણ સમજી શકે છે. આ તો એક રજપૂત શૂરાનું ગૌરવ ઉતારવા રજપૂતાણીએ કહેલ દુહા જેવું સત્ય છે કે – "ઓતર પંથ અને સમંદર જળ, એનો પાર ના'વે પૃથ્વીરાજ"

## ભોંયરાઓનો અને પત્થરનો કંડાર

આપણા દેશમાં માનવી પ્રથમ ઘાટાં જંગલોમાં અને પહાડોમાં વસ્યો. પહાડો ને ડુંગરાઓમાં પ્રથમ એણે ગુફાઓ અને ભોંયરા બનાવી વસવાટ કર્યો. આ ગુફા–ભોંયરાને પણ કોતરી, પથ્થરના ઓજાર કે કોઈ ધાતુના કટકાથી એમાં કાંગરાં, તોરણ કંડાર્યા, આવા ભોંયરાઓ દેશ પરદેશમાં જૂનાં સ્થળોએ હજુ દેખાય છે. સાણા ડુંગરમાં વાંકિયા ગામ પાસે ગિરના દખણ નાકે, જૂનાગઢ ગિરનારમાં તથા ઉપરકોટમાં, થાનના માંડવ ડુંગરમાં, તેમજ પાંચાળમાં ભીમોરાનાં ભોંયરાં હાલ ભાંગી ગયાં છે. બીજાં સ્થળોએ પણ હશે. મધ્યપ્રદેશમાં અને મહારાષ્ટ્રમાં પણ મળી આવ્યાં છે,

માનવીએ એ ભોંયરામાં એના જ પેટ પથ્થરની થાંભલીઉં અને બારસાખ તથા આળીઆ, ગોખલા, પાણીઆરાં અને ચૂલા કંડાર્યાં. પાણી ભરવાનાં અને સંઘરવાનાં સાધનો પણ પાણામાં જ કોતરીને ટાંકાં કે કુંડીરૂપે બનાવ્યાં. ઓસડિયાં વાટવાની છીપરડીઉં અને લોઢણીઆ પણ પાણાનાપાણાથી જ ઘડયાં. ઘંટુલા ને ખાંડણીઆ કર્યા. અફીણ–કસુંબા ને કાવા માટે ખુંદણાણા વાટવાની અને ઘૂંટવાની ખરલું કરી. એના માટે ઊભા વાટણીઆ ઘડયા. સાદા સીધા થંભ-થાંભલા ને નજર ઠરે એવી કુંભીઉં કંડારી સુંદર બનાવી દીધા. વળી આ થાભલીઉંના બારસાખના ઉપલા ભાગે તોરણ, ઘોડલા, હાથી, વાઘ, પુતળીઉં કે પાંખાળી પરીઉં પણ કંડારી.

## ડુંગર કોરીને ઘર કર્યાં

આળીઆ ગોખલામાં પણ એક છીપર ખેસવી અને ઢાંકણું થાય તેમ ગુપ્ત ધન રાખવાના ભંડાર કર્યાં. એથી ઉપરવટ પાણાની ખરબચડાઈ ઘટાડવા માટીની ગાર્યું કરી. તળીએ ઓળીપા કર્યા. આવા કંડારેલ ઓરડામાં કે ખંડમાં નાની બારીઉં મૂકી અને પાછા આભીતરે ઊંડા ઊંડા ગુપ્ત ઓરડા બાંધ્યા. આવા ઓરડાના મધ્ય ભાગે વળી કમળના ઊઘડતા ફૂલ જેવો નાનો અભરાઈ જેવો ઝરુખો કોતરી તે પર દીવડો પણ માટીના કોડીઆઓનો મૂકી ઈષ્ટ દેવની આરાધનાની સજાવટ ચૂકયો નહિ. તે પછી કેટલાંક ઝૂંપડાં બન્યાં. વસવાટવાળાં જંગલનાં લાકડાં કાપી આડસર, વળાં, માલવળાં, મોતીઆં મૂકી બારણાં અને બારસાખ તથા થાંભલીઉંવાળાં ખોરડાં કર્યાં. અને માથે ખડપાદડાં કે તાડીઉંના છાજ કર્યાં. એના માથે વેલા ચડાવી રૂડા મઢ આદર્યા અને ઘર વપરાશની પથ્થરની બનાવટની વસ્તુઓનો ઘર–વસવાટમાં સુમેળ સાધ્યો.

## લાકડાંના ઘર અને ઘરવખરી

લાકડાંનો ઉપયોગ પણ વિવિધરૂપે બળતણમાં અને ઘર બાંધવામાં કર્યો. લાકડાનાં પાણીઆરાં બનાવ્યાં. તેમાં કોતરીને કાંગરી, તોરણ ને ભેય પડખે ઘોડલા

બનાવ્યા. બાળક માટે પણ એવાં જ નકશીદાર ઘોડીઆં કર્યાં. ખાટલા ને પાટલ કર્યાં. પાણાના ઓરડા આડે બાવળ કે ગોરડનાં ઝરડાં બાંધી બારણાને બદલે ગ્રોઠવતો તેને બદલે લાંબા પહોળાં લાકડાંમાંથી પાટિયા પાડી લાકડાં છોલી તેના કમાડીઆં કર્યાં. લાકડાંનાં ખાંડણીઆ, ઘંટીનાં થાળાં, ઘઉં બાજરાના રોટલા વણવા અને થાબડવા ગોળ પાટલા કર્યા. પાટલામાં ચિતરામણની ભાત્યું કોતરીઉં એટલે એના સાદા ખોરાકના રોટલા પણ ભાત્યુંવાળા, રૂપાળા આળેખ-વાળા અને ભાતલાં જેવા કર્યા.

## મળિયું ને કટાવનો કોથળા

લાકડાના કોઠલા કર્યા અને એમાં ઘરવખરીના ગાભા ગોઠવ્યા. (લૂગડાં મૂકયાં). એ કોઠલા પણ કંડારથી ભરપુર કર્યાં. એના કમાડીઆ ઉપર ફૂલ, કાંગરીઉં અને તોરણ કોતર્યાં. ડામચીઆ બનાવ્યા. એના માથે ગોદડાં, ધડકી–ગાદલી પાગરણ મૂકયાં. અભેરાઈયું બનાવી. સારા ભલા પ્રસંગે વપરાશની હાથથી ભરેલ પડવાળી ગોદડીઉં, ધડકીઉં. રજાઈયું શીરખું, મળીઉં કાપવા કટકાના કોથળા બનાવી તેમાં મૂક્યાં. કપડાંના રંગબેરંગી કટકા કાપી એનાં તોરણ, જોતરડાં, લાલ કે ધોળાં ફૂલડાં કાળી પંડયવાળાં કાપડ ઉપર ચોડયાં.

કોથળા બનાવ્યા એના મોઢે નાકાં અને ડોર-ણાથી ઢાંકણા સજર્યાં, આવા એકેક કોથળામાં આઠ રજાઈયું, ગોદડીઉં, ધડકીઉં, શીરખું સમાય. એટલી જ આ સામગ્રી મળીઉંમાં પણ સમાય. મળીઉં સાંઢીઆ કે ઘોડા ઉગર ગાદલીઉં જેમ ગોઠવાય એનાં બેય બાજુનાં મોઢાં દોરીઉંથી બંધાય. આ મળીઉંમાં પણ સૂતરથી કે હીરથી ઝીણાં સુંદર ભરત ભરેલ હોય.

## શીરખ, રજાઇ ને ગોદડાંની કળા

નવરાશના સમયમાં બાઈમાણસો, વૃદ્ધાઓ ગોદડાં રજાઈયું ભરે, શીવે, અંદર વેલબુટા અને પંખા શીવણમાં બનાવે. આવી રજાઈયુંને ફરતી સૂતરના દોરાની બેવડી કે ચોવડી ગોઠવણ કરી તેના માથે લાલ, લીલી કે પીળી કાની મૂકી દોરીને અંદરના ભાગે શીવણમાં ગોઠવી અદશ્ય બનાવે. આવી કાનીથી ગોદડી, રજાઈ, શીરખની કોરૂં કદી તૂટે નહિ, ફાટે નહિ અને પેઢીઉં સુધી વંશવારસો વાપરે તોય નત્ય નવીઉં જ રહે.

## કટાવ ને ભરત–મોતીકામ

આવાં કસબી કામો કર્યાં પછી ભીંતોના શણગાર આદર્યા. એમાં ઘરની સ્થિતિ પ્રમાણે કોઇ કાપલાની કટકીઉં કાપી તોરણ, ચાકળા, ઓશીકાં, રજાઈ, ગાદલાં, ગાદલીઉં અને મળીઉં, કોથળા, ભીંત-પાટીઉં, વીંઝણા, પંખા અને ગાલમસુરીઆં બનાવે. વધારે અવકાશવાળા સૂતરના રંગબેરંગી ભરતે શીવણ અને ગૂંથણમાં ઉપયુક્ત શણગાર તૈયાર કરે. એથી સુખી સ્થિતિવાળા હીરનાં ભરત ભરે. ચાકળા, ચંદરવા, ઓછાડની કોરૂં ભરે. ઓછાડ અતલસના. એમાં વચ્ચો-વચ ફૂલ, પાનના ગજરા જેવા કરે. કોર ખૂણા ઉપર વળી જુદી જ જાતના ફૂલ, વેલ્યું ભરે. હીર ભરેલ તોરણ, પંખા, વીંજણા, ચાકળા, ગાલમસુરીઓ (ગોળ ગાદલી જેવાં ઓશીકાંને ગાલમસુરીઆં કહે છે), એમાં વચ્ચે આભલું હોય. ફરતાં હીરનાં ભરત હોય. કોરૂં, કાંગરીઉં અને એના ફરતી ઝાલર મૂકેલી હોય. રૂનું ભરેલ હોય એટલે સૂતી વખતે ગાલે રાખીને સૂએ.

તે પછી જતે જમાને ઝીણાં મોતી આવ્યાં એટલે બહેનો, દીકરીઓ, વહુવારૂ અને વૃદ્ધાઓએ હીરનાં ભરતને બદલે મોતીનાં ભરત આદર્યાં. અને નવીન ભાત્યું પાડી દીધીઉં. આ મોતીભરતમાં ઘરના શણગાર સોળેકળાએ પૂર્યા. ઉપરાંત ઘોડાના સામાન, ખુરશી, સોટી, ખડિયા–કલમ, શ્રીફળ, કંકાવટી, બાળ-કોને રમવાના ઘૂઘરા અને બીજાં કેંક રમકડાં કર્યા. એને મોતીભરતથી મઢયાં.

## હીંચકાના પાંગરાં, ઘોડિયાં ને ઝૂમર

બાળકોના હીંચકાના પાંગરા કર્યાં. આ પાંગરા ગળીઅલ ચવડ ભાંગેલ સૂતરની રાશ્યુંના બનાવ્યા. એના છેડા ઉપર હીરથી ભરેલ ઘોલરાં અને ફૂમકાં

મૂક્યાં. પાંગરાના બેય છેડે રંગત સંઘેડા ઉતાર દોઢ બે ઇંચના વ્યાસની ગોળાઈના ઘોડા બાંધ્યા. એના બંને છેડે રૂપાના કુબલાનાં ખોભળાં ચડાવ્યાં, માથે ઘૂઘરીઓ મૂકી. એ બંને ઘોડલાને છેડે ઘોડીઆંના હીર ભરેલ સુંદર કસબનું ભરત ભર્યું. એમાં ઘોડા, ગાયું, ગોપીઓ, કાનુડા અને વેલબુટા ભર્યા. પાંગરાને મોતીથી સેરીઆં જેવાં ભર્યા. સેરીઆં પણ લીલા, પીળા, લાલ, ધોળા વગેરે પચરંગી મોતીઓથી ભર્યા. થોડે થોડે અંતરે પાંગરામાં મોટા લીંબુ જેવી ગાંઠ્યું આવે. તેના પર મોતીભરત કર્યાં. આવા પાંગરામાં સૂતેલ બાળકને રમવા માટે મોતી ભરેલ ઝૂમર, ઊંચેના ઘોડીઆટથી બાંધીને હીરની દોરીમાં બાંધે. ઝૂમરની ઉપર મોતીના ભરેલા પોપટથી શરૂ કરે. પોપટના પગ નીચે ભરેલ ચોરસ કે ગોળ ગાદલી મૂકી ગાદલીના ચારે ખૂણેથી મોતી ભરેલ પાંગરા, ત્રણ ત્રણ કે બબ્બે સર્યુંના ઊનાર્યા. બીજે થાકે ફરી હેઠે ગાદલી મૂકી અને એ ગાદલીના વચલા હેઠાણના ભાગે મોતી ભરેલ કુબલો ગોઠવ્યો. ચારે ખૂણે હેઠેના ભાગે કુબલા ફૂમકાં જેવા ગોઠવ્યા અને રંગબેરંગી મોતીમાં પાંગરા, ઘોડીઓ, ઝૂમર એ બધું ભભકાદાર ભરતમાં ઓપતું કર્યું. ઝૂમરના પાંગરે પાંગરે પોપટ ભર્યા. એ પોપટ પણ લીલા, ચાંચ રાતી, પાંખુંમાં લાલ મોતીના ટબકા કર્યાં.

## મોતીભરતમાં રાચ

મોતીના લોટા ઉપર પણ ભરત ભર્યા. તેના ઉપર મોતીભરેલ શ્રીફળ મૂક્યાં. લોટા હેઠે મોતીની પૂછપાંદડીવાળી હીંડોણી બનાવી. હીંડોણીના અંદરના ભાગે લાલ મધરાસી દેખાવમાં રૂપ વધારે.

કાચના ધોળા શીશામાં અંદરના ભાગે મોતીનાં ફૂલ અને પાંદડાં અને પોપટવાળું ઝાડવું મૂક્યું. એ જોનાર અજાણ્યો અને પરદેશી હોય તો તો વિચારમાં પડી જાય કે આ ઝાડવું બનાવીને ઉપર કાચનો શીશો બનાવ્યો હશે!

## પરિયાણાંના ને પશુના શણગાર

આ જાતના મોતીભરત ચારણ, રજપૂત અને વિશેષ કરીને કાઠી દરબારોમાં જ જોવામાં આવે છે.

આ જાતના દીકરીઓના માવતરને ઘેર ભરેલ તમામ ભરતકામની વારસ દીકરી જ બને છે અને તે પરણે ત્યારથી છોરૂ–વાછરૂની મા થાય ત્યાં સુધી આણે આણે આ ભરતકામ બીજા કરિયાવર ઉપરાંત માવતરના કે ભાઈના ઘેરથી લેતી જ જાય છે.

એ મોતીની ચોપાટ ભરે છે. ભીંતપાટીઓ બનાવે છે અને મોતીના તોરણ અને ઉપર જણાવી તે અનેક વસ્તુઓ બનાવે છે. ઉપરાંત ઘોડાના કોટીઆં અને બળદનાં શીંગડાંનાં ખોભળાં તથા માથાનાં મખિયારડાં મોતીભરતનાં. બળદની ઝૂલો પણ રેશમી કાપડ ઉપર અને હીરનાં ભરત, સોનેરી કોર છેડા ઘડી કે કનેરી જે અમદાવાદ અને સૂરતના કસબની કે બનારસી કસબની એવી ઘડીના કોર છેડા ઝૂલ્યુંમાં મૂકવામાં આવે. ઝૂલ્યુંને ચારે છેડે રૂપાના કુબલા ઘૂઘરીઓવાળા મૂકાય.

## રથ, ઘોડા ને ડમણીના શણગાર

રથ, સીગરામ તથા ડમણી (જેના પૈડાંમાં વાળાના આરા સોંસરા કાઢેલ હોય અને એ વાળામાં ચાર–પાંચ ઈંચ વ્યાસની, ઝાંઝ જેવી વાગે એવી પિત્તળની ચાર ચાર ચકરડીઓ મૂકેલ હોય. વેલ્ય હાલતી થાય એટલે બળદના પગનાં પિત્તળના ઝાંઝર વાગતાં જાય. ડમણીના પિત્તળના ખમકારા વાગતા જાય. પડદા અને ઉપરનાં ડમણીના માફામાં પણ રેશમી કે સૂતરાઉ કપડાંનાં કાપલાનાં ફૂલ–વેલ્ય, હાથી–ઘોડા, ગાયું, પોપટ, મોર બનાવ્યા હોય તે શોભતા જાય. સોનેરી ઘડી કિનાર અને રૂપા કે પિત્તળના કુબલા મૂક્યા હોય તે કુબલા ખણખણતા જાય. બળદના ગળે બાંધેલ ઘૂઘરમાળુંના ધમકારા વાગતા જાય. ઘોડા પર શણગારેલ મોતીનાં કોટીઆં, રૂપાનાં મોવડ શોભતા હોય. ઘોડાનો સામાન તો ખાસ કરીને મોચીના આરીભરતથી ચામડા પર રેશમી કપડાં ચડાવી, જરીની અને હીરની દોરીઓથી ભરેલા હોય.

## હીરવટણાં ને પોતાં

એ જમાનામાં હીરના દોરા વીંટવાના હીર-

વટણાં લાકડાનાં આવતાં. સંઘેડા ઉતાર, રંગબેરંગી રંગેલા. એના જુદા જુદા પાટમાં જુદા જુદા રંગના હીરના દોરા વીંટાળેલા રહેતા. એ તમામ વસ્તુઓ દીકરીની પાસે પોતાની કસબની સામગ્રીની કોથળી હોય તેમાં જ હોય. એ કોથળીઉં અને બગચીઉં પણ હીરના ભરત ભરેલીઉં હતી. મોતી ભરેલી કોથળી જેને પોતું કહે છે એ પોતામાં તજ, સોપારી, એલચી લવિંગ અને સૂડી વગેરે સામગ્રી રહે તે મોતીનું ભરત ભરેલ હોય અને એના કોર છેડા ઘડી કનેરી મૂકેલા. પોતાનું મોઢું નેફા નાડીવાળું અને નાડી હીરની ભરેલ, ફૂમકાં પણ હીરનાં કે રૂપાની-રૂપાના કુબલાવાળી અડંગો ગૂંથેલી રૂપાની નાડી હોય. પોતાના બે પડખે અને નીચેના બે છેડે રૂપાના ઘૂઘરીઉંવાળા કુબલા હોય. આ પોતું ફક્ત વીવાવાજમમાં જ વપરાય. ઘણુંખરું વરને પડખે હાલતા અણુવરના હાથમાં હોય.

## કારેલું, બજરબટા ને પનડીઆ

અફીણ ખાનાર આદમી પાસે આદિયુગમાં લાકડાનું કોતરેલ શ્રીફળ જેવું ઘરૂં રહેતું જેને કારેલું કહેતા. એ કારેલામાં એકાદ શેર અફીણ સમાતું. એને ન હવા લાગે કે ન પાણી લાગે એવું એ બનતું. પોણા ભાગ પૂરો થતાં ઉપરનો ભાગ જુદો પાડી શકાય એવી સગવડ રખાતી. સુતારીકામમાં લાકડું કોતરણીદાર લાગ બેસાડેલ રહેતું.

એવા જ ઢોલીઆના પાયાના મથાળાના આકાર જેવા અને અસલી ઢોલીઆના જેટલી જાડાઈના સંઘેડે ઉતારેલ એવા રંગબેરંગી બજરબટા આવતા. એમાં હોકાના બંધાણીની કેળવેલ બજર રહેતી. એમાં બશેરથી ત્રણેક શેર જેટલી બજર સમાતી. એમાંથી બંધાણી પોતાને જોઈતી ઉપયોગ પૂરતી બજર ચામડાના પનડીઆમાં (નાડીવાળું પાકીટ) કાઢી લેતો.

## ચામડાની ચીજ વસ્તુ

માણસના જીવનમાં લાકડાએ ઉપયોગીતાનો જેટલો ભાગ ભજવ્યો છે એટલો જ ભાગ મૂંગાં ઢોરનાં ચામડાં તથા હોજરીના પરદાએ પણ ભજવ્યો છે. માલધારી ભરવાડ વગેરે તમામ કોમોએ ચામડાની બોખ (ઢાલ) બનાવી. એમાં પાણી સીંચ્યાં, પીધાં અને પાયાં. ઘી તેલ રાખવા માટે હોજરીના પડદાની કુડીઉં બનાવી. કુડલા બનાવ્યા અને એમાં ઘી તેલ સંઘર્યાં.

## સાગ-સીસમનાં રાચ-કંઠાર

લાકડાએ તો અનહદ ભાગ ભજવ્યો. પહેલાં ચાંખડીઓ બની. એના પર ચડી માણસ ચાલતો. ચાંખડીઓમાં પણ અંદર ઘૂઘરીઓ ભરતા. લાંકના ભાગે મોર, પોપટ કંડારતા અને વરસાદમાં કાદવમાં ચાંખડીનો ખાસ ઉપયોગ કરતા. ચાંખડીએ ચડી ચાલનાર પર વરસાદના દિવસોમાં વીજળી પડવાનો ભય પણ નીવારાતો એવી માન્યતા હતી.

સુખડ ચંદનના લાકડાંનો લેપ અંગેઅંગમાં ટાઢક પૂરતા અને ઔષધીનાં અમૃત સીંચતાં.

લાકડાને પાછું સંઘેડા જેવું સાધન બનાવી ખૂબ ખૂબ સુંદર કંડાર્યું. ઢોલીઆના પાયા, ઘોડીઆના પાયા, ચમરીની ડાંડીઉં, વેલણ, વાટણા, સોગઠાં, ડાબલા, પાટલા, ખીંટી, ખુરશી, મેજ, કબાટ અને પટારા, મજુસ બનાવ્યા.

પ્રથમ કબાટને બદલે મજુસ હતા. એમાં ગોરસ-રસ અને બીજી ઘણી ખાદ્ય સામગ્રીઓ રખાતી. મજુસ પણ કમાડીઆંવાળાં, પાયા અને પડખામાં સુંદર કોતરકામ કરેલાં, સાગ કે સીસમનાં, ઘરની ઘરવખરીમાં શણગારરૂપ રચીલાં ગણાતાં.

## પત્થર અને માટીકામની કળા

માણસે છાજેલ ખોરડા ખંખેર્યાં તે પછી નળીએર થયાં. કુંભારે માટીના અનેક ઘાટ ઊતાર્યા. ઘરવખરીનો પાર ન રાખ્યો. એણે નળીઆં બનાવ્યાં. અને માથેથી મોભીઆં કર્યાં.

જે દિવસે માનવીમાં આ કસબ આવ્યો તે દી' માણસ પ્રગતિના પંથે હતો. એણે એનાં ઘર, ઝૂંપડાં, ભૂંગા અને કૂબાને ઓરડમાં ફેરવી નાખ્યાં. ઊંચે પડથારે ઓરડા ઉપાડયા. પાણાના ચણતર કર્યા. ચણ-

તરમાં ચીકણી માટી જમાવી અને ગઢ જેવાં મજબૂત કરા, ભીત્યું બાંધ્યાં. પડથારે કોર ઉપર બેલાં કે પથ્થરનાં ચોસલાં ગોતી ગોતી ગોઠવ્યાં અને કોર બાંધી. કોરથી હેઠે એવાં જ ચોસલાં પાણા ગોતી એને પગથીઆમાં બેસાડયાં.

## લોઢાંનાં ઓજાર ને કષ્ટ-પાષાણ

પ્રથમ તો પાણા ભાંગવામાં અને ઘડવામાં અણીઆળા અને ધારદાર પાણાનો ઉપયોગ કર્યો. પછી કાળે કરી લોઢું લાધ્યું. અને અન્ય કુહાડા જેવા ધારદાર ઘાટ કરી પાણાં લાકડાં ઘડયાં. એને છોલ્યાં, સુધાર્યા. કોર બાંધ્યા પછી ઉપર આઠ આઠ હાથને છેટે ગાળે કુંભીઉં ઘડીને બેસાડી. કુંભીને ફરતા હાથી ઘોડાનાં મોરાં કે સાદા લાકુડા બેસાડયા. તે પર થાંભલીઉં મૂકી. થાંભલીઉંમાં ઊભી આઠ હાંસ્યુંવાળી, ચાર હાંસ્યુંવાળી કે ગોળાઇવાળી, અને ગોળાઇ ઉપર સોટીઉંવાળી બનાવી.

થાંભલીને મથાળે ચોખુણીઆં કે આઠ ખૂણીઆં ટીબડાં મૂકી જડબેસલાક બનાવ્યાં. અને એના માથે આડી અને ઘોડીઆટ કે નાટ ગોઠવ્યા. પછી પ્રથમ વાંસ આડીથી પછાતના ભડા ઉપર આડા ગોઠવ્યા. વાંસ ઉપર કપાસની સાંઠીઉંના કડા ગૂંથીને સાદડીઉં જેમ. ઢાળ્યા. એના ઉપર નળીઆં મૂકયાં. જાતે દિવસે વાંસની વંજી કરી વાંસ માથે આડી વંજી ગોઠવી અને કડાંને જાકારો દીધો. તે પછી લાંબે દેશદેશાવરથી આવતા વળાનો ઉપયોગ કર્યો. સાગસીસમનો ઉપયોગ કર્યો અને જનજીવનને આધાર આપે એવી અનેક વસ્તુઓ લક્કડકામમાંથી ઊભી કરી.

## ઓળીપા આળેખ અને કંડાર

ઓરડામાં જુદી જુદી દેશી માટીઉંની પરખ કરી ભેળસેળ ગોઠવી ગાર્યું કરી. ઓળીપા કર્યા અને ઓળીપા ઉપર આજે મેર, આયર અને પરજીયા ચારણોમાં ઘરોઘર જોવામાં આવે છે તેવા સમાર (embossed) કામ કરી એમાંથી આંગળીના ટેરવાં અને નખથી નકશીકામ કંડાર્યા. ઓરડા ઓસરીના તળીએથી એક હાથ ઊંચે આવી માટીમાં કંડારેલ ફૂલવેલ્ય, પોપટ, મોર કોતર્યાં અને એની રૂપાળી ભીંતપાટી બનાવી. ઓરડાનાં મોસફીઆં કર્યાં. (બંને શાખે ઊભા કંડાર કામ કર્યાં) એ મોસફીઆમાં ફૂલ બનાવ્યાં. એમાં ઝીણાં ઝીણાં આભલાં (કાચનાં) બેસાડયાં. ફૂલના પડખે પાંદડાં પણ સુંદર આળેખણીવાળાં કર્યા અને પડખે સામસામા પોપટ બેસાડયા. ચોપાટું પૂરી. જોતરડાં ગોઠવ્યાં અને મોસફાને ઉપરના ભાગે એવાં જ તોરણનાં પાંદડાં અને ઉપર પાટીઓ કરી. એ પાટીઉમાં ઉપર પણ ફૂલવેલ્ય અને પોપટ પરોવ્યા. અને આભલાં બેસાડયાં. કંડારકામ સુકાણે ધોળી માટીને પલાળી ઝીણાં વસ્ત્રથી ગાળી એના માથે કપડાનાં પોતાથી સફેદ માટીના ધોળ કર્યા. ઘરમાં એક કોરને કરે ચણતરનો મોટો ઓટો ભડાથી પાછલી પછીત સુધીનો એક માથોડું ઊંચો અને બે હાથ પહોળો ચણ્યો. એનું નામ પેઢી કે ડામચીઓ પાડયું. એ પેઢીમાં પણ માટીનું ઉપસાવીને કંડારકામ કર્યું. એમાં મોટા ચાકળા અને પંખા કોતર્યા. એમાં આભલાં પૂર્યાં. કેટલાકે આ પેઢીમાં બારણા રાખ્યાં. એમાં આળીઆ ગોઠવ્યા અને એ આળીઆના મોસફઆં પણ કંડાર્યાં. ડામચીઆ કે પેઢી માથે ગોદડાં, રજાઇ, શીરખો ભરી. કાપલાંના કોથળા અને મળીઉ ગોઠવી. એના ભરતકામ અને ભીંતના સમાર કંડાર ને સરસાઇનો – હરિફાઇનો વાદ હાલ્યો.

## અબરખનાં લીંપણ ને રંગપૂરણી

ઓરડાની સામી પછીતે રંગીન, સંઘેડા ઉતાર ખીંતીઉં ખોડી. ખીંતીઉં ફરતાં ફૂલવેલ અને ચાકળા કંડાર્યાં. એના માથે ધોળ કર્યા અને પછી 'ચતુરાઈ ચારણ તણી' એમ ચારણ્ય આઇઓએ વળી આખા જગતથી જુદી આ પછીતો માથે અને કંડાર માથે અબરખ ફોલી, ઝીણો બારીક ખાંડી, પાણકંદાના રસમાં ઉકાળી, દિ' રાતના ઉજાગરા કરીને જે લીંપણ બનાવ્યું તેનો આળેખ કર્યો. અને એ આળેખ સુકાણા પછી લાગતા વળગતા પાડોશી, સગાંસંબંધીની વહુ-દીકરીઉં નવરાશ લઈ બપોરના રોટલા ખાઈને આવે અને પછી દૂધમાં સાકર નાખી કાચલીઉંમાં ભરી એમાં રંગની પડીકીઉં દલવી મોટેરાંની સલાહ સૂચના

અને માર્ગદર્શન મુજબ રંગ પૂરવામાં આવ્યા. આ રીતે ઓરડા શણગાર્યા. આ ઓરડા ઉઘાડીએ ત્યાં જાણે સૂરજ ટાણે સૂરજ ડાડો સવાયો પ્રકાશ દીએ અને રાતે ઓરડો ઉઘાડીએ ત્યારે જાણે દીવાના પ્રકાશે આભામંડળ ચારણના જ ઘરમાં આવ્યું હોય અને માતાજી રાસ રમતાં હોય એવો એ ઓરડાનો ભાસ થાય.

## માતાજીનું માંડળું

આ હકીકતને પરજીઆ ચારણોના ઘરમાં તાદૃશ જોવી હોય તો એમણે કોઈ દીકરીના વીવા-વાજમના પ્રસંગે અમારા ઘેર આવવું. અમારા પરજીઆ ચારણનું ઘર પણ જગતથી જુદું અને શરમોડ શણગારવાળું જોવું હોય તો એમાં ખાસ અમારે ત્યાં ઓરડાની પાછલી ભીંતે વચ્ચોવચ્ચ, તળિઆથી એક હાથ ઊંચું, અને આઈનું (જગદંબાનું-અમારી ઈષ્ટ દેવીનું) માંડળું બનાવીએ છીએ એ જોવું. એ માંડળું પણ માટીમાં ઉપસાવેલ કોતરકામમાં માતાજીના મંદિર જેવા ઘાટનું હોય છે. અને એના મધ્ય ભાગે મોટું ત્રિશુળ અને પડખે બે નાનાં ત્રિશુળ માટીકામમાં કંડારેલાં અને સિંદોર ચોપડેલ ઝળકતાં હોય છે. ફરતી એની બોર્ડર ઉપરનું કંડારકામ આ બધું રંગબેરંગી રંગે રંગેલું હોય છે. અને બારો માસ ત્યા રાત દિવસ ઘીનો દીવો કરવા કોડીઉં-મોરું કે છોરું-રીરું, ઘી પી પીને પાકું થઈ ગયેલું પડયું હોય છે. ત્યાં ધૂપ કરવાનું ધૂપેલીઉં સદાય અવિચળ હોય છે.

## ઓરડાના અંદરના શણગાર

આવનાર વ્યકિત ઓરડામાં દાખલ થતાં જ માતાજીના માંડળા સામે નમન કરે છે અને સ્થિર ભાવે ઊભાં થઈ રહે છે. ઘરમાં દાખલ થતાં જમણા હાથ પર શકિત અનુસાર સાદા-પિત્તળની પાટીવાળા કે પિત્તળના જડાવ હાથી, મોર, સાવજ, વાનર કોતરેલ સાગ-સીસમના બે પટારા હોય છે. તેની પેઢી નીચી, એક વેંતની ઊંચાઈએ હોય છે. ઘરના ઓરડાની સામી ભીંત અને પટારાવાળા કરાની આથોલે એક માળી એટલે અભેરાઈ હોય અને સામી ભીંતે ગ્લાસ, પિયાલા, કળશીઆ વગેરે ઠામ-વાસણ, ત્રાંબા પિત્તળના-ગોઠવેલ હોય છે. પટારાના કરાવાળી મળી ઉપર હાંડા, ત્રાંબાકુંડી, કળશા, સરાઈ, દેગડા, ડોલું કે ઘરાં-બોઘરડાં વગેરે ઠામવાસણ હોય છે જે જરૂરના પ્રસંગે ઊતારી વપરાશમાં લેવાય છે.

કંડારકામ બધા આયર, મેર, રજપૂત, કાઠીના ઘરમાં હશે. રબારી ભરવાડના અને હરિજનના ઘરમાં પણ હશે. ફક્ત માતાજીના માંડળાથી ઓળખાય કે આ ઘર પરજીઆ ચારણનું હશે.

## આ બધી કલાના છેલ્લા જુહાર ?

આ સિવાય દાણા ભરવાની કોઠીઓ જેમાં ૫૦ થી ૬૦ મણ, ૨૦ થી ૨૫ મણ, ૨ થી ૫ મણ ધાન સંઘરી શકાય એવી જુદી જુદી ત્રેવડની, ઉપર જણાવ્યાં તે તથા ગામડાની અનેક કોમોના ઘરમાં હોય છે, પણ ૧૫૦, ૨૦૦, ૩૦૦ મણ ધાન સમાય એવી કોઠીઉં ફકત બરડાના મેરોના જ ઘરમાં જોવામાં આવે છે. એ કોઠીઉંના કંડાર પણ અદ્ભુત હોય છે. આજે પણ મોજુદ છે. હવે આ બધી જૂની સંસ્કૃતિ અને સમૃદ્ધિનો તથા માણસની તાસીર, ખમીર અને ભલપ ભારીગરાઈના જમાનો વીંટાતો જાય છે. હજી પાંચ દસ વર્ષમાં આ બધાં સમારકામો જીવતાં જાગતાં છે ત્યાં શ્રી જયમલ્લભાઈ પરમાર જેવા જૂના જીવો અને સંસ્કૃતિના ચાહક પુરાણાંને પાનો ચડાવનાર આ બધા નમૂનેદાર ઘરાણાંના ફોટા લેવરાવી લીએ તો આ બધું ઐતિહાસિક સત્ય બોલશે. આજે એ બધું રોતું, કકળતું, મરડાતું, મારખાતું, વીંખાતું, ચૂંથાતું છેલ્લા સલામ ભરી સોરઠી ભોમકામાંથી અને કચ્છી ધરામાંથી વિદાય લઈ રહ્યું છે.

## હોકાની ગૂંથણ-જડતરકલા

આપણા દેશમાં માળવા, કચ્છ, રાજસ્થાન, પંજાબ અને સૌરાષ્ટ્રમાં હોકા પીવાનો ચાલ બહુ હતો. હોકા નાળીએરની કાચલીના કાળા ઝેમ જેવા અને આરીસા જેવા ઝગારા મારતા. માંહી મોઢું દેખાય

એવા ઘી તેલ ચોપડી રીઢા રાખતા. હોકામાં પાણી-માંથી ગળાઈને ચલમમાંથી બજરનો ધુમાડો આવે. એનો મલીન કફ કોઈ દી બંધાય નહિ અને ખોંખારે છાતી સાફ રહેતી.

આ હોકા પણ ભારે કિમતી હતા. રૂપાના વાળાથી મેરે-આગળ મોઢું ગૂંથણીમાં બંધાતું અને ગૂંથણીની હેઠે ફરતી સોનાની ઝીણી ઝીણી માછલિયું મૂકી એના ફરતા હેઠેના ભાગે રૂપાળા કંડારેલ મોર-પોપટ અને રૂપાના વાળની ગૂંથણિયું આવતી. સૌથી હેઠેના હોકાના અણિયાળા ભાગે સુંદર રૂપાની કારીગીરીવાળી પીંછી ચડતી છેક છેલ્લે નીચે ચાર પાંચ કે છ ધારૂં-વાળું આંગળીના ટેરવા જેટલું લાંબું ખોરૂં બેસાડતા. આ હોકો ડાયરામાં છત્રીના સળીઆની અને ઉપર સૂતર તથા હીરથી ગૂંથેલ ઘોડી ઉપર રાખતા. ઘોડી ફરતી આવે અને ડાયરો હોકાની ઘૂંટ લેતો આવે.

હોકાની બજરના પડાને ખાંડી, ગાળી અને ગોળમાં ચોળીને બજર મેળવતા, એ તમાકુ પણ નુકસાન ન કરતાં કફ કટણ અને વાયુ હરણ બનતી. તે પછી માણસના જીવનમાં ઉતાવળ આવતી ગઈ. માણસ ખેડાકુ ને ધરાળુ મટતો ગયો તેમ તેમ હોકાનું સ્થાન ચલમ સાફી અને બીડી સુકાએ લીધું. જેની દુર્ગંધ પણ ન પીનારાને અસહ્ય થઇ પડે છે.

## બોદાલકડીની કલા

આ હોકાને રાતના વખતે પલંગની પાટીમાં એક સીસમની બનાવટની બોદાલકડીમાં રાખવામાં આવતો. અને પિયાસી જાગે ત્યાર- હોકાની રૂપાની મોઢીઆ બોલીવાળી નાળ્યમાંથી બે ઘૂંટ ગગડાવતો. બોદાલકડીને રૂપાના ભાલવાળાં ઘુઘરીઉં ચોડેલ ચકદાંથી શણગાર-વામાં આવતી. આ બોદાલલકડી સીસમના કાળા લાકડાની પટીઉંની બનતી. આજે આ બોદાલકડીનું નામ પણ બહુ ઓછા માણસો જાણતા હશે. આ બોદાલકડીમાં હોકો રાખી પલંગની પાટીમાં ભરાવતા.

## હિંડોળા–ખાટયનાં કળા

આ બોદાલકડી ધોરાજીના કે મારવાડના મોટાં પગતાં પગાંના ઢોલીઆ જેવી ખાટયુંમાં (હિંડોળા) પણ પાટીમાં રાખવામાં આવતી, અને ઝૂલતી ખાટય બંધાણી હોકા ગગડાવતા. એ ખાટયુંને પણ સુખી ઘરે હીરની પાટીઉં ભરેલ જોઇ છે. એવા પાયા માથે પીતળના આંકડીઆ પડખાવગા હોય. તેમાં હિંડો-ળાની સાંકળુંના આંકડીઆ બેસાડતા. આ સાંકળું પીતળની આવતી, અને એના થાકે થાકે પીતળની પૂતળિયું, મોર અને પોપટના પીતળના શણગાર હતા. ખાટના પાયાથી એક દોઢ હાથ ઊંચે ઘૂઘરાવાળા પીત-ળના ડાબલા રહેતા. જેનું ઉપલું ઢાંકણું ખસેડતાં તેમાંથી સૂડી, સોપારી, તજ, લવીંગ જેવા તેજાના રહેતા. આ ડાબલા હેઠે ઘૂઘરા ઘમકતા અને હીંચકો હાલે ત્યારે રણણણ ખણણણ એવા ખમકારા થતા.

એ કાળે અફીણ–હોકામાં ગૌરવ મનાતું :

**અમલ અટંકાના પિયા, પિયા ન ચમ્મડ પૌસ;**
**કર પર કર કદી ના કિયા, રણમેં કિયા ન રોષ.**

આ વાનાં જીવનમાં ન હોય તો જીવન એળે ગયું ગણાતું.

## ખેડવાયાંનાં ભરત-ગૂંથણ

નવરાશના વખતમાં ખેડુ પોતાના બળદ, ગાયું વાછરૂ માટે નાથ મોરાડા મોરી ગૂંથતો વણતો. અને બાઈ માણસ ખેતીના કામમાં નવરાશ મળ્યે ભાત ગઈ હોય તો ભતવારૂં ઉતારીને વાઢમાં કે લાણીમાં રોકાણી હોય તે જરાકે નવરાશે મધરાશી લીલો પીળો ડાબોરી કે રેશમી અતલસના પડ ઉપર ભરત ભરતી જાય અને પ્રભુનાં કીરતનીઆં ગાતી જાય. એ પોતાના ઘરવપરાશનાં કાપડાં, ચણીઆ, ફૂંવલી કે કોર ભરતી હોય.

ભરતમાં સૂતરાઉ લૂગડે સૂતરના દોરા અરધે અને અતલસે અરધે હીર. એ ન્યાયે કામ હાલતું ને દીપતું હોય. લાલ ફૂલડાં, લીલાં પાંદડાં, પોપટ, મોર, કાનુડો, સાંઢીઆ, ઘોડા, સાવજ અને ગાયું એ એનાં ભરતનાં પ્યારાં, પનોતાં કે મનના માનેલ હોય છે. વવાર ઘોડીઆનાં ખોયાંના વેલ–બુટ્ટા અને બાજોટ આલેખીને ભરતી હોય. આ બધાં ભરતના આળેખ-નાર વળી આળેખવાની મજૂરીમાં ઘઉંના રોટલા અને અને ઘી ગોળની મેંમાની એક ટંકની આરોગતો હોય.

## ભરવાડ-રબારીના ધાબળાનાં રૂપ

ભરવાડ કે રબારી બારો માસ વનવગડે વાછ ચાળક કે સાંઢીઆ ચારતો જાય અને ઊન સમણતો

અને માર્ગદર્શન મુજબ રંગ પૂરવામાં આવ્યા. આ રીતે ઓરડા શણગાર્યા. આ ઓરડા ઉઘાડીએ ત્યાં જાણે સૂરજ ટાણે સૂરજ ડાઢો સવાયો પ્રકાશ દીએ અને રાતે ઓરડો ઉઘાડીએ ત્યારે જાણે દીવાના પ્રકાશે આભામંડળ ચારણના જ ઘરમાં આવ્યું હોય અને માતાજી રાસ રમતાં હોય એવો એ ઓરડાનો ભાસ થાય.

## માતાજીનું માંડણું

આ હકીકતને પરજીઆ ચારણોના ઘરમાં તાદૃશ જોવી હોય તો એમણે કોઈ દીકરીના વીવા-વાજમના પ્રસંગે અમારા ઘેર આવવું. અમારા પરજીઆ ચારણનું ઘર પણ જગતથી જુદું અને શરમોડ શણગારવાળું જોવું હોય તો એમાં ખાસ અમારે ત્યાં ઓરડાની પાછલી ભીંતે વચ્ચોવચ, તળિઆથી એક હાથ ઊંચું, અને આઈનું (જગદંબાનું-અમારી ઈષ્ટ દેવીનું) માંડણું બનાવીએ છીએ એ જોવું. એ માંડણું પણ માટીમાં ઉપસાવેલ કોતરકામમાં માતાજીના મંદિર જેવા ઘાટનું હોય છે. અને એના મધ્ય ભાગે મોટું ત્રિશુળ અને પડખે બે નાનાં ત્રિશુળ માટીકામમાં કંડારેલાં અને સિંદોર ચોપડેલ ઝળકતાં હોય છે. ફરતી એની બોર્ડર ઉપરનું કંડારકામ આ બધું રંગબેરંગી રંગે રંગેલું હોય છે. અને બારો માસ ત્યા રાત દિવસ ઘીનો દીવો કરવા કોડીઉં-મોરું કે છોરું-રીરું. ઘી પી પીને પાકું થઈ ગયેલું પડયું હોય છે. ત્યાં ધૂપ કરવાનું ધૂપેલીઉં સદાય અવિચળ હોય છે.

## ઓરડાના અંદરના શણગાર

આવનાર વ્યકિત ઓરડામાં દાખલ થતાં જ માતાજીના માંડળા સામે નમન કરે છે અને સ્થિર ભાવે ઊભાં થઈ રહે છે. ઘરમાં દાખલ થતાં જમણા હાથ પર શકિત અનુસાર સાદા-પિત્તળની પાટીવાળા કે પિત્તળના જડાવ હાથી, મોર, સાવજ, વાનર કોતરેલ સાગ-સીસમના બે પટારા હોય છે. તેની પેઢી નીચી, એક વેંતની ઊંચાઈએ હોય છે. ઘરના ઓરડાની સામી ભીંત અને પટારાવાળા કરાની આઘોલે એક માળી એટલે અભેરાઈ હોય અને સામી ભીંતે ગ્લાસ, પિયાલા, કળશીઆ વગેરે ઠામ-વાસણ, ત્રાંબા પિત્તળના-ગોઠવેલ હોય છે. પટારાના કરાવાળી મળી ઉપર હાંડા, ત્રાંબાકુંડી, કળશા, સરાઈ, દેગડા, ડોલું કે ઘરાં-બોઘરડાં વગેરે ઠામવાસણ હોય છે જે જરૂરના પ્રસંગે ઊતારી વપરાશમાં લેવાય છે.

કંડારકામ બધા આયર, મેર, રજપૂત, કાઠીના ઘરમાં હશે. રબારી ભરવાડના અને હરિજનના ઘરમાં પણ હશે. ફકત માતાજીના માંડળાથી ઓળખાય કે આ ઘર પરજીઆ ચારણનું હશે.

## આ બધી કલાના છેલ્લા જુહાર ?

આ સિવાય દાણા ભરવાની કોઠીઓ જેમાં ૫૦ થી ૬૦ મણ, ૨૦ થી ૨૫ મણ, ૨ થી ૫ મણ ધાન સંઘરી શકાય એવી જુદી જુદી ત્રેવડની, ઉપર જણાવ્યાં તે તથા ગામડાની અનેક કોમોના ઘરમાં હોય છે, પણ ૧૫૦, ૨૦૦, ૩૦૦ મણ ધાન સમાય એવી કોઠીઉં ફકત બરડાના મેરોના જ ઘરમાં જોવામાં આવે છે. એ કોઠીઉંના કંડાર પણ અદ્દભુત હોય છે. આજે પણ મોજુદ છે. હવે આ બધી જૂની સંસ્કૃતિ અને સમૃદ્ધિનો તથા માંણસની તાસીર, ખમીર અને ભલપ ભારીગરાઈના જમાનો વીંટાતો જાય છે. હજી પાંચ દસ વર્ષમાં આ બધાં સમારકામો જીવતાં જાગતાં છે ત્યાં શ્રી જયમલ્લભાઈ પરમાર જેવા જૂના જીવો અને સંસ્કૃતિના ચાહક પુરાણાંને પાનો ચડાવનાર આ બધા નમૂનેદાર ઘરાણાંના ફોટા લેવરાવી લીએ તો આ બધું ઐતિહાસિક સત્ય બોલશે. આજે એ બધું રોતું, કકળતું, મરડાતું, મારખાતું, વીંખાતું, ચૂંથાતું છેલ્લા સલામ ભરી સોરઠી ભોમકામાંથી અને કચ્છી ધરામાંથી વિદાય લઈ રહ્યું છે.

## હોકાની ગૂંથણ-જડતરકલા

આપણા દેશમાં માળવા, કચ્છ, રાજસ્થાન, પંજાબ અને સૌરાષ્ટ્રમાં હોકા પીવાનો ચાલ બહુ હતો. હોકા નાળીએરની કાચલીના કાળા ઝેમ જેવા અને આરીસા જેવા ઝગારા મારતા. માંહી મોઢું દેખાય

એવા ઘી તેલ ચોપડી રીઢા રાખતા. હોકામાં પાણી-માંથી ગળાઈને ચલમમાંથી બજરનો ધુમાડો આવે. એનો મલીન કફ કોઈ દી બંધાય નહિ અને ખોંખારે છાતી સાફ રહેતી.

આ હોકા પણ ભારે કિમતી હતા. રૂપાના વાળાથી મેરે આગળ મોઢું ગૂંથણીમાં બંધાતું અને ગૂંથણીની હેઠે ફરતી સોનાની ઝીણી ઝીણી માછલિયું મૂકી એના ફરતા હેઠેના ભાગે રૂપાળા કંડારેલ મોર-પોપટ અને રૂપાના વાળની ગૂંથણિયું આવતી. સૌથી હેઠેના હોકાના અણિયાળા ભાગે સુંદર રૂપાની કારીગીરીવાળી પીંછી ચડતી છેક છેલ્લે નીચે ચાર પાંચ કે છ ધારૂં-વાળું આંગળીના ટેરવા જેટલું લાંબું બોરૂડું બેસાડતા. આ હોકો ડાયરામાં છત્રીના સળીઆની અને ઉપર સૂતર તથા હીરથી ગૂંથેલ ઘોડી ઉપર રાખતા. ઘોડી ફરતી આવે અને ડાયરો હોકાની ઘૂંટ લેતો આવે.

હોકાની બજરના પડાને ખાંડી, ગાળી અને ગોળમાં ચોળીને બજર મેળવતા, એ તમાકુ પણ નુકસાન ન કરતાં કફ કટણુ અને વાયુ હરણુ બનતી. તે પછી માણસના જીવનમાં ઉતાવળ આવતી ગઈ. માણસ ખોરાકુ ને ધરાળુ મટતો ગયો તેમ તેમ હોકાનું સ્થાન ચલમ સાફી અને બીડી સુકાએ લીધું. જેની દુર્ગંધ પણ ન પીનારાને અસહ્ય થઇ પડે છે.

## બોદાલકડીની કલા

આ હોકાને રાતના વખતે પલંગની પાટીમાં એક સીસમની બનાવટની બોદાલકડીમાં રાખવામાં આવતો. અને પિયાસી જાગે ત્યાર હોકાની રૂપાની મોઢીઆ ખોલીવાળી નાળ્યમાંથી બે ઘૂંટ ગગડાવતો. બોદાલકડીને રૂપાના ભાત્યવાળાં ઘુઘરીઉં ચોડેલ ચકદાંથી શણગાર-વામાં આવતી. આ બોદાલલકડી સીસમના કાળા લાકડાની પટીઉંની બનતી. આજે આ બોદાલકડીનું નામ પણ બહુ ઓછા માણસો જાણતા હશે. આ બોદાલકડીમાં હોકો રાખી પલંગની પાટીમાં ભરાવતા.

## હિંડોળા—ખાટયનાં કળા

આ બોદાલકડી ધોરાજીના કે મારવાડના મોટાં પગતાં પગાંના ઢોલીઆ જેવી ખાટયુંમાં (હિંડોળા) પણ પાટીમાં રાખવામાં આવતી, અને ઝૂલતી ખાટય બંધાણી હોકા ગગડાવતા. એ ખાટયુંને પણ સુખી ઘરે હીરની પાટીઉં ભરેલ જોઇ છે. એવા પાયા માથે પીતળના આંકડીઆ પડખાવગા હોય. તેમાં હિંડો-ળાની સાંકળુંના આંકડીઆ બેસાડતા. આ સાંકળું પીતળની આવતી, અને એના થાકે થાકે પીતળની પૂતળિયું, મોર અને પોપટના પીતળના શણગાર હતા. ખાટના પાયાથી એક દોઢ હાથ ઊંચે ઘૂઘરાવાળા પીત-ળના ડાબલા રહેતા. જેનું ઉપલું ઢાંકણું ખસેડતાં તેમાંથી સૂડી, સોપારી, તજ, લવીંગ જેવા તેજાના રહેતા. આ ડાબલા હેઠે ઘૂઘરા ઘમકતા અને હીંચકો હાલે ત્યારે રણણુણુ ખણણુણુ એવા ખમકારા થતા.

એ કાળે અફીણ–હોકામાં ગૌરવ મનાતું :

અમલ અટંકાના પિયા, પિયા ન ચમ્મઠ પૌસ;
કર પર કર કહી ના કિયા, રણુએં કિયા ન રોષ.

આ વાનાં જીવનમાં ન હોય તો જીવન એળે ગયું ગણાતું.

## ખેડવાયાંનાં ભરત-ગૂંથણ

નવરાશના વખતમાં ખેડુ પોતાના બળદ, ગાયું વાછરૂ માટે નાથ મોરાડા મોરી ગૂંથતો વણતો. અને બાઈ માણસ ખેતીના કામમાં નવરાશ મળ્યે ભાત ગઈ હોય તો ભતવારૂં ઉતારીને વાઢમાં કે લાણીમાં રોકાણી હોય તે જરાકે નવરાશે મધરાશી લીલો પાળો ડાબોરી કે રેશમી અતલસના પડ ઉપર ભરત ભરતી જાય અને પ્રભુનાં કીરતનીઆં ગાતી જાય. એ પોતાના ઘરવપરાશનાં કાપડાં, ચણીઆ, દૂંચલી કે કોર ભરતી હોય.

ભરતમાં સૂતરાઉ લૂગડે સૂતરના દોરા અરધે અને અતલસે અરધે હીર. એ ન્યાયે કામ હાલતું ને દીપતું હોય. લાલ ફૂલડાં, લીલાં પાંદડાં, પોપટ, મોર, કાનુડો, સાંઢીઆ, ઘોડા, સાવજ અને ગાયું એ એનાં ભરતનાં પ્યારાં, પનોતાં કે મનના માનેલ હોય છે. વવારૂ ઘોડીઆનાં ખોયાંના વેલ–બુટ્ટા અને બાજોટ આલેખીને ભરતી હોય. આ બધાં ભરતના આળેખ-નાર વળી આળેખવાની મજૂરીમાં ઘઉંના રોટલા અને અને ઘી ગોળની મેંમાની એક ટંકની આરોગતો હોય.

## ભરવાડ-રબારીના ધાબળાનાં રૂપ

ભરવાડ કે રબારી બારો માસ વનવગડે વાઘ ચાળક કે સાંઢીઆ ચારતો જાય અને ઊન સમણતો

જાય. એના હાથમાં વેંત વેંતના ચાર આરાવાળી મોટી તકલી હોય. પૂરી છ શેર કે સાત શેર ઊન કંતાઈ રહ્યે વણકરને એ ઊનનો ધાબળો કાઠિયાવાડી કે કચ્છી કોરનો કે સાવ સાદો બનાવવાની વરધી દેતો હોય. એનો ધાબળો વણાઈ આવ્યે કો'ક ખંતીઆ માણસને ગોતી એની કોર સાત રંગની ઊન આપી બંધાવે અને એ ધાબળો બારે માસ ખંભે રાખી નીરખતો ફરે. વળી ગામ ગામતરે કે સગામાં જાય ત્યાં જગ્યા જોયા વિના ધબ કરતો ધાબળો ધરતી માથે નાખીને ઉપર બેઠો હોય. આમ આ કલાત્મક ધાબળો એના ચોવીસ કલાકના અંગનો આરામ બની રહે છે.

## ઘોડાંના શોભન-શણગાર

કાઠી, રજપૂત ને ચારણો વળી ઘોડાંના શોખીન એટલે સદાય દાયરે કાવા કસુંબા આરોગતા હાકલા પડકારા કરતા વાતુંના ચાપડા છોલતા હોય, અને કોઈકના કે પોતાના ધાબળાની કોરૂં બાંધતા હોય, ઘોડાંની વાઘું (લગામ)ના ચવડ ભાંગતા હોય. કડિયાળી (લોઢાનાં કડાંવાળું ચોકડું) ચડાવવાને ઠેકાણે સૂયા લઈ ભરતથી લગામમાં ઘોલરાં બનાવતા હોય, શેડય કાઢતા હોય; શેડય માથે ઘોડા ગાંઠય અને પીપર ગાંઠયું પાડતા હોય અને રંગબેરંગી ઊનનાં ફૂમકાં અને ગોટીઉં ભાંગતા (બનાવતો) હોય. એવાં જ સુંદર ગળીએલ દોરાના કે લાલ દોરાના ચવડ મેળવી માથે પીપર ગાંઠયું પાડતો જાય અને ગાંઠયે ગાંઠયે એક એક રૂપાનું માદળીઉં કે કરડો એવાં એવાં આભુષણો ગોઠવતો ઘોડાના ગળાનું કોટીઉં બનાવતો હોય. એ જ રીતે ઘોડાના મોઢાના મોરા ત્રણ સર્યુંવાળા બાંધી એના માથે સૂયાથી બાજોઠ અને ડેરડીઉં પાડતો (ગૂંથતો) જાય અને ભેગા ભપકાદાર સોનેરી તાર પણ ભરતો જાય.

## હોકાની ઘોડી, ડામણ ને ચમરી

આ બધું કામ દાયરામાં બેઠા બેઠા કાવાકસુંબા પછી ઠુંગા લેવાતા જાય, વાતુંના ચાપડા લાગતા જાય અને થતાં જાય. ત્યાં બીજા વળી ઘોડાંના ડામણ માટે ચવડ ભાંગતા હોય અને મોરે બેય પડખે દામણનાં ગળાંનાં નાકાં અને ડાયું મૂકતા હોય. આ દાયરામાં હોકાની ઘોડી સળીઆ ઉપર સૂતરના રંગરંગ ભાત્ય- ભાત્યના દોરાથી સૂયો (લઈ ભરતા જાતા હોય ને સળીઆ બાંધતા જતા હોય. એ ઘોડી જોતાં હોકો પીવાના કોડ કોને ન થાય ?

કો'ક વળી માખીઉંની કનડગત ટાળવા રૂપાનાં પતરાં જેવા ધોળા ઘોડાના પૂંછના વાળની ચમરીઉં ઈડર કે સંખેડાબાદલપરની સંઘેડા ઉતાર સોનેરી વરખવાળી દાંડીઉં ઉપર લાલ કે કાળા હીરની દોરી ઉપર ભરતા હોય.

## નાડાં, ખાટલા ને ગૌ-શોભનની કલા

ગામના ગોંદરે જાય તો વળી પાંચ પંદર પટેલીઆ નાડાં મેળતા (બનાવતા) હોય. કો'ક કો'ક ડેલીએ વળી ખાટલાનાં વાણ ભરાતાં ભાળીએ. ઘડીક થંભી જાવાનું મન થઈ જાય. એ વાણમાં જોતરડાં, ખજુરા અને ચોપાટું પણ આળેખાતી જાતી હોય અને ભેગી વે'વારની વાતું પણ હાલતી હોય. ભરવાડની ઝોકુંમાં વળી ગાયુંવાળા શંખલાં કે હાથીદાંતનાં શંખીઆ ઉતારતા હોય. ગાયુંના કાન નાનપણથી વીંધાવી માંહી શંખીઆ બાંધતા હોય. ગાયુંનાં ગળાનાં કોટીઆં પણ બકરાની ઝાંટના-વાળના કે રંગબેરંગી સૂતરાઉ ગૂંથતા હોય. કોટીઆના હેઠેના ભાગે ટોકરી, ઘૂઘરા કે ઘોડાના વાળના ચમર એક હાથીદાંતના એક મોટા ચકરડા હેઠે ગોઠવતા હોય.

## ગાદલીઉં ને કસુંબાની ઘોડીઉં

કાંટીઆવરણને દાયરે મોટેરા વળી જાજમ માથે ગાદલો નખાય એના ઉપર બેઠા હોય. એ ગાદલીઉં પણ લાલ ચોળીઆં ઉપર રંગ બેરંગી કપડાંનાં કાપલાં કાપી, ફૂલ પાંદડાં અને વેલ્યુંના રૂપે કાતરી કોરીને સીવેલ હોય. કોક કોક ખંતીઆ ઘરની બાઈઉંની બનાવેલ ગાદલીઉંની કોરે વળી કાની બાંધી માથે ઝાલરૂં મૂકેલ હોય.

ડેલીઉંમાં દાયરો વળી સીસમની પાટલી માથે પીતળના આંકડીઆ ઉપર ગળણી ભરાવી મોઢું દેખાય એવી ઊજળી રૂપાની, પીતળની કે કોકરની પ્યાલીમાં કસુંબો ગાળતા હોય. પડખે વળી સંઘેડા-ઉતાર ઉપર-વટણાથી ખરલમાં અસલ માળવાનું ભૂરા લાલ રંગનું અફીણ વટાઈને ફૂંક મારો ને ઊડી જાય એવું બારીક વટાઈને તૈયાર થાય, પછી માથે પાણી જોઈતું

જોઈતું અપાતું જાય અને કસુંબો રંગ પકડતો જાય. પછી ગાળણી માથે ગાળવા રેડાતો જાય. સામ સામા બેસી રંગત દેતા જાય. સમ સગરા ખાતા જાય અને ખોબે ને ધોબે પીતા જાય. આવા પ્રમાદમાં આનંદ ઊડતાં ઊડતાં એ આનંદ સદાયને માટે ઊડી ગયા ત્યાં સુધી દાયરે આંખ્યું ઊંચી ન કરી અને :

**રંગ રંગીલા ઠકરાં, રંગ દશરથરા નંદ;**
**ભાગ્યાં કટક ભેડવે, એને ય ઝાઝા રંગ-**

પીજો આપા માણસુર, પીજો આપા ભોડા, પીજો આપા આલા, પીજો દરબાર વજેસંગ અને ખુમાનસંગ એવા એકબીજાને રંગ ચડાવતા રહ્યા તે રંગ કાયમના ઊતરી ગયા.

## કરમી અને અકરમી

જો કે એની બીજી બાજુ પણ હતી, એમાં ઘણા અકરમી હતા તેમ ઘણા કરમી પણ હતા. કરમીમાં હામ દામ ને ઠામની તેવડ હતી તેમ દાન દાતારી અને ભલપ પણ હતી. હજી ત્રીસ ચાળીસ વરસ પહેલાં એવો યુગ હતો કે રામ નોળ જેવા ગિરના નેસડામાં રહેતા અભણ માલધારીએ પૂરાં પાંત્રીસ વરસની ઉમર છાંડતાં તો ૫૦૦–પાંચસો ગાયું ભેંસું જાયું ભાયું ને દાનદાતારીમાં આપી દીધેલ :

**'જાણુપણાં જગ દોયલાં,**
**ધન તો કાલાં ને ય હોય.'**

બધી જાતની જૂનવટમાં જાણુવીપણું પણ ભગવાને ઘણું ઠાંસી ઠાંણીને ભર્યું હતું.

માળવાની જાજમું, ખંભે રાખવાની ધોતલીઉં, કાળા કોર–છેડાની કામળ્યું, ઊનની ઘૂઘીઉં, (ટાઢમાં અને વરસાદમાં ઓઢવાની ઘૂઘી) મારવાડની તરવાર અને તરવાર રાખવાના પડતલા (ક્રોસ બેલ્ટ), મુસાફરીમાં પાણી રાખવાની પીતળની કે કોકરની સરાઈયું (સુરાહી) માથે ઊનના લીલા કે લાલ કપડે મઢેલ હોય.

## ઊંટના શણગાર

ઉંટના શણગાર–કોડીઉં ને શંખલાંના કાળી ઉનના દોરી–દોરા ઉપર ભરેલા જેને શંખલાદી સામાન કહે છે. જેમાં ઊનના મોરા, નક્કલની દોરીઉં દોરની લાલ પીળી અને ફૂમકાં મૂકેલ હોય. (લગામ જેમ નાકમાં ચડે માટે નક્કલ કહે છે) છાતીએ ચડે તે ગોરબંધ (ઘોરબંધ) જેમાં શંખલાદી ઉપરાંત ઘૂઘરા ભર્યા હોય. ઝીણા ઝીણા ઘૂઘરા અને ઘૂઘરીઉં ઘમકતી હોય. છેડે કોડીઉનાં ફુંદા (ફૂલના ગજરાની માફક) પગના ચાપડા કાળી ઊનના કે બકરાંની કાળી ઝાંટના દોરડાંના અને એમાં પણ કોડીઉં ને ફુંદા હોય. એવી જ ઉપરની લાંબી મોટી ઝૂલતી દળી હોય. આ દળી પણ લાલ કે ધોળા લૂગડા ઉપર લાલ વાદળી અને કાળી ઊનથી ભરત ભરેલ હોય. હેઠે બકરાના આછા ચામડાનું અસ્તર હોય, તેના માથે ખોગીર એટલે કટદળી–બન્ને બાજુ દળી અને બેઉ દળી વચ્ચે ચામડાની પટીઉં હોય. આ બધો સામાન ચમાર અને મોચીનો જ બનાવેલ હોય. જ્યારે શંખલાદી સામાન રબારીઓ અને રજપૂતો સૌ જાતે બનાવે છે. ઊંટ સવારનું અંગ જકડાઈ કે ભરાઈ ન જાય એટલે તેના બદન ઉપર શેમરના ચામડાની ચડપો–ચડપ ચોંટી રહે તેવી પેટી પહેરે. પેટી ગંજીની જેમ ચોંટી રહે. એના છાતી–ખંભા માથે હીરનાં અને સોનેરી ભરત હોય છે. ૧૦૦ ગાઉનો પંથ કરે તોય અંગ જકડાય નહિ એવી એ પેટી.

## અપરૂપ અંબર ને કમનીય કાપડું

બાઈયુંનાં ઓઢવાનાં અંબર. આભ જેમ તારાથી ઓપતું તેમ બાઈ માણસ માથે કીનખાબનું સોનેરી ચાંદલા ને કોર–છેડાનું અંબર નામનું ઓઢણું આજે અદૃશ્ય થઈ ગયું છે. એનું નામે વિસારે પડી ગયું છે. કાપડામાં પણ બહુ કીમતી કાપડું ડોડવો કહેવાતું. એમાં ગળે હાર જેવું સોનેરી ભરત રહેતું. બાંયું ઉપર સોનેરી કસબનું બાજુબંધ જેવું ભરત ભરાતું. આ કાપડું બનારસી કે સૂરતી આતલસનું હોય. સળ (છાતીના ભાગ) પણ જરી–કસબના (ગોળ ફૂલ જેવા) ગોટા મૂકેલ હોય. આજે આ ડોડવા નામ પણ ભુલાઈ ગયું છે. એની કલ્પના પણ જતી રહી છે.

## ઘૂઘરવટ ઘાઘરો

દીકરીઉને આણામાં ઘૂઘરવટ ઘાઘરો ખાસ દેતા. એ ઘાઘરાની મંડયમાં (જોડીમાં) અંબર (અમર) અને ડોડવો મુખ્ય હતાં. આ ઘૂઘરવટ ઘાઘરામાં પગની પેની પાસેના ઘેરમા એક વેંતના પટે ઘડી–કિનારી

[અનુ. પૃ. ૩૯૮

# માનવજીવન અને રમકડાં

-મણિભાઈ વોરા

પ્રાણીમાત્રનાં બચ્ચાં પોતાનાં કોરાં કલેવરથી જીવનનો આરંભ ભારે આનંદ અને ઉત્સાહથી કરે છે. વનસ્પતિના ઉગતા રોપા પણ પોતાની તાજી તરલતાથી બચપણને દીપાવે છે. ચેતન સૃષ્ટિમાં સર્વત્ર 'બાલસ્વરૂપ' પરમ આનંદનો જ પર્યાય ગણાય છે. આસપાસના જડ અને ચેતન બધા જ પદાર્થોમાં ઓતપ્રોત બનીને જીવ માત્ર પોતાનું બચપણ એક પ્રકારના નૈસર્ગિક આનંદ વચ્ચે પસાર કરે છે. બિલાડીનું બચ્ચું કોઈપણ ચીજ સાથે જોનારને મુગ્ધ કરી દે એવી રીતે ટીખળ કરતું રમતું હોય છે. મનુષ્યબાળ તો પોતાની આજુ બાજુની નિર્જીવ વસ્તુઓમાં સાચેસાચ સજીવારોપણ કરીને સંસાર સર્જ્યા પહેલાં સમગ્ર જીવનને જાણે કે ગમ્મતરૂપ કરવા ચેષ્ટા કરતું હોય છે.

બાળકનું સ્વચ્છ, શાંત મન માયાના મોજાં અને વિચારોનાં વાદળોથી મુક્ત હોવાને કારણે કોઈપણ જણુસ સાથે ઘણા ભાવપૂર્વક રમી શકતું હોય છે. પોતાનું બાળક જીવનસંઘર્ષમાં વિજયી બને એવી ભાવનાથી પ્રેરાઈ માતાપિતાએ સમજપૂર્વક રમકડાંનું સર્જન કરેલું છે. આ રમકડાં વડે 'દેવના દીધેલ' રમકડાં સાથે મા-બાપ પણ વડપણ ભૂલીને રમવા લાગી જાય છે. માનવજીવનમાં બાળકો અને બાળકો માટેનાં રમકડાં સંસારની એક મોટી અજાયબી છે.

આદિમાનવે પોતાનાં ઓજારો તથા હથિયારોનાં ઘાટનાં નાનાં નકલી રૂપકડાં સાધનો નાનકડા હાથમાં મૂક્યાં. વડીલોના કામનાં ઓજારો ઉપરથી રમકડાનાં ઓજારો બન્યાં ને તેના મારફત નાનકડા બાળુડાંએ રમત સાથે ભવિષ્યની તૈયારી પણ કરવા માંડી. બાળક પુખ્ત થતાં સાચાં ઓજારો અને હથિયારો વાપરવાનાં આવ્યાં. જે સાધનો રમતનું નિમિત્ત હતાં તેને સહારે જીવનની શરુઆત થઈ. આદિકાળમાં શિકાર અને ખેતી માટેનાં સાધનો રમકડામાં પણ મળે છે. જ્યાં જ્યાં માનવવંશના સગડ છે ત્યાં ત્યાં આ ખિલૌનાની દુનિયા પણ છે. પ્રયત્નપૂર્વક બનાવેલ સુંદર નાની વસ્તુઓ બચપણનો આનંદ અને ભાવિ જીવનનું જ્ઞાન એમ દ્વિવિધ હેતુ માટે સર્જાયેલી લાગે છે. સિંધુખીણની સભ્યતામાં પ્રાપ્ત અનેક પ્રકારનાં પશુઓની આકૃતિ સ્ત્રી-પુરુષ અને અન્ય મૃણ્મયમૂર્તિઓ કદાચ બાળકની રમત અર્થે જ સર્જાયેલાં રમકડાં હશે. એ રમકડાંઓ તે સમયના સમાજનું પ્રતિબિંબ પાડે છે ખરાં પરંતુ, એ જ વસ્તુઓ ધર્મનાં ચિહ્નો હશે એમ માનવું વધારે સયુક્ત લાગે છે. અનેક સ્થળેથી પ્રાપ્ત પૈડાં, ગાડું, વૃષભ, ઘેટું, ખીસકોલું, પૂતળાં વગેરે બાળકો અર્થેનાં રમકડાં છે. આ રમકડાં પકાવેલી માટી, પત્થર, કાષ્ટ, હાડકાં, તાંબુ વગેરેમાંથી બનાવેલાં જણાય છે. પકાવેલી માટીનાં રમકડાં પાછળ દેખાતાં કાણાં પીંછાં ભરાવવા માટે હશે. શરૂઆતમાં પ્રાપ્ત માટીનાં રમકડાં બાળક તોડીફોડી નાખતું તેથી વધારે ટકાઉ પદાર્થમાં વધારે કાળજીપૂર્વક નવું રમકડું માણસ બનાવતો ગયો છે અને એમ ધાતુનાં રમકડાં સુધી વિકાસ થયેલો લાગે છે. પાછળથી રમકડાંનો ઉપયોગ ઘરની શોભા માટે પણ થયેલો જણાય છે.

સમયના વિકાસ સાથે માણસ વધારે ને વધારે સંસ્કારી બનતો ગયો છે અને તેણે સિદ્ધ કરેલી ભૌતિક સગવડો પણ રમકડાંના સર્જનમાં પ્રતિબિંબિત થયેલી જણાય છે. કાળક્રમે આધ્યાત્મિક વિકાસની હોંશવાળા માવતરોએ પોતાનાં બાળકો માટે એવા સ્ત્રી-પુરુષો અને સાધનોનું સર્જન કરેલું જણાય છે, જેમાં યોગી, સાધુ, રામસાગર લઈને બેઠેલી સ્ત્રી વગેરેને ગણાવી શકાય.

યુગે યુગે સુધારા સાથે રમકડાંનો વિકાસ થયો, ક્ષેત્ર વિશાળ બન્યું, માધ્યમ બદલાયાં, સમૃદ્ધ કુટુંબમાં સોના ચાંદી આવ્યાં, ચામડાનો ઉપયોગ થયો અને મોતી-ભરતનાં કામ પણ થયાં. આજે તો પતરાં, પ્લાસ્ટિક, રબ્બર અને યંત્રથી ચાલતાં ચાવીવાળાં રમકડાં પણ શોધાયાં. વીજળીથી ચાલતી આગગાડી અને ઊડતાં હેલિકોપ્ટરો, લડતા સૈનિકો અને બોલતાં બાબલાઓ એમ માનવીની અનેક પ્રકારની કરામત

રમકડાંમાં પણ ઝિલાયેલી છે. રમકડાંની સૃષ્ટિ પૃથ્વી ઉપરની બીજી સૃષ્ટિ છે. આ સૃષ્ટિમાં અદ્યતન કાળમાં પ્રવેશેલો કસબ માનવીનાં મનને ઝિલે છે. રમકડાં પણ માનવી જેવાં જ કરામતી બન્યાં છે. રમકડાં માનવીને સર્જે છે કે માનવી દ્વારા રમકડાં સર્જાય છે એ ભારે ગહન પ્રશ્ન છે. દેશ અને કાળના ઐતિહાસિક તબક્કામાં રમકડાં જેવું સાધન માનવીને ઘડવામાં કામ લાગ્યું હોય એમ જણાય છે. એસ્કિમો અને આરબ, રેડ ઈન્ડિયન અને મલયાવાસી, પીગ્મી, અને બર્બર, ઝૂલુ, અને અંગ્રેજ, ચીના અને સિંહાલી તેમજ આપણા પંજાબી અને તામિલ વગેરે લોકોનાં જીવન એકબીજાથી જુદાજુદા પ્રકારનાં છે. તેમનાં રમકડાં પણ આ ભિન્નતાને ઝિલે છે. વડીલોએ બનાવેલાં રમકડાં બાળકોને ઘડે છે એ ન્યાયે રમકડાંઓએ માનવીનું સર્જન કરવામાં હિસ્સો આપ્યો જણાય છે. ગુપ્તયુગના અને આજના રમકડાંમાં સમયનો ફેર જોવા મળે છે. દેશ અને કાળ બંનેને ઝિલતાં આ રમકડાંઓ પ્રજાને ઘડવાનાં કારણે પણ બનેલાં છે. લાકડાની તલવાર ફેરવતો શિવાજી, ઔરંગઝેબ જેવા હિંદુઓના કટ્ટર શત્રુનો સામનો કરે છે, તે અતિ જાણીતો દાખલો છે.

## સૌરાષ્ટ્રનાં રમકડાં

માનવી વસ્તીવાળા કોઈપણ ભાગમાં બાળકોની રમત અને તેમનાં રમકડાં ત્યાંના લોકજીવનનું પ્રતિબિંબ પાડે છે. સૌરાષ્ટ્રમાં બધે જ નાની દીકરીઓ ઘોલકાં ઘૂંપણાં કરી ચૂલા ફૂલકાં માંડી નાની છીપરડાની ઘંટી બનાવી ઢીંગલાને વર કલ્પી ઘરઘર રમતી હોય છે. તેમા સાંઠીકડાનું સાંખેલું, રવાઈ, બાવળની શળો ભેગી કરી ઘોડિયાં અને માબાપનાં ફાટેલતૂટેલ લૂગડાંમાંથી ખોયું બનાવી માતા બનીને ઢીંગલા સાથે રમતી હોય છે. આ ઢીંગલાં–પોતિયાંની રમત સૌરાષ્ટ્રની બધી જ કોમોમાં ઘણા લાંબાકાળથી રમાતી હોય તેમ લાગે છે. આ સાથે પાંચીકે રમવું, ગોર માંડવી, મોળાવ્રતમાં નદીની રેતીમાં ઉંડો બનાવી રમવું એમાં પાંચ પાંચીકડામાં કો'ક ધાર્મિક માન્યતાના તો ડેડા જોવામાં ઈતિહાસના તંતુ ગુંથાયેલા જણાય છે. દીકરીઓની રમત મોટે ભાગે ઓછી ખર્ચાળ અને વધારે લાગણી પ્રધાન હોય છે. છોકરાઓ ગાડાં અને ગોધલા બનાવી કે સાંઢિયા, હાથી, ઘોડા, ગાય, ભેંસ, વાછરડાં માટીમાંથી ઘડી તેને દોરીથી બાંધી પશુપાલક જીવન જેવી રમત રમતાં હોય છે. મલોખાંનાં ગાડાં, સાંતીડાં, પટપટિયા અને એવાં જ બીજાં રમકડાંથી કૃષિ જીવન તથા ગ્રામરક્ષકની ભાવનાને પોષક બીજી રમતો રમતા હોય છે. બાવળની શૂળ અને બકરીની લીંડીનાં ફેરકણાં તથા શિંગલા ઘેટા, ચકડોળ, તેલપળી વગેરે દ્વારા વૈશ્યજીવનની નકલ કરતા હોય છે. જરાક મોટા થતાં ભમરડા અને મોયદાંડિયા, સાતતાળી, બથગબડી અને હૂતૂતુ એમ રમકડાંના આધાર વિનાની રમતો રમતા થાય છે.

આ રમકડાઓમાં ગાય, બળદ મોર, અને પોપટ બધી કોમમાં સામાન્ય જણાય છે. જુદી જુદી કોમ મુજબ એના રંગરાગમાં થોડોક ફેરફાર દેખાતો હોય છે. ડુંગરમાં રહેનારી પ્રજા અને નદી કાંઠે કે દરિયા કિનારે રહેતી પ્રજાના રમકડાં પોતપોતાની વિશિષ્ટતા બતાવે છે. ખારવાના છોકરાં નાનકડાં વહાણ અને હોડકાં બનાવીને રમે છે. બાવા–સાધુનાં છોકરાં દેવમંદિર માંડે છે, વાણિયા–લોહાણાનાં છોકરાં હાટ–દુકાન, ખેડૂતનાં છોકરાં કોશવાડી કરે છે. દરેક કોમમાં ઢીંગલા અને ઢીંગલીનું આકર્ષણ સૌથી વિશેષ છે. મેળામાંથી નાનકડો દીકરો ઢીંગલી લઈ આવે એ તો જાણે સાચી વહુવારુ આવી હોય એવી નજરથી કુટુંબ આખું થોડા દિવસ તેનાં લાડચાગ કરે છે. ઢીંગલો અને ઢીંગલી મહાનિબંધ લખી શકાય એવા વિષયો છે. મનુષ્યને મનુષ્ય કરતાંય મનુષ્યની આકૃતિવાળા રમકડાંમાં વિશેષ રસ છે. માણસ–ભૂખ્યો સૌરાષ્ટ્ર અજાણ્યા માનવીની જેમ નવા નવા ઢીંગલા ઢીંગલીને હરખભેર સત્કારે છે. લાજ કાઢીને ઘરના ખૂણામાં બેસાડેલી ઢીંગલી મોટી ઉમરનાં માણસોને પણ મલકતા કરી રમકડાનું આકર્ષણ ભોળી પ્રજાઓમાં સૌથી વિશેષ વરતાય છે.

આ રમકડાંનું સર્જન દાદા–દાદીના હાથે પ્રારંભાય છે. ગામનો સુતાર તેમના ઘરાકનાં છોકરા માટે લાકડાની ચલણગાડી, ગોધલા, હરણુ–રેડા, ભમરડા અને ભંભૂટિયાં બનાવતો હોય છે. શ્રીમંત લોકોના

બાળકો માટે સોની કંસારા ધાતુમાંથી પશુ પંખી સર્જે છે. ક્યારેક ગામનો કુંભાર દાદીમાની મદદમાં આવી માટીનાં ઘંટી, ઘોડા, નાનકડા ચૂલા તાવડી બનાવી જતો હોય છે. રંગબેરંગી કપડામાં ઘોડાની લાદ ભરીને રમકડાં બનાવવાનું કામ વાઘરી કોમની બાઈઓ કરે છે. અંદર લાદ ભરેલા પોપટડા સૌરાષ્ટ્રની વિશિષ્ટતા છે. વાઘરી બાઈએ બનાવેલા ઢીંગલા ઢીંગલીથી રમવું દરેક કોમના છોકરા–છોકરીઓનો બચપણનો લહાવો છે. કાગળનાં ફેરકણાં, વાંસના પાવા, લાકડા કે લોખંડની પાટીનાં ચડ્ચડિયાં, ફૂંકથી વાગતી અને ફરતી ચકરડી, વાંસની પટ્ટી ઉપર સામ સામી ચાંચ મારતા કૂકડા, વાગી શકે એવા ચામડાનાં ઢોલ અને ડમરુ, લાકડાની ચૂસણિયો, ઘૂઘરા, ઘોડિયા ખાટલા અને લોઢાના તવીથા–તવા વગેરે અનેક પ્રકારનાં સાદા રમકડાં સૌરાષ્ટ્રમાં આજે પણ ઠેર ઠેર જોવા મળે છે.

ધોરાજી, જૂનાગઢ અને મહૂવાના કાષ્ઠનાં રમકડાં, પાલિતાણા, ભાવનગર, શિહોરનાં પીતળનાં રમકડાં, કચ્છી કારીગીરીની અસર ધરાવતાં જામનગરનાં કાષ્ઠ તથા ધાતુનાં રમકડાં, પોરબંદરના ખારવા સુથારોની વિવિધ પ્રકારના હોડી, વહાણુ, આગબોટનાં રમકડાં, મોરબી, થાનનાં માટી તથા કાચનાં રમકડાં, ખંભાળિયાના લોઢાનાં રમકડા, વગેરે દેશ–વિદેશમાં ખ્યાત રમકડાંઓ છે. બીજા વિશ્વયુદ્ધ પહેલાં જાપાનથી આવેલાં રમકડાં અને ઈંગ્લાન્ડથી આવેલાં સુંદર ચીનાઈ માટીનાં રમકડાં તથા વિક્ટોરિયન શોભાનાં કાચનાં રમકડાં એક કાળે સૌરાષ્ટ્રમાં વખણાતા. મોરબી–થાનનાં કાચનાં રમકડાં તેનું પ્રતિબિંબ પાડે છે. રાજકોટ–જૂનાગઢ વગેરે સ્થળોએ ખડમાંથી બનાવેલાં લાખ ચડાવેલાં રમકડાં હમણાંની નવી પરંપરા છે.

યંત્ર સંસ્કૃતિના વિકાસ સાથે રમકડાંએ પણ નવો વળાંક લીધો છે. આજના માનવી જેવા તકલાદી લક્ષણો પણ આજના રમકડામાં જોવા જોવા મળે છે. બાળકમાંથી યુવાન અને પ્રૌઢ બનતો માણસ એક દિવસ જેની સાથે ગાઢ મમતથી રમ્યો હતો તે રમકડા તરફ નિસ્પૃહ બને છે. રમકડાંનો આ સંદેશ જીવનમાં ઊતરે અને જુવાન વયમાં જેની સાથે મમતા દેખાડી હોય તેને રમકડાં સમજી મોટી ઉંમરે નિસ્પૃહ થવાય તો જીવનની રમત જીતી જવાય.

*

પૃ. ૩૯૫થી ચાલુ]

અને કસબની હેઠે રૂપાની ઘૂઘરીઓ સીવેલ હોય ઓછામાં ઓછી એકશેર ચાંદીની ઘૂઘરીઉં બનતી. રાજદરબારમાં આ ઘૂઘરીઉં સોનાની અપાતી. આ પોષાકમાં નવી વવારૂ (વહુઆરૂ) દેવદર્શને કે મોટેરાંને–વડેરાંને પગે પડવા જાય ત્યારે શેરી – બજાર આખાં થંભી જતાં. નવી વહુ ગામમાં આવ્યાની વણપૂછી જાહેરાત થતી. એ ઘૂઘરવટ ઘાઘરાની ઘૂઘરીઉંના વાદમાં એના પગના ઝાંઝર પણ રૂમ્મા ઝુમ્મા સાથ પુરાવ્યે જતાં.

## ત્રોફ–ત્રાજવાંના શણગાર

સોના–ચાંદીના ઘરેણાના ઘાટ પણ સોળે કળાએ સુંદર અને આકર્ષક હતા આટ આટલા શણગાર સજાવટની સાથે માનવીએ પોતાના અંગ ઉપર ત્રાજવાં ત્રોફાવી મનમાની શોભા વધારી. બાઈ માણસોને હાથે, પગે, હૈયે, હોઠે, ગાલે ને ગળે ત્રાજવાં ન હોય તો બીજા શણગાર એને અધુરા લાગ્યા હશે ! આ કસબમાં પુરૂષોએ પણ કાંડે પોંચે સાંકળી અને લાડુડા ત્રોફાવી પોતાનૃ રૂપ વધાર્યાનું ગૌરવ લીધેલ દેખાય છે.

## લોહી ત્રબકતાં અંગ માટે હીર–મોતી

બીજી એક વાત છે:

કંથા રણમેં જાયકે; ભાગીન મત લજાવ;
ઝોળી આવે ત્રબકતી, ઈ મરદા કેરી મજાય.

ભરત–ગૂંથણના તો પાર જ નથી. પણ એક નવીન ગૂંથણ હીરની દોરીઓની માંછલાંની જાળ જેવી ઝોળી ઘાયલ આદમીને રણસંગ્રામમાંથી ઘર ભેગા કરવાની મેં જસદણ તાબે કૂંદણીના દરબાર ઉનડ ખાચરને ઘેર ભાળી. એ હીરની ઝોળીમાં ઘાયલ માણસને ઘોડાંના ધાંસીઆ (ગાદલી) ઉપર સુવરાવી બે ઘોડાંના કાઠાની હનાની ઢીંગલીઓમાં ઝોળીના સામ સામા છેડા બાંધી ઘાયલને એમાં સુવરાવી ઘરે લાવતા. હીર–ગૂંથણનો કસબ અહીં સુધી પહોંચ્યો છે.

# દિવાળીનો સાથિયો

નરોત્તમ પલાણ

સાચા અર્થમાં તો કલાનો જન્મ એ જ મનુષ્યનો જન્મ છે. આદિકાળમાં જ્યારે એક પશુને હાથે રંગ-રેખાલયનો આવિર્ભાવ થયો ત્યારે જ તેણે મનુષ્યત્વ સિદ્ધ કર્યું. મનુષ્યને પશુથી અલગ પાડનારું તત્ત્વ કલા છે. કલાની અનેક વ્યાખ્યાઓની સામે આપણે એક સાદી સીધી સમજણ મૂકી શકીએ : બુદ્ધિપૂર્વક વ્યક્ત થયેલો હૃદયનો ઊમળકો તે કલા છે. *

ભારતીય શાસ્ત્રકારોએ કલાના ચોસઠ પ્રકારો ગણાવેલા છે, તેમાં 'कलानां प्रवरं चित्र' કહીને સર્વ કલાઓમાં ચિત્રકલાને શ્રેષ્ઠતા આપી છે. જે ઘરના આંગણાંમાં ચિત્ર દોરેલું હોય છે ત્યાં મંગલતા પ્રથમથી જ વાસ કરે છે એવું શાસ્ત્રવચન છે. * આશ્રમો અને રાજમહેલોના દ્વાર પાસે ચિત્રો હંમેશા દોરવામાં આવતાં. જન્મ, લગ્ન અને અન્ય ઉત્સવો વખતે આંગણાંમાં ચિત્ર દોરવાની જે પ્રથા હતી તે આજે માત્ર દિવાળીના ઉત્સવ પૂરતી જ જોવા મળે છે. દિવાળીના ચાર દિવસોમાં રાયરંક સૌ પોતાના આંગણામાં રુચિ મુજબનાં જે ચિત્રો તૈયાર કરે છે તેને સૌરાષ્ટ્રમાં "સાથિયો" કહે છે. સાથિયો અહીં રંગોળીના પર્યાય તરીકે છે.



પરોઢિયું[1] થતાં જ દિવાળીના દિવસોમાં પુત્રી કે પુત્રવધૂ દિવાના આછા ઉજાસે અબીલ ગુલાલથી ઘરને આંગણે સાથિયો પૂરવા બેસી જાય છે : ચિત્ર-વિચિત્ર વેલબુટ્ટાં, જુદા જુદા આકારનાં ફૂલ તથા પાન અને કોઈ વિશેષ આવડતવાળી નાર સ્વસ્તિકની આજુ-બાજુ હાથી, પોપટ, મોર જેવા પશુપંખી તથા મહાજન વર્ગ લક્ષ્મીજીનાં પગલાં દોરે છે. અબીલને બદલે ચૂનો, ગુલાલ અને પીળા રંગ માટે હળદરનો ઉપયોગ થાય છે.

લોકકલાના આ 'સાથિયા'નાં મૂળ બહુ પ્રાચીન-કાળમાં છે, આજથી બે હજાર વર્ષ સુધીનો તેનો ઇતિહાસ આલેખવાના પ્રયત્નો શ્રી રાય કૃષ્ણદાસ, શ્રી વાસુદેવ શરણ અગ્રવાલ, શ્રી વાચસ્પતિ ગૈરોલા અને શ્રી પી. કે. ગોડે જેવા ભારતીય તથા અનેક પરદેશી વિદ્વાનોના હાથે થયેલા છે. સૌરાષ્ટ્રમાં જેને 'સાથિયો' કહે છે તેને ગુજરાત–મહારાષ્ટ્રમાં 'રંગોળી', રાજસ્થાનમાં 'માંડણાં' બંગાળમાં 'અલ્પના' અને દક્ષિણમાં 'મુગ્ગુલુ' કહે છે.

---

* શબ્દની દૃષ્ટિએ 'કલા'માં 'કલ' ધાતુ છે. 'કલ' એટલે સામાન્યતઃ 'કરવું'. 'કલા'માં 'કર્તૃત્વ'નો અર્થ છે. 'અમર કોશ' 'કડ્' ધાતુ લઈને 'પ્રસન્ન કરવાની શકિત જેમાં છે તે કલા' એવો અર્થ આપે છે. 'ક'નો અર્થ 'આનંદ' થાય છે એટલે 'आनंदम् लाति इति कला' – 'આનંદ આપનાર તે કલા' એવો અર્થ થાય છે. અંગ્રેજી 'આર્ટ' શબ્દ પણ સંસ્કૃતમાંથી લેટિનમાં ગયો છે. 'આર્ટ'માં 'અર્' ધાતુ છે, તેનો અર્થ થાય છે 'કરવું' આ ઉપરથી 'આર્ટ' એટલે કરેલું, બનાવેલું, સર્જેલું. સંસ્કૃતમાં 'દૂર' ધાતુ છે, જેનો અર્થ થાવ છે 'કામમાં લેવું.' સંસ્કૃતના આ 'દૂર્' ઉપરથી લેટિનમાં 'અર' થયું અને આખો શબ્દ 'આર્સ' બની અંગ્રેજીમાં 'આર્ટ' થયો.

* कलानां प्रवरं चित्रं धर्मकामार्थ मोक्षमम् ।
मंगल्यं प्रथमं चैतद्गृहें यत्र प्रतिष्ठितम् ॥
विष्णुधर्मोत्तर

સાથિયો અથવા રંગોળી દિવાળીના ઉત્સવ સાથે સંબંધ રાખે છે. ઇતિહાસવિદો માને છે કે દિવાળીનો ઉત્સવ છેલ્લાં બે હજાર કે તેથી વધારે વર્ષ થયાં ઉજવાઈ રહ્યો છે. ચૌદમી સદીમાં વઢવાણમાં થયેલો મેરુતુંગ પોતાના 'પ્રબંધ ચિંતામણિ' માં 'દીપાવલી' નો ઉલ્લેખ કરે છે. 'હેમાદ્રી' માં 'લક્ષ્મી પ્રબોધ' 'લક્ષ્મીપૂજન' અને 'પદ્મપુરાણ' માં 'બલિરાજય પ્રવર્તિની' તરીકે દિવાળીના ઉલ્લેખો છે. આચાર્ય હેમચંદ્ર પોતાની 'દેશીનામમાલા' માં 'જકખરત્રી 'દીવાળી' 'દીપાવલિકા' એવા ઉલ્લેખો આપે છે. દશમી સદીનો સોમદેવ પોતાના 'યશતિલકચંપૂ' માં 'દીપોત્સવ'/ સાતમી સદીનો રાજવી નાટયકાર શ્રીહર્ષ 'નાગાનંદ'માં 'દીપપ્રતિપદુત્સવ' અને ઈ. સ. ની શરૂઆતમાં લખાયેલા મનાતા 'કામસૂત્ર' માં યક્ષરાત્રિ' તરીકે દિવાળીના ઉત્સવનો સંકેત મળી રહે છે. અતઃ છેલ્લા બે હજાર વર્ષના દિવાળી ઉત્સવના ઉલ્લેખો આપણી પાસે છે.

દિવાળીના સાથિયાનું–રંગોળીનું પગેરું કાઢીએ તો લક્ષ્મીપૂજન કરાવવા આવનાર બ્રાહ્મણ 'ગોમયનું લેપન કરી તેની ઉપર સ્વસ્તિક દોરવો' એવું શાસ્ત્રવચન સંભળાવે છે. * રંગોળી વિશે સૌથી વિગતપૂર્ણ માહિતી ચાલુકય રાજવી સોમેશ્વર ઈ. સ. ૧૧૨૯ માં લખાયેલા પોતાના 'માનસોલ્લાસ' માં આપે છે. 'માનસોલ્લાસ' અથવા 'અભિલાષિતાર્થ ચિંતામણિ' એક સો પ્રકરણોમાં વિભક્ત થયેલો સંગીત, –નૃત્યુ અને ચિત્રકલાની ચર્ચા કરતો મહાગ્રંથ છે. ચિત્રના પ્રકારો ગણાવતા આ ગ્રંથમાં વિદ્ધ, અવિદ્ધ, ભાવચિત્ર, રસચિત્ર અને ધૂલિચિત્ર એવા પાંચ પ્રકારો આપી 'ધૂલિચિત્ર'ની વિગત આપે છે. શિલાચૂર્ણથી, પથ્થરના ભૂકાથી (ચૂનાથી) ઘરને આંગણે 'ધૂલિચિત્ર' દોરવામાં આવે છે. સોમેશ્વરનો સમકાલીન 'શિલ્પરત્ન'નો કર્તા કુમાર પણ 'ક્ષણિક ચિત્ર' અને 'ધૂલિચિત્ર'નો ઉલ્લેખ આપે છે. સફેદ ચૂર્ણથી વૈશ્યો પોતાના આંગણે 'ક્ષણિક ચિત્ર' દોરે છે. 'ધૂલિચિત્ર'માં દ્રવ્યનો ઉપયોગ પણ થાય છે. આ સમયથી જૂનો ઉલ્લેખ આચાર્ય હેમચંદ્રમાં 'આઈપ્પણ' (ગુજરાતી : લીંપણ ?) થી મળી રહે છે. દશમી સદીના યશતિલક ચંપૂમાં 'રંગાવલી' તરીકે રંગોળીનો સ્પષ્ટ ઉલ્લેખ છે. સૌરાષ્ટ્રના ગામડામાં 'ઓળીપો કરવો' કહે છે, તે જ રંગ + ઓળી=રંગોળીમાં છે. રંગનો ઓળીપો કરવો. શુભઅવસરે આંગણામાં અબીલગુલાલ કંકુ છાંટવામાં આવે છે. વૈષ્ણવો જુદા જુદા રંગનું લીંપણ કરે છે. પ્રાચીન સમયમાં આને તંદુલકુસુમબલિ વિકારા :' કહેવામાં આવેલ છે. ઈ.સ.ની શરૂઆતમાં રચાયેલા મનાતા 'કામસૂત્ર'માં ચોસઠ કલાઓમાં 'તંદુલબલિ વિકારાઃ' નામની એક કલાનો ઉલ્લેખ મળે છે. સૌરાષ્ટ્રના સાથિયાનું એ આદિ મૂળ જણાય છે.



દિવાળીના૨ દિવસોમાં ઘર આંગણે દોરાતા સાથિયાનું સંયોજન સંપૂર્ણતઃ લોકકલા ઉપર આધાર રાખે છે. ડેલીના બારણાની બન્ને બાજુથી ચૂનાનો સીધો લીટો અથવા ગુજરાતી સાતડાના આકારની પ્રવાહી વેલ દોરતાં દોરતાં સામેની બાજુએ 'સાથિયા'નું દ્વાર મૂકવામાં આવે છે. અંદર બનેલા ચોકમાં વચ્ચે સ્વસ્તિક, તેની આજુ બાજુ રુચિનુસાર વેલબુટ્ટાં અને લોકકલાના 'લખમી પગલાં' મૂકવામાં આવે છે. (જુઓ રેખાંકન) સમૃદ્ધ કુટુમ્બ પોતાના આંગણામાં અબીલગુલાલનો છંટકાવ કરે છે અને સાથિયા ઉપર આખી રાત તેલનો દીવો બળતો રાખે છે.

દિવાળીના સાથિયો આમ જુઓ તો માનવીની સનાતન એષણા છે. 'શુભ' ને ઝંખવું, 'મંગલ'ની ખેવના રાખવી સૌનો સ્વભાવગત ધર્મ છે. હજારો વર્ષ થયાં પ્રજા પોતાના આંગણામાં સાથિયો અને દીવો મૂકીને મંગલની કામના કરી રહી છે. સૌની એ કામના ફળો.

---

* प्रात:काल स्त्रियां कार्यं गोमयेनानुलेपनम् ।
अकृत स्वस्तिकां या तु क्रामेल्लिप्तां च मेदिनीम् ॥

# સૌરાષ્ટ્રનું હીર–સૂતરાઉ ભરતકામ

લેખક અને તસ્વીરકાર : ડૉ. હરિભાઈ ગૌદાની

ભર નામ સંસ્કૃત શબ્દ ઉપરથી 'ભરત' શબ્દ ગુજરાતી ભાષામાં ઉતરી આવ્યો છે. સંસ્કૃત-શબ્દ 'ભર' નો અર્થ ભરવું થાય છે. ગમે તે પ્રકારના કાપડ ઉપર સૂતરાઉ, રેશમ, ઊન, જરી અને ભીંડી જેવા તારોથી ભરવામાં આવતી અનેક પ્રકારની ભાતોને ભરત કહેવામાં આવે છે.

ભારતવર્ષના જુદાજુદા પ્રાંતોમાં ભરતકામની જુદીજુદી પદ્ધતિઓનો છેલ્લા આઠ સૈકામાં અનેકવિધ રીતે વિકાસ થયો હતો. પણ છેલ્લા સૈકામાં ભારત વર્ષના અમુક પ્રાંત સિવાયની બીજા પ્રાંતોની ભરત-કામની જુદી જુદી શૈલીઓનો વિકાસ થતો અટકી પડયો અને ઘણા પ્રાંતો પોતાની ભરતકામની આગવી-શૈલી ભૂલી ગયા. હાલમાં તો ભારતવર્ષમાં ફકત કાશ્મીરનું કાશ્મીરી ભરત, પંજાબનું ફુલકારી ભરત, ચંબાનું રૂમાલ ભરત, બંગાળનું કંથા ભરત, મધ્ય-પ્રદેશનું ફુલગોટા ભરત, આંધ્રપ્રદેશનું ભરત અને ગુજરાત–સૌરાષ્ટ્રનાં ભરતકામની વિસેક જેટલી જુદી જુદી શૈલીઓ અસ્તિત્વ ધરાવે છે.

ભરતકામની જુદીજુદી અનેક શૈલીઓની દૃષ્ટિએ સૌરાષ્ટ્ર જેટલો સમૃદ્ધ પ્રદેશ દુનિયાભરમાં બીજો કોઈ નથી.

ભારતવર્ષ સિવાય દુનિયાભરના બીજા કોઈ દેશોમાં સૌરાષ્ટ્ર જેટલી ભરતકામની વિવિધ શૈલીઓનો બહુલક્ષી વિકાસ થયો નથી એ હકીકત છે.

સૌરાષ્ટ્રમાં ભરતકામની જિલ્લાવાર તથા જ્ઞાતિવાર એમ બે પરંપરાઓનો વિકાસ થયેલ જોવા મળે છે. આ બે પરંપરાઓમાં જિલ્લાવાર પરંપરા કરતાં જ્ઞાતિવાર પરંપરાનો ઘણો જ વિકાસ સધાયેલ જોવા મળે છે.

સૌરાષ્ટ્રના જ્ઞાતિવાર – ભરત, પરંપરાઓમાં કાઠીભરત, મહાજનભરત, કણબીભરત, ચારણભરત, મેરભરત, આહીરભરત, સથવારાભરત, ખરકભરત, કોળીભરત, ભાટીયાભરત, અબોટી અને પલેવાળ બ્રાહ્મણભરત, સગરભરત, કારડીયા રજપૂત–ભરત, ભરવાડભરત, વિગેરે જ્ઞાતિવાર ભરતની પરંપરાઓ હાલમાં પણ અસ્તિત્વ ધરાવે છે.

જિલ્લાવાર ભરતની કાઠિયાવાડની પરંપરાઓમાં હાલારી, ગોહીલવાડી, સોરઠી, ઝાલાવાડી. ખુમાણી, અને બાબરીયાવાડી ભરત પરંપરાઓ અંશતઃ અસ્તિત્વ ધરાવે છે. પણ એ પરંપરાઓ જ્ઞાતિવાર ભરતની પરંપરાઓમાં અંતરગત થઈ ગયેલ દેખાય છે.

ઉપર જણાવેલ ભરતની બધી પરંપરાઓથી જુદી મોચીભરતની જ્ઞાતિવાર કે જિલ્લાવાર પરંપરા-ઓથી જુદી પરંપરા સૌરાષ્ટ્રમાં હાલમાં પણ અસ્તિત્વ ધરાવે છે. મોચીપરંપરા વિશેષતઃ ધંધાદારી પરંપરા ગણાય. સૌરાષ્ટ્રની મોચીકોમના કેટલાક ભરતકામના કારીગરો ખાસ પ્રકારનું મોચીભરત રજપૂત ગરાસિયા કાઠી, મહાજન, નાગર વિગેરે કોમોને એમની જ્ઞાતિના રિવાજ મુજબ ભરી આપે છે. પણ એ ભરતકામમાં પોતાની મોચીભરતની આગવીશૈલી જાળવી રાખે છે. તેથી મોચીભરતમાં જ્ઞાતિવાર વિવિધતા ઉપરાંત મોચીભરતની આગવીશૈલી જોવા મળે છે.

મોચીકારીગરો મોચીભરત ઉપરાંત રેશમના કાપડ ઉપર જરીના તારથી ભરવામાં આવતું ચાડા-ભરત પણ ભરે છે. કેટલાક મોચીકારીગરો ઘોડાના ચામડાના સાજ ઉપર તથા તલવારના ચામડાના પટા ઉપર જરીના તારોથી તથા હીર કે ઊનના તારોથી ચાડાભરતને મળતું ભરત ભરે છે.

ભરતકામની ઘરસુશોભન શૈલી ઉપરાંત નાના બાળકો, કિશોરો, અને કવચિત યુવાનોને પહેરવાના ટોપી, કડિયાં, આંગડી વિગેરે પોશાક ઉપર થતા ભરત-કામની અમુક જ્ઞાતિની જ્ઞાતિવાર શૈલી હાલમાં પણ

૨૭૦૬૭

અસ્તિત્વ ધરાવે છે. ઘોડા, બળદ વિગેરે જાનવરોને શુભ અવસરે શણગારમા માટેનું કોમવાર ભરતકામ સૌરાષ્ટ્રમાં હાલમાં પણ પ્રચલિત છે.

સંવતના અગિયારમા સૈકામાં ઉત્તર ગુજરાત તથા કચ્છમાં કાઠી કોમ ઈરાન તરફથી ઊતરી આવી. આ કોમ આ પ્રદેશમાં થોડો સમય રહી પણ એ પ્રદેશમાં કાઠીકોમને ફાવ્યું નહીં એટલે એ કોમ સંવતના બારમા સૈકામાં કચ્છ તથા ઉત્તર ગુજરાતમાંથી સૌરાષ્ટ્રમાં જઈ વસી. અને સૌરાષ્ટ્રમાં એ કોમની વસાહતોનો વિકાસ એટલો બધો થયો કે સૌરાષ્ટ્ર દેશનું નામ કાઠીકોમનાં કોમી નામથી કાઠિયાવાડ પડી ગયું. સૌરાષ્ટ્રમાં સૌ પ્રથમ કાઠી કોમ ભરતકામ લાવી હોય તેમ લાગે છે. અને આ કોમના ત્રણેક સૈકા જેટલા જૂના ભરતનાં પગેરાં મળી આવ્યાં છે. સૌરાષ્ટ્રમાં આવી વસ્યા પછી કાઠી કોમે ભરત કામમાં અનેકવિધ રીતે પ્રગતિ સાધી છે. તેમ એ કોમના ભરતકામના સૈકાવાર ભરત ઉપરથી સાબિત થાય છે.



૧ – કાઠીભરતનો ચાકળો. કોરમાં સૂરજફૂલ, કોળીફૂલ અને ગોટાફૂલની ભાત. વચગાળાના નવખંડમાં કથીપાની ડાબલી ભરતની ભાત.

સૌરાષ્ટ્રની [1]ભરતશૈલીમાં કાઠીભરતમાં ફીગરવર્ક એટલે કે રૂપકામ અથવા જીવતાજીવોનાં સુંદર પ્રતિકો ભરાયેલ જોવા મળે છે. રૂપકામને લઈને કાઠીભરત ઘણું જ રૂપાળું દેખાય છે. ભરતકામમાં વપરાતા કાપડનો રંગ તેના ઉપર ભરાતા રેશમ કે બીજા તારોના રંગો પસંદ કરવામાં કાઠિયાણીઓ જેવી પસંદગી બીજી કોઈ કોમની સ્ત્રીઓની નહીં હોય તેમ અવશ્ય લાગે છે. કાઠીભરતમાં કવચિત્ મોગલાઈ તેમજ કાષ્ઠ તથા પથ્થર ઉપર કોતરાયેલ રૂપકામના કેટલાક નમૂનાઓની અનુકૃતિઓ ઉપસાવવામાં કાઠિયાણીઓ પોતાની આગવી કાઠીશૈલી જાળવીને જ ભરતકામ કરે છે. આ વાત ઉપરથી એટલું નક્કી થાય છે કે કાઠી કોમે ભરતશૈલી સ્વયં કાઠી કોમે નીપજાવી છે, પણ એ શૈલીમાં કવચિત્ બીજી કળાશૈલીની આછી છાંટ જોવા મળે છે.



૨ – કાઠીભરતનો ચાકળો. કોર ઉપર ડોડવડી, પછી સૂરજફૂલ, આડાં કળીફૂલ, જમણીબાજુ સૂરજપૂજાનાં પ્રતિકો. પછી ખજૂરાની કોર અને ચાર ખંડ બાંધી બનાવેલ ચોપાટનાં ખાનાં.

[2] ઘેરા વાદળી રંગના કાપડ ઉપર ગુલાબી, પીળા, લીલા, વાદળી સેવાળીયા અને કેસરિયા રેશમના તારોનો ઉપયોગ ખૂબ જ કુશળતાપૂર્વક કરી કાઠિયાણીઓએ એ કાઠીભરતને દુનિયાના ભરતકામની ઊંચી પરંપરાની હરોળમાં મૂકી દીધું છે.

કાઠીભરતમાં જીવતા જીવોની પ્રતિકૃતિઓ ઉપરાંત ડાળીફૂલ, ફૂલગોટા, ફૂલવેલ, ઝીણા કાંગરા, કથીપાભરત, અડદિયા, ટોડવડી, વૃક્ષોમાં ખજૂરા, બાવળિયા વિગેરે વનસ્પતિઓનાં પગેરાં જોવા મળે છે. કાઠીભરત કામમાં પછીતપાટી, ઓસણ, ચાકળા, ટોડલિયા, ધાણીયા વિગેરે ભરતકામોમાં રામાયણ, મહાભારત અને બીજા પુરાણોના પ્રસંગો કુશળતાપૂર્વક આલેખાઈને ભરાયેલા જોવા મળે છે. સૂરજસ્થાપન એ પણ કાઠીભરતનું આગવું અંગ ગણાય.



૩ – કાઠીભરતનો ચાકળો. પ્રથમ કથીપાની ડાળલી. પછી અડદિયાની કોર. પછી આભલાં. પછી ખજૂરાની કોર. ચાર ખંડમાં ડાળલી કથીપાની ભાત અને વચમાં ચાર ડાળીની કોર.

કાઠી ભરત પછી સૌરાષ્ટ્રના ભરતકામમાં મહાજન શૈલીનું ભરત ઘણું જાણીતું છે. મહાજનભરતને કથીપા ભરત પણ કહેવામાં આવે છે. મહાજનભરત મુખ્યત્વે જૈન તથા વૈષ્ણવ વાણિયા, વાણિયા સોની, લુહાણા તથા બ્રાહ્મણની અમુક જ્ઞાતિઓ કરતી હોય તેમ દેખાય છે. કોઈ કોઈ ઠેકાણે કણબી કોમ પણ કથીપાભરત સારી રીતે કરી જાણે છે.

મહાજનભરતમાં વિશેષ: સફેદ કે વાદળી રંગના કાપડ ઉપર ભરતની આખી ભૂમિકાનું ભરત ઘેરા ગુલાબી રંગના રેશમથી કરવામાં આવે છે. ગુલાબી રંગના ભરતની ભૂમિકા ઉપર સફેદ, પીળો, લીલો અને વાદળી રંગ પણ પૃથક પૃથક જોવા મળે છે. સૌરાષ્ટ્રનું મહાજનભરત પાકિસ્તાનના દીર, સ્વાત અને બલુચીસ્તાનના પરગણાઓમાં વસતી પઠાણકોમના ભરતને અમુક અંશે મળતું દેખાય છે. પણ પઠાણ અને મહાજન પદ્ધતિના ભરતકામમાં થોડોક ફેર પડે છે. સૌરાષ્ટ્રના કથીપા ભરતના ટાંકા હમેશાં ક્રાંટિયાવાળા લેવાય છે. જ્યારે પઠાણ ભરતકામના ક્રાંટિયા અવળી-સવળી રીતને બદલે ભરતકામના કાપડને એક છેડેથી બીજે છેડે સીધા લીટીએ લેવામા આવે છે.



૪ – મહાજન–ભરતનું આઠ કોથળીનું તોરણ 'ચારકોર મોરપગલાંનું માથું' બાંધેલ કાંગરાં. પછી આભલાં અને ખજૂરીની કોર, પછી ડાળલીની કોર અને આભલાંની કોર. વચમાં કથીપાની ડાળલીની ભાત.

કાઠીભરતમાં કાચનો ઉપયોગ ખપ પૂરતો જ થાય છે. જ્યારે કથીપાભરતમાં કાચનો ઉપયોગ ચોરસ ખાના કે ચોક બાંધવામાં ચોકની ચારેબાજુ થાય છે. મહાજનભરતમાં ગાજના ટાંકાથી ચોડવામાં આવતા કાચ (ખાપ)નું ભરતકામ ઘણું જ ઉઠાવદાર દેખાય છે. આ ભરતની બીજી ખાસ વિશિષ્ટતા એ છે કે આખા ભરતકામની ચારેબાજુની કિનાર નજીક એક સરખાં કાંગરાઓ ભરવામાં આવે છે. અને કાંગરાઓનાં માથાં મોરપગલાંના ટાંકાથી બાંધવામાં આવે છે. કાઠીભરતમાં મહાજન ભરત જેટલા સુંદર અને માપસર કાંગરાં ભરવામાં આવતા નથી.



૫ – કથીપા ભરતનો ચાકળો. કાચ ભરેલ ચોક.

કથીપા 'ઉર્ફે' મહાજનભરતમાં એંસી ટકા ઉપરાંત ઘેરાગુલાબી રંગનું રેશમ ભરતની મોટા ભાગની ભૂમિકા બાંધવામાં કરવામાં આવે છે. આ ભરતકામમાં લીખનો ટાંકો, ચોકડીટાંકો, ગોળદાણો, અને મોરપગલાંમાં વિશેષતઃ સફેદ રંગનુ રેશમ વપરાયેલ જોવા મળે છે. મહાજનભરતમાં ભરાતા કાંગરાંઓમાં ક્યાંક ક્યાંક સફેદ, પીળા, અને વાદળી રંગનાં કાંગરાં ભરાયેલ જોવા મળે છે. ભૂમિતિના કોણો, કાપડનો રંગ, રેશમનો રંગ અને કાપડ ઉપર ભરાતી અળીએઅળી ભરતની તથા રંગમીલાવટની દૃષ્ટિએ તેમજ આભલાના ચોક બાંધવાની દૃષ્ટિએ મહાજનભરત આંખને ગમી જાય તેવું દેખાય છે. મહાજનભરત વધારે પડતું સાફ અને ચીવટથી ભરાયેલ દેખાય છે. આ ભરતકામમાં અડદિયાભરત પણ કરવામાં આવે છે.



૬ – કથીપાભરતનું પાન-કોથળિયું. ચારકોર મોરપગલાંથી માથું બાંધેલ કાંગરાં, પછી ડોડવડી, પછી ખજૂરો, પછી અડદિયાની કોર. વચમાં ચોકડી-દાણા ભરેલ ડાબલીનો ચોક, બન્ને છેડાની કોથળીઓમાં ચાંદરડાં ફૂલની ભાત. બીજી કોથળીમાં આંબો. વચલીમાં બુટ્ટી, ચોથીમાં આભલાંની હાર અને આધાંખડીની હાર.

મહાજનભરત પછી મહાજનભરત જેટલું જ અગત્યનું ભરતકામ સૌરાષ્ટ્રમાં વસતી લેઉઆ તથા

કડવા પટેલ કોમનું ગણાય. આ કોમની સ્ત્રીઓ આખો દિવસ સીમમાં કામ કરતી હોઈને તેની નજરે મોટે ભાગે ઝાડવાં, છોડવા, ફુલો, વેલો, જંગલીફળો, અને જુદીજુદી જાતનાં જાનવરો જોવા મળે છે. તેથી આ કોમની સ્ત્રીઓના ભરતકામમાં વાડી-વેલો, ૭સૂરજફૂલ,



૭ – કણબી ભરતનો ચાકળો. ચારચોક. ચોકમાં સામસામી મોરની પ્રતિકૃતિ. ચારે બાજુ વેલ અને કાંગરાં

ઘૂઘરીફુલ, કોળીફુલ, આખીસીકલ, અડધીસીકલ, અડદિયા, ડોડવડી, કેવડા, ફૂલદડા, ગલગોટા, વીજળીવેલ, પોપટવેલ, ઘીહરાવેલ, બાવળિયાનું ઝાડ, વિગેરેનું ભરત કરાયેલ જોવા મળે છે. પશુઓમાં આ કોમની સ્ત્રીઓ મોટે ભાગે બળદ, હાથી, સાવજ, મરઘલા, ગાય, ઘોડા, ઊંટ (સાંઢીઓ) વિગેરેનાં ભરત ભરે છે. અને પક્ષીઓમાં મોર, પોપટ, સૂડો, તથા કવચિત્ તેતરનું ભરત કરે છે. કાઠીકોમના ભરતકામમાં પણ પશુઓનું ભરત થયેલ જોવા મળે છે-

તડકાના ૮રંગ જેવા પીળા અથવા તો સફેદ-રંગનાં કાપડ ઉપર ભરત ભરવાનું કણબી કોમની સ્ત્રીઓ વિશેષ પસંદ કરે છે. પીળા રંગના કાપડ ઉપર સફેદ અને ગુલાબી રંગના રેશમના ગોટા તથા પાંદડાઓનું ભરતકામ એ આ કોમના ભરતકામનું આગવું અંગ ગણાય. કણબીભરતમાં ગુલાબી, સેવાળિયો, લીલો, વાદળી તથા ફૂલગુલાબી રંગ વિશેષ જોવા મળે છે. મહાજનભરતની જેમ ભૂમિતિના કોણોથી ભરવામાં આવતું કોળીફૂલનું ભરતકામ પણ કણબીકોમના ભરતકામનું આગવુ અંગ ગણાય.

કણબીકોમ ઉપરાંત ગોહિલવાડમાં વસતી ખરક અને પંચોળીકોમ, પોરબંદર પંથકમાં વસતી મેર કોમ તથા આહીર, સથવારા, અબોટી બ્રાહ્મણ, સગર, ભૂંકણિયા બ્રાહ્મણ, પલેવાળ બ્રાહ્મણ, ખેડવાયા કોળી, ખેડવાયા કુંભાર વિગેરે કોમો કણબીકોમના ભરતકામને મળતું ભરતકામ કરે છે. છતાં આહીર કોમના ભરતકામમાં કોમવાર થોડો થોડો ફેરફાર થયેલ જોવા મળે છે. જૂનાગઢપંથકમાં વસતી ખાંટ કોમનું ભરતકામ ખેડૂતકોમોના ભરતકામોમાં ઘણું જ ઉઠાવદાર ભરાયેલ જોવા



૮ – અરધી તથા આખી સીકલનો ગોદડા-ઢકણીઓ–ધાણિયો. પીળું કાળક. કણબી ભરત.

મળે છે।



૯ - ખેડૂત-ભરતનું સાખિયું. કોળીફૂલભરત.

ખેડૂતકોમના ભરતકામમાં ચાકળા, ચંદરવા, ટોડલિયા, તોરણ, પછીતપાટી, ટરપરિયા, પાનકોથળિયાં, વીંઝણા, ઘોડલીઆ, સાખપટ્ટી [૯]માડવાઉલેચ, ગણેશસ્થાતથા ગોદડા ઢાંકણિયો કે ધાણિયાનું ભરતકામ ગૃહશૃંગાર માટે વિશેષતઃ કરવામાં આવે છે. કાઠીકોમના ભરતકામમાં પણ ઉપર મુજબના દિવાલના તથા ઘરના સુશોભનનાં ભરતકામ થયેલ જોવા મળે છે. તદ્ઉપરાંત ઓરડાની સામી દિવાલના સુશોભનમાં વપરાતુ બેસણનુ ભરતકામ એ કાઠીકોમના ભરતકામનું આગવું અંગ ગણાય. ખેડૂતકોમ બળદના[૧૦] શૃંગારમાં ઝૂલ, મોરડા, મખેરડા, મથરાવટી વિગેરે ઉપર સુંદર ભરતકામ કરે છે. ઘોડારો ઘાસિયો અને ડોકિયાં તથા ઘૂઘી ઉપર પણ ખેડૂતકોમની સ્ત્રીઓ સુંદર ભરતકામ કરે છે. ગાડાંના માફા ઉપર પણ ખેડૂતકોમની સ્ત્રીઓ ઘણું સુંદર ભરતકામ કરે છે. અનાજ ભરવાની કોથળી, આણાની કોથળી, સોપારીની કોથળી, સાસુમાળાની ગૌમુખી જેવી કોથળી, બગચી વિગેરે પ્રકારની કોથળીઓ ઉપર પણ આ કોમની સ્ત્રીઓ સુંદર ભરતકામ કરે છે.



૧૦ - લગનને ગાડે જોડવા શણગારાયેલ બળદ. શીંગડે ખોભળાં, મથરાવટી અને મોરડો. પીઠ ઉપર ઝૂલ. ઝૂલમાં વચ્ચે સૂરજફૂલ. ચાર બાજુ અર્ધગોળ અને પછી ધીંહરાવેલ ભરેલ છે.

ગોહીલવાડ, હાલાર, સોરઠ, ઝાલાવાડ, અને મધ્યસૌરાષ્ટ્રની કણબી, કુંભાર, કારડિયા રજપૂત વિગેરે કોમની સ્ત્રીઓ પોતાને પહેરવાના ચણિયા ઉપર પણ ભરત ભરે છે. પચાસ વર્ષ પહેલાં રેશમના કાપડા ઉપર તથા ચોળી ઉપર ભરત ભરવાનો રીવાજ સૌરાષ્ટ્રની બ્રાહ્મણથી માંડીને કોળી કોમ સુધીમાં ઠીકઠીક પ્રમાણમાં-પ્રચલિત હતો. છેલ્લાં[૧૧] ત્રીસ વર્ષના ગાળામા ખેડૂત તેમજ વહેપારીકોમની સ્ત્રીઓ પોતાને પહેરવાના ઘાઘરા ઉપર વિવિધ પ્રકારનુ ભરત કરતી જોવા મળે છે.



૧૧ – સીકલના સુશોભનવાળો ઘાઘરો. (મહુવાઃ સૌરાષ્ટ્ર)

નાનાં બાળકોને પહેરવાનાં કડિયાં, ચોરણી, અને ટોપી ઉપર પણ સૌરાષ્ટ્રની ખેડૂતકોમો પોતપોતની કોમને અનુસરતું ભરતકામ કરે છે.

પોરબંદર પંથકમાં વસતી મેરકોમ પોતાના ભરતકામમાં ચાકળાની વચમાં આખા ફૂલગોટા, ક્યાંક બત્રીસપાંખડીના ફૂલગોટા, ચોકના ખૂણા ઉપર ચોથિયા-ફૂલગોટા, સીકલ, કેવડો કાંગરાં, મોરપગલા, જોડિયા-પોપટડા, બૂટી, ફૂલગોટા વિગેરેનું ભરતકામ વિશેષતઃ પસંદ કરતી હોય છે.

સૌરાષ્ટ્રના જુદા જુદા પ્રદેશમાં વસતી અબોટી બ્રાહ્મણકોમના ભરતકામમાં સફેદ રંગના મોટા ફૂલગોટા સૂરજગોટા, ઘૂઘરીગોટા અને અડદિયાનું ભરતકામ વિશેષતઃ થયેલ જોવા મળે છે. આ કોમના ભરતમાં આમલાં તથા ક્વચિત કોળીફૂલ અને કથીપાના ભૂમિતિના કોણોના ભરતકામો પણ થતાં દેખાય છે.

મધ્ય સૌરાષ્ટ્ર તથા મોરબી પંથકમાં વસતી કડવા કણબી અને બીજી ખેડૂતકોમો પોતાના ભરત કામમાં ઘૂઘરીગોટા, વાડીવેલો, કારેલાભાત, પોપટડા, બૂટી, અડદિયા, બદામ તથા કાંગરાંના પ્રતિકોનું ભરતકામ કરતી જોવા મળે છે.



૧૨ – ભાટિયાકોમના ભરતનું ઓખિયું. ભરત ભરનાર મણિબેન હરિભાઈ ભાટિયા (મહુવા) સાંખલીવાવ પાઃ કોર ઉપર મોરપગલાંનાં માથાં બાંધેલ કાંગરાં પછી અરધી સીકલ અને આભલાંના લડવાની કોર. વચમાં ચોકડી દાણાથી બાંધેલ કથીપાની ડાબલીનો ચોક.

સૌરાષ્ટ્રના[૧૨] મોરબી પંથકમાં તથા ગોહીલવાડના મહુવા પંથકમાં વસતી ભાટિયા કોમના ભરતકામમાં સફેદ કે પીળા રંગના મોટા ફૂલગોટા તથા કેવડા અને બાવળિયાનું ભરત અળીએ અળી કરેલ જોવા મળે છે. આ કોમના ભરતકામમાં ઝીણા ચોકડી દાણા, જવના-દાણાને લીમદાણાનું ભરત થયેલ જોવા મળે છે.



૧૩ – પોરબંદરના બરડા પ્રદેશનો સગર કોમનો ચાકળો. ભાત ભરનાર: પૂરીબહેન અમશીભાઈ સગર: ગામ ભવનેસરી.

પોરબંદર પંથકમાં વસતી[૧૩] સગરકોમનું ભરતકામ કંઈક અંશે મેર અને કંઈક અંશે અબોટી બ્રાહ્મણના ભરતકામને મળતું ગણાય. આ કોમના ભરતકામમાં ફૂલ, પાંદડાં અને પક્ષીઓનું ભરતકામ વિશેષતઃ થતું જોવા મળે છે.

સૌરાષ્ટ્રભરમાં વસતી ચાર પરજની ચારણ કોમનું[૧૪] ભરતકામ થોડેઘણે અંશે કાઠીકોમને મળતું ગણાય, એ કોમના ભરતકામમાં ગૂઢા રંગનું કાપડ વિશેષતઃ પસંદ કરવામાં આવે છે. આ કોમના ભરતકામમાં કોળીફૂલ, સૂરજગોટા, બાવળિયા અને કવચિત્ કેવડાવેલ તથા બીજી ફૂલવેલનું ભરતકામ થયેલ જોવા મળે છે.

સૌરાષ્ટ્રના કાઠી, મહાજન કણબી અને બીજી ખેડૂતકોમના ભરતકામમાં સૌરાષ્ટ્રમાં કાષ્ટ ઉપર થતા કોતરકામ તથા રૂપકામનાં પગેરાં દેખાય છે.

સંવતના સત્તરમા સૈકામાં સૌરાષ્ટ્રના રાજકોટ પંથકમાં આવેલ અને સુપેડી ગામમાં બંધાયેલ મુરલીમનોહરના મંદિર ઉપર કોતરાયેલ રૂપકામ (મનુષ્યની આકૃતિઓ)ના કેટલાક નમૂનાઓ કણબીકોમના ભરતકામમાં ઊતરેલ જોવા મળે છે. સૌરાષ્ટ્રની વિવિધ કોમોના ભરતકામમાં પુરાણાં પોથીચિત્રો અને ભીંતચિત્રોના ચિત્રામણની અનુકૃતિઓનું ભરત થયેલ જોવા મળે છે.

સૌરાષ્ટ્રના ભરતકામની વિસેક જેટલી પરંપરાઓમાં કેટલીક પરંપરાઓ ઘણા વિશાળ ક્ષેત્રને આવરી લે છે. જ્યારે કેટલીક કોમની પરંપરાનું ક્ષેત્ર બહુ ટૂંકું હોય છે. સૌરાષ્ટ્રની ભાટિયા કોમના ભરતની તથા ખત્રી કોમના ભરતની પરંપરા લગભગ નષ્ટપ્રાય બનતી જાય છે.

સૌરાષ્ટ્ર તેમજ ગુજરાતના બીજા ભાગોમાં રંગાતાં અમુક પ્રકારના ભાતવાળા કાપડના નમૂનાઓની નકલ સૌરાષ્ટ્રની કોઈ કોઈ કોમના ભરતમાં થયેલ જોવા મળે છે. દા. ત. પટોળા, બાંધણી, પછેડા, સાયલ. ઉનાગરી ઓછાડ, બિબાથી છાપેલ ડીસાના પછેડા, પાટણના મશરૂના ગાદલાપાટ વિગેરે ઉપર થતા રૂપકામ થતા ફૂલવેલો વિગેરેની નકલો સૌરાષ્ટ્રના ભરતકામમાં થયેલ જોવા મળે છે.

કિનખાબ (ખિનખાબ) ઉપરના જરીના વણાટકામના રૂપકામ અને બીજી ફૂલબુટ્ટી વિગેરે નમૂનાઓની નકલ હીરભરત તથા મોતીભરતમાં વિશેષતઃ થયેલ



૧૪ – હાલારી કણબીકોમનું ગણેશસ્થાપન

જોવા મળે છે. કિનખાબમાં વણાતા પોપટ, અડદિયા પાંદડા, અડદિયા ચાંદલા, લોટાબુટ્ટી, પાનબુટ્ટી વિગેરે ભાતોની નકલ સૌરાષ્ટ્રના હીરભરત તથા મોચીભરતમાં થોડા ફેરફાર સાથે થયેલ જોવા મળે છે.

સૌરાષ્ટ્રની ભરત સૃષ્ટિના અનેકવિધ પાસાઓ તપાસતાં એમ કહી શકાય કે સૌરાષ્ટ્રના ભરતકામને સમૃદ્ધ બનાવવા માટે ઓજલમાં રહેતી કાઠિયાણીઓ, હવેલીઓમાં વસતી મહાજનકોમની સ્ત્રીઓ અને સૌરાષ્ટ્રની ખેડૂતકોમની સ્ત્રીઓએ અથાગ પ્રયત્ન કર્યા છે.

સૌરાષ્ટ્રમાં વસતી દેરાવાસી શ્વેતાંબર જૈન કોમની સ્ત્રીઓ દેરાસરના મૂળનાયકની મૂર્તિની પાછળ ગોઠવવામાં આવતા ખાસ પ્રકારના ચાકળાનું ભરતકામ કરતી. આ ભરત મહાજનશૈલીનું થતું.

સૌરાષ્ટ્રમાં ફેલાયેલ વૈષ્ણવ સંપ્રદાયની મૂર્તિઓની પાછળ ગોઠવાતી પીછવાઈની જગ્યાએ કયાંક કયાંક ગોદડા ઢાકણિયાને મળતા ચાકળાઓ મૂકવામાં આવતા અને એ ચાકળામાં ભગવાન શ્રીકૃષ્ણની લીલાનું રૂપકામ અનેકવિધ રીતે ભરવામાં આવતું.

સૌરાષ્ટ્રમાં ખાસ કરીને ગામડાઓમાં બ્રાહ્મણથી માંડીને નીચલા થરની કોમોની સ્ત્રીઓ ગણેશ સ્થાપનના ખાસ પ્રકારના ચાકળા ભરતી. આ ગણેશ સ્થાપનના ચાકળા એ સૌરાષ્ટ્રના ભરતનું આગવું અંગ ગણાય. આ પ્રકારના ચાકળાને ગણેશસ્થાપન કહેવામાં આવે છે. ગણેશસ્થાપનનો ચાકળો ચોરસ કે દોરીના આકારનો બનાવવામાં આવે છે અને તેના ઉપર ગણેશની મૂર્તિની પ્રતિકૃતિ તથા એ પ્રતિકૃતિની બન્ને બાજુએ ગણેશપત્ની રિદ્ધિ સિદ્ધિની પ્રતિકૃતિઓ ભરવામાં આવે છે. ગણેશના પગ પાસે ઉંદર અને તેની બાજુમાં પોપટ, કેવડાફૂલ વગેરેનાં ભરત કરવામાં આવે છે. મુંબઈમાં વસતી સૌરાષ્ટ્રની એક બહેને સૌરાષ્ટ્રમાંથી ચાળીસ પ્રકારના ગણેશસ્થાપનના નમૂનાઓ ભેગા કર્યા છે. એ નમૂનાઓમાં જમણી સૂંઢવાળા ગણપતિ, ડાબી સૂંઢવાળા ગણપતિ, બાળ ગણપતિ, ઊભા ગણપતિ, બેઠા ગણપતિ



૧૫ – ઝાલાવાડના કુડા ગામના ચારણના છોકરાને પહેરવાના નતીઆમાંથી બનાવેલ ચાકળો. આખા ચાકળામાં શકરપારાના પાંદડાંનું ભરત છે. વચમાં આભલાનો ગોટો, નીચે અરધો ગોટો. કિનારમાં ડેરડી આભલાંની કોર.

ઉચ્છિષ્ઠ ગણપતિ અને નૃત્ય કરતા ગણપતિ વિગેરે પ્રકારના ભરતકામના નમૂનાઓ જોવા મળે છે.

સૌરાષ્ટ્રના ભરતકામના વિવિધ પ્રકારોમાં ઉપયોગમાં લેવાતા ટાંકાઓમાં ગાજના ટાંકા, સાંકળી ટાંકા, ખજૂરાટાંકા, અવળી સવળી ત્રિભના ટાંકા, બાવળિયાના ટાંકા વિગેરે પ્રકારના ટાંકાઓનો વિશેષતઃ ઉપયોગ થયેલ જોવા મળે છે.

*

# સૌરાષ્ટ્રનું કેનવાસ–ભરત

ઈ. સ. ૧૯૦૨ ની આજુબાજુમાં લેંકેસ્ટરની એક મિલમાં મચ્છરદાનીના કાપડને મળતું કેનવાસ કે કીનવાસ નામનું કાપડ બનવા લાગ્યું. શરૂઆતમાં આ કાપડનો ઉપયોગ પડદા બનાવવાના કામમાં થતો. પછી કેટલીક બહેનો આ કાપડની લાંબી પટ્ટીઓ કાપી તેના ઉપર ભરત કરવા માંડી. આવી પટ્ટી ફ્રોક અને

પડદાઓ ઉપર ચોડી દેવામાં આવતી. આ કેનવાસના કાપડ ઉપરના ભરતકામ કરવાની શરૂઆત ભારતવર્ષમાં પારસી બેનોએ કરી. આ બહેનોના સંપર્કમાં સૌરાષ્ટ્રમાંથી મુંબઈ વસેલ બહેનો આવી. તેથી એ બહેનો મારફત કેનવાસ ભરત સૌરાષ્ટ્રમાં ફેલાયું. કેનવાસ ભરત શરૂઆતમાં સૌરાષ્ટ્રના નાના-મોટા શહેરોમાં વસતી ઉજળિયાત વર્ગની બહેનો કરતી હતી પણ ધીરે ધીરે એ ભરતશૈલી કસ્બાના ગામો અને ત્યાંથી નાનામોટા ગામડાંઓમાં પણ ફેલાઈ જવા પામી. ત્યાર પછી કેનવાસ ઉપર ભરતકામ કરતી મહાજન કોમની બહેનોએ કેનવાસ ભરતમાં હીરભરતની મહાજન શૈલીની નકલ કરી. કેનવાસ ભરત ભરતી કાઠિયાણીઓએ કેનવાસ ભરતમાં કાઠી કોમના હીર ભરતનાં રૂપકામ ઉતાર્યાં. કેનવાસ ભરત કરતી કણબી કોમની બહેનોએ એ ભરતમાં ફૂલવેલો, ફૂલગોટા, ફૂલવાડી અને કદંબ વૃક્ષ તથા બીજાં રૂપકામો વિગેરે કેનવાસ ભરતમાં ઉતાર્યાં. આમ સૌરાષ્ટ્રમાં કેનવાસ ભરતનાં મહાજન, કાઠી અને કણબી શૈલીના ભરતકામ થયાં. પણ કેનવાસ ભરત અમુક સમય પૂરતું જ સૌરાષ્ટ્રમાં ફેલાયું. પછી સ્વતન્ત્રતા આવ્યા પછી કેનવાસનું કાપડ ન મળતાં તેમ જ બાકીને રંગેલ હીર ન મળતાં એ ભરતકામ બંધ થયું.



૧ - કેનવાસ ભરતનો મશરૂ તથા ચોકડી ટાંકા ભરતનો ધાંસીઓ.

સૌરાષ્ટ્રમાં[1] કેનવાસ ભરત મુખ્યત્વે ચોકડી ટાંકાનું થતું. પણ સાઠ વર્ષ પહેલાં ગાયકવાડ રાજ્યના અમરેલી જિલ્લાના નાનારાજકોટ ગામમાં વસતા રામુબેન રામજીભાઈ કાકડિઆએ કેનવાસનાં કાપડ ઉપર સૌ પ્રથમ મશરૂભરત શરૂ કર્યું પણ એ ભરત નાના રાજકોટ પૂરતું જ મર્યાદિત રહ્યું. શકરપારા કે દોરીના આડા ટાંકાથી કેનવાસ ઉપર થયેલ ભરતથી આખા કાપડ ઉપર મશરૂના કાપડમાં વણાતી ભાતો ઉપસાવામાં આવી. આવા ભરતનો ફક્ત એક જ નમૂનો અસ્તિત્વમાં છે. તે મારા ભરતસંગ્રહમાં રાખવામાં આવ્યો છે.

કેનવાસ ભરતની કાઠી, મહાજન અને કણબી શૈલીને એક જ ચાકળામાં ભરનાર નાના રાજકોટના રહેવાસી ધોળીબેન વીરજીભાઈ માસ્તર જેની ઉમ્મર બાણું વરસની છે તે હાલમાં એના પૌત્ર સાથે મોરબીમાં વસે છે. એમણે ભરેલ કેનવાસ ભરતનો એક નમૂનો મારી પાસે છે. આ બન્ને નમૂના મારા સાસરીઆ તરફથી મને ભેટ મળેલ છે. છેલ્લા ૨૦ એક વર્ષથી હીર ન મળતાં કેનવાસ ભરતમાં ઊનનો ઉપયોગ થયેલ જોવા મળે છે. યૂરોપના દેશોમાં એકસો વર્ષ પહેલાં હાથશાળના કેનવાસના કાપડ ઉપર ઊનના દોરાથી કેનવાસ ભરત કરવામાં આવતું. જેના કેટલાક નમૂનાઓ સ્પેનના વાલેશિયા નગરના મ્યૂઝિયમમાં મૂકાયેલા છે.

*

# સૌરાષ્ટ્રનું મોચીભરત

સૌરાષ્ટ્રમાં થતા ભરતકામમાં મોચીભરત અને ચાડાભરત એ ભરતકામની બે શૈલીઓ ધંધાદારી શૈલીઓ ગણાય છે. સૌરાષ્ટ્રની રજપૂત કોમમાં ભરત ભરવાનો રિવાજ બહુ પ્રચલિત નથી. છતાં એ કોમની બહેનોને ભરત કામ જરૂર ગમે છે. સૌરાષ્ટ્રની રજપુત કોમ ઘરની સજાવટમાં પટારા, કોઠલા અને માંડનો ઉપયોગ કરે છે અને ચાલુ સૈકામાં સારી જાતની ફ્રેમમાં મઢેલ દેવ-દેવીઓની છબીનો ઉપયોગ ઓરડાની માંડમાં તેમ જ ઓશરીમાં કરે છે. છતાં આ કોમ પહેરવાના કાપડ ઉપર ભરત ભરાવે છે અને

છેલ્લા દોઢ સૈકાથી ભરાવતી આવે છે.

મોચીભરત એ ધંધાદારી ભરત હોઈને એ ભરત ભરવામાં સમયનો જેટલો બચાવ થાય તેટલું વધારે ભરતકામ થઈ શકે એ માટે મોચીભરત કરતી મોચીકોમે મોચીભરતમાં આળેખને બદલે બીબાનો ઉપયોગ કરતી આવી છે. હાથે આળેખ કરતી બહેનોને કાપડ ઉપર આળેખ કરતાં જોઈએ ત્યારે ચિત્ર ચિતરવાની ફ્રિ હેંડ સ્ટાઈલ યાદ આવી જાય. આળેખમાં મનમાં ઉપસતી ભાતને કાપડ ઉપર દોરવામાં આવે છે જ્યારે મોચીભરતમાં કોઈ સુથારે બનાવેલ બીબાને ગેરૂમાંથી બનેલ આળેખમાં બોળી કાપડ ઉપર છાપી દેવામાં આવે છે. આ કારણને લઈને મોચીભરત



૧ – કેવડા સીકલની સાડલાની કોર તથા વચમાં સોપારી ભરવાની કોથળી. એમાં પણ કેવડા સીકલની કોર અને વચમાં ફૂલગોટી

છૂટું છૂટું ભરાય છે. જ્યારે મોચીભરત સિવાયનું બીજું હીરભરત અળીએલ અથવા એક બીજાની સાંકળમાં ભરાય છે. મોચીભરતની શરૂઆતમાં એ ભરતમાં કવચિત હાથે દોરેલ વેલોનો ઉપયોગ થતો. એટલે આળેખ કરનાર બહેનો મોરબુટ્ટી, મોરપૂતળી વિગેરે પ્રકારના ભરતના ચાકળાની ચારે બાજુ કેવડાવેલ કે બીજી વેલનો આળેખ કરતી અને તેના ઉપર સાંકળીભરત અને આડીભરતના ત્રિભના ટાંકાથી ભરતને દેદીપ્યમાન કરતી. લીલા કે પીળા રંગની અતલસ કે અન્ય રેશમના કાપડ ઉપર થયેલ મોચીભરત આંખને ગમી જાય છે પણ એ ભરતમાં લોકભરતના પગેરાં બહુ ઓછાં મળે છે. સમયના વહેણ સાથે આ ભરતકામ જલ્દીથી થઈ શકે તે માટે હાથમશીન તથા પગ મશીન આવ્યાં. પછી તો આર્ટિફીશયલ રેશમના તારથી પુરાણાં મોચીભરતના નમૂનાઓની નકલ થવા માંડી. મોચીભરતના ફાલમાંથી ઉત્પન્ન થયેલ પણ મશીનની છાયા નીચે ગયેલ આરીભરત હાલમાં ઘણું પ્રચાર પામ્યું છે. પણ એ ભરત પુરાણા મોચી ભરત જેવું થતું નથી કે રહ્યું નથી એ હકીકત છે.

કાઠી કોમે મોચીભરત દ્વારા ભરતકામમાં રૂપકામ દાખલ કરાવ્યું તેના સંખ્યાબંધ નમૂનાઓ સુખી કાઠી ઘરધણી તેમ જ કાઠી રજવાડાંઓ પાસે હાલમાં જોવા મળે છે. પણ એ રૂપકામના નમૂનાઓ વિશેષતઃ ભિંતચિત્રો અને વિતાનચિત્રો તરફ ઢળતાં દેખાય છે. આ નમૂનાઓમાં મુગલ અને રાજસ્થાની ચિત્રશૈલીની અસર પણ દેખાય છે.

સૌરાષ્ટ્રની રજપૂત કોમે મોચી ભરત વિશેષત; પહેરવાના કાપડમાં ચણીઆ, ડોઢીઆ, સાડલાની કોર અને કમખા ઉપર કરાવેલું હોય તેમ એ કોમ પાસેથી મળતા નમૂનાઓ ઉપરથી જાણી શકાયું છે.

મોચીભરત સૌરાષ્ટ્રમાં વસતી નાગરથી માંડીને રજપૂત કોમ સુધી થયેલ જોવા મળે છે. વસવાયા કોમમાં આ ભરત પ્રચાર પામ્યું હોય તેમ દેખાતું નથી.

*

# સૌરાષ્ટ્રનું ચાડાભરત

ચાડાભરત એટલે કે રેશમના કાપડ ઉપર જરીના તારથી મોચી કોમ દ્વારા થતું ભરત. ચાડાભરતનો પ્રચાર આશરે એક સૈકાથી સૌરાષ્ટ્રમાં થયો હોય તેમ લાગે છે. આ પ્રકારનું ભરતકામ થોડી જુદી રીતે ફ્રાંસમાં થતું પણ તેનો કોઈ નમૂનો હાલમાં પ્રાપ્ય નથી.



૧ – સૌરાષ્ટ્રના ચાડાભરતનો ચાકળો. કોર ઉપર ડોડવાની વેલ – પછી ડોડવા કોર. પછી કેવડાફૂલવેલ, પછી ડોડવડી. મોટા અંકમાં ચાર ખૂણે ચાર. બુટ્ટી, વૃક્ષો, ઉપર નીચે બન્ને બાજુ બે બે મોર. બુટ્ટી, વચમાં ડોડવાની કિનારવાળી છાબડી

અમદાવાદના માણેકચોકના તાણીઆઓ ચાંદીના ઝીણા તાર તાણી તેને ટીપાવી એ તારને શાહપુર રંગીલા પોળ તથા તેની આજુબાજુની પોળોમાં વસતા તારદોરાનું કામ કરનાર ભાઈઓ પાસે હાથે રંગેલ પીળા તારના દોરા ઉપર વિંટાળી ઝરી કસબનો તાર બનાવે પછી એ રૂપેરી કે સોનેરી રંગના તારનું ભરતકામ થઈ શકે. સોનેરી રંગનો તાર રૂપાના તાર ઉપર ગીલેટ કરીને બનાવવામાં આવતું અને આવે છે. પછી આ તાર મોચી ભરત કરનાર મોચી ભાઈઓ રેશમના કાપડ ઉપર હીર ભરતના મોચીકામ ઉપર થતાં નમૂનાના બીબાઓ ગેરૂવા રંગમાં બોળી ચોપડાંના જાડા કાગળ ઉપર પાડી અને કાગળ ઉપર ઉપસેલ ભાતોને કાપી લઈ અતલસ કે રેશમના કાપડ ઉપર ચોડી દે. પછી એ ભાત ઉપર જરીના તાર ભરી દે. એ રીતે ચાડાભરતનું કામ થઈ શકે. ચાડાભરતના ચાકળા, તોરણ અને બેસણુ વિગેરે કાઠી રજવાડાંઓ વિશેષ કરાવતા તેથી આવાં રજવાડાંઓ પાસેથી ચાડાભરતના નમૂનાઓ મળી શકે છે.

ચાડાભરતકામમાં વિશેષતઃ મોર, મોર-પૂતળી કે મોર નારી, બુટ્ટી, વૃક્ષ, સૂરજફૂલ, કેવડાવેલ અને બીજી વેલોનું કામ થયેલ જોવા મળે છે. ચાડાભરતના ચાકળાની ચારે બાજુ ખાસ કરીને કાઠી કોમના ચાડાભરતમાં ખજૂરાનું કામ જોવા મળે છે. કાઠીભરતમાં રૂપકામમાં સ્ત્રીના રૂપકામો ઉપરાંત કવચિત્ ધાર્મિક પ્રસંગો ઊતરાયેલા પણ જોવા મળે છે. ચાડાભરતનો એક નમૂનો મને મારા સ્વ. મિત્ર ચલાળાનિવાસી સુરગભાઈ પાસેથી મળ્યો હતો જે મારા ભરત સંગ્રહમાં સંગ્રહાયેલો છે.

પહેરવાના શૃંગારોમાં ચાડાભરતની ટોપી, સિવાય બીજા કોઈ નમૂનાઓ મળતા નથી. આવી એક ટોપીનો નમૂનો મારી પાસે છે.

*

## સૌરાષ્ટ્રનું તારબપોરિયા–ભરત

ચાડાભરતમાં ઉપયોગમાં લેવાતાં જરીના તારનો આ ભરતમાં ઉપયોગ કરવામાં આવે છે. જરીના તારને રેશમ ઉપર દોરેલ આળેખ ઉપર ગોઠવતા જાય અને કાપડની નીચેથી પીળા રંગનો દોરો સોઈ દ્વારા ઉપર લાવી લીખનો ટાંકો ભરતા જાય, એ રીતે આખું ભરતકામ કરવામાં આવે. આ ભરતકામ ખાસ કરીને સૌરાષ્ટ્રની કણબી કોમની બહેનો પોતાને પહેરવાના કાપડાંની બાંહ્યો ઉપર કરે છે. કવચિત્ આ ભરત વાણીઆ કોમની બહેનો પોતાને પહેરવાની ચોળી ઉપર પણ કરાવતી. આ ભરતમાં ચાડાભરતથી તદ્દન જુદી મોરની આકૃતિ, વાંકડી બુટ્ટી અને બાજુબંધની આકૃતિ ખાસ કરવામાં આવતી. આ ભરતકામમાં કવચિત્ કટોરીનો ઉપયોગ પણ થતો.

કોઈ કોઈ સુખી કુટુંબમાં આ ભરત ઘોડાની ઘુઘી ઉપર થયેલ જોવા મળે છે. તારબપોરિયાના ભરતના બે નમૂનાઓ મારા સંગ્રહાલયમાં સંગ્રહાયેલા છે.



૧ - તાર – બપોરીઆના ભરતમાં તાર-બપોરીઆના કાપડાની બાંય ઉપર ભરેલ બાજુ વાંકડી બુટ્ટી વગેરેનું ભરત.

*

# સૌરાષ્ટ્રનું કોરેલભરત (કતરાઉકામ)

જે કાપડ ઉપર ભરત કરવું હોય તે કાપડ ઉપર બીજા જુદા રંગના કાપડને કાતર દ્વારા કે અમુક પ્રકારના સુથારી હથિયાર દ્વારા કાપીને તેની જુદીજુદી ભાતો કરી આડી ત્રિભના ટાંકાથી ચોડી દેવામાં આવે તેને કતરાઉકામ કે અંગ્રેજીમાં પેચવર્ક કહેવામાં આવે છે.

એક કાપડ ઉપર જુદા રંગનું કાપડ ચોડી જુદાજુદા પ્રકારની ભાતો ઉપસાવવા અંગેનું પેચવર્ક એટલે કે કતરાઉકામ દુનિયાના ઘણા દેશોમાં થાય છે. ખાસ કરીને જાપાન, ચીન, બાલી, જાવા, ઈટાલી, ઈંગ્લેન્ડ, સ્કોટલેન્ડ અને સ્કેન્ડીનેવીઆ દ્વિપકલ્પના દેશોમાં કતરાઉભરત કરવામાં આવે છે. ભારત વર્ષમાં મહારાષ્ટ્ર, કર્ણાટક, આંધ્ર, મધ્યપ્રદેશ, ઓરિસ્સા, ગુજરાત, રાજસ્થાન અને હિમાચલ પ્રદેશના પૂર્વ વિભાગના કતરાઉભરત કરવામાં આવે છે. ગૃહશૃંગાર, જાનવરોના શૃંગાર તથા જુદીજુદી વસ્તુ લાવવા લઈ જવાના પ્રસાધનો ઉપર સૌરાષ્ટ્રમાં અનેકવિધ પ્રકારનું કતરાઉકામ થતું જોવા મળે છે. તદ્ઉપરાંત કતરાઉ ભરતમાં મનુષ્ય, પશુ તથા પક્ષીઓનું રૂપકામ સૌરાષ્ટ્રમાં વધારે વિકાસ પામ્યું છે. આ કામમાં હીરભરત તથા મોતીભરતની ક્વચિત્ નકલ પણ કરવામાં આવે છે.

સૌરાષ્ટ્રમાં ત્રણ પ્રકારે કોરેલભરત કરવામાં આવે છે. પહેલા પ્રકારમાં વિવિધરંગના કાપડના ટૂકડાને જોડીને વિવિધરંગી જોડણી કરવામાં આવે છે. બીજા પ્રકારમાં કાપડના જુદા જુદા આકારો કાપી એ આકારોને ભરતકામ કરવું હોય તે કાપડ ઉપર ચોડીને ભરતકામ કરવામાં આવે છે. ત્રીજા પ્રકારનું ભરતકામ રંગીન-કાપડના મોટા ટુકડાને ચોવડો કે આઠવડો વાળી તેના ઉપર કાતરથી અમુક આકારો કોતરી એ ટુકડાને ચોક બાંધી પાશ્ચાત્યભૂમિકાના કાપડ ઉપર ચોડી દેવામાં આવે છે. આમાંના પ્રથમ પ્રકારને જોડકામ કહેવાય. બીજા પ્રકારને ચોડેલ ભરત કહી શકાય અને ત્રીજા પ્રકારને સંપૂર્ણ કતરાઉકામ કહી શકાય.

સૌરાષ્ટ્રમાં કોરેલભરતની કોમવાર શૈલીઓમાં, કાઠીભરત, મહાજનભરત, કણબીભરત, સથવારા-ભરત અને મોલેસલામ ગરાસિયા–ભરત એમ પાંચ શૈલીઓ ઘણી જાણીતી છે.

કાઠીકામનું કોરેલભરત રૂપકામ એટલે કે ફીગરવર્ક તરફ વધારે ઢળતું દેખાય છે. સૌરાષ્ટ્રની કાઠીકામે કતરાઉકામમાં પણ હીરભરતની જેમ આગવી કાઠીશૈલીનો ઘણો વિકાસ સાધ્યો છે. કાઠીભરતમાં કોરેલભરતની પ્રાખ્યાત ભૂમિકાના કાપડ ઉપર કોરાઈને મૂકાતા રૂપકામના નમૂનાઓની કાપડના, રંગની મીલાવટ અને ખાસ પ્રકારનાં રૂપ તૈયાર કરવાની

આગવી સૂઝ કાઠિયાણીઓ જેવી બીજી કોઈ કોમની સ્ત્રીઓએ કેળવી હોય. તેમ દેખાતું નથી. ભારતવર્ષના બીજા પ્રાંતોમાં અમુક પ્રકારના રૂપકામવાળું કોતરેલ ભરત જોવા મળે છે. પણ એ રૂપકામ કાઠીશૈલી જેવું લોક-ઢાળ તરફ જતું જોવા મળતું નથી.

આઠ વર્ષ પહેલાં ભરાયેલ કાઠી–કોરેલભરતનો એક ઉલેચ મારી પાસે છે. આ ઉલેચને નીરખતાં જ કાઠીકોમે સર્જેલ કાઠીશૈલીના કોરેલભરતની કાઠિયાણીઓની આગવી સૂઝનાં દર્શન થાય છે. આ કોરેલભરતના નમૂનામાં સૂરજફૂલની ભાત, પાટણના સળીવાળા મશરૂના ગુલાબીરંગના કાપડમાંથી કોરવામાં આવી છે. હાથી, ઘોડા અને ગાયના રૂપ કોતરવાના કાપડનો રંગ વાદળી પસંદ કરવામાં આવ્યો છે. તદ્‌ઉપરાંત મા–બાપને કાવડમાં બેસાડી લઈ જતા શ્રવણના કાવડના છાબડાં, યુદ્ધ ખેલતા બે પહેલવાનોની તલવારો તથા પોપટના કતરાઉ કાપડનો રંગ ઘેરો વાદળી પસંદ કરવામાં આવ્યો છે.

સુરેન્દ્રનગર જિલ્લામાં વસતા મોલેસલામ ગરાસિયાનું કોરેલભરત કાઠીકોમ જેટલું જ અગત્યનું ગણાય. પણ મોલેસલામ ગરાસિયાના કતરાઉભરતમાં થતું રૂપકામ મોગલશૈલીના રૂપકામ તરફ ઢળતું દેખાય છે.



૧ – કોરેલભરત. મહાજનભરતનો ચાકળો. ઉપર ગણાની લીખના ટાંકાની ત્રણહાર. પછી કાંગરાની ગણહાર. પછી ફૂલવાડીના નવખંડાની ચારેકોર ચોડેલ શકરપારા કે આડાહીરાની ભાત.

કાઠીકોમના કોરેલભરતથી [1]મહાજન શૈલીનું કોરેલભરત તદ્દન જુદું પડી જાય છે. મહાજન-



૨ – કોરેલભરત. કણબીકોમના કોરેલભરતનો ચાકળો. ભરનાર રામુબેન રામજીભાઈ કાકડીઆ. નાનારાજકોટ જિલ્લો અમરેલી.

કોમના કતરાઉભરતના ચાકળા; ચંદરવા પછીતપાટી ગોદડાઢાંકણિયા ઉલેચ, ચંદરવા વિગેરે ઉપર ખાસ પ્રકારનું કતરાઉભરત ભરવામાં આવે છે. મહાજન-ભરતના બધા જ પ્રકારની ચારેબાજુ બે કે ત્રણ રંગના કાપડના ગણા એટલે કે ઝીણી પટ્ટીઓ મૂકવામાં આવે છે. આ પટ્ટીઓ ઉપર સફેદ લીખના ટાંકા લેવામાં આવે છે. આ પ્રકારના ગણા મૂક્યા પછી ભરતકામ ઉપર અમુક પ્રકારના રંગીન કાપડમાંથી કોતરેલ કાંગરાઓની હરોળ કરવામાં આવે છે. કાંગરાઓની હરોળ પછી શકરપારા તથા ડોડવડીનું કતરાઉભરત કરવામાં આવે છે. પછીના વચલા ભાગ ઉપર ચાર કે નવખંડ પાડી એ ખંડ ઉપર ફૂલવાડીના કોતરકામવાળું કાપડ આડી ત્રીભના ટાંકાથી ચોડી દેવામાં આવે છે. કતરાઉ મહાજન ભરતમાં ક્વચિત હાથી, પૂતળીઓ, મોર

વિગેરેનાં રૂપકામ ચોડવામાં આવે છે.

કતરાઉ કે ઙ્કોરેલ ભરતની કણબીશૈલી મહાજનભરતને મળતી ગણાય પણ આ શૈલીમાં ફૂલગોટાની કે કેવડાફૂલની વેલ કાપડના વિવિધરંગના ટુકડામાંથી કોરીને ચોડી દેવામાં આવે છે.

કોરેલભરતની સથવારા કોમની શૈલી વિશિષ્ટ પ્રકારની ગણાય. આ કોમના કોરેલભરતમાં સૌ પ્રથમ કાંગરા, પછી સૂરજફૂલની મોટી કોર, પછી ડોડવડીની કોર અને વચલા ખંડોમાં પાંખડીવાળાં મોટાંફૂલ ચોડવામાં આવે છે. આ ફૂલની કિનાર સફેદ કાપડના ગણાથી બાંધી દેવામાં આવે છે.

સૌરાષ્ટ્રની દરજી કોમ પોતાને ત્યાં સિવડાવવામાં આવતા કાપડની વેતરણીમાંથી વધતા ટૂકડાને ભેગા કરીને બીજા કાપડ ઉપર ચોડી દઇ વિવિધ પ્રકારનાં ભરત કરે છે. આ પ્રકારના ભરતમાં બેસવાની ગાદલીઓ, તકીઆ, ગાલમસુરીઆં, ઓશીકાં, ગોદડા ઢાંકણિયા, ચાકળા, ચંદરવા, તોરણ, ટોડલિયા વિગેરે બનાવવામાં આવે છે.

આમ કોરેલભરત કાપડના નાના નાના રંગીન ટૂકડાઓ ફાડાઓ અને લાંબી પટ્ટીઓમાંથી થતું જોવા મળે છે. કતરાઉ કામમાં જૂનું કાપડ પણ વપરાય છે.

*

# સૌરાષ્ટ્રનું મોતીભરત

આભુષણમાં વપરાતાં સાચાં મોતી, ગજમોતી, સૂકરમોતી અને ગેંડામોતી અંગે કેટલાંક પુસ્તકોમાં નોંધો થએલ છે. તદ્ઉપરાંત પશુઓનાં હાડકાંમાંથી તથા વાંસ અને વાંસની જાતના વૃક્ષોની ગાંઠોમાંથી બનાવાતાં મોતીઓ અંગે પણ કેટલાંક આભુષણ વિષયક પુસ્તકોમાં લખાયેલું છે.

કાચમાંથી બનતાં ફટકિયાં મોતી, મીણિયાંમોતી, કીડિયાં મોતી, વલમોતી, મણગટ્ટા મોતી, છીંકલા મોતી, સાકરિયાં મોતી વિગેરે પ્રકારનાં મોતીનો ઉપયોગ ભરતકામમાં થાય છે. પણ મોતી અંગેના ભરતકામનો વિકાસ સૌરાષ્ટ્રમાં વિશેષત: થયેલ છે. કચ્છમાં પણ મોતીભરતનો થોડો ઘણો વિકાસ થયેલ છે.



૩ – કોરેલભરતનો ૨૦ ફૂટ લાંબો ને ૨૨ ફૂટ પહોળો ચંદરવો. શ્રીમતી મનોરબાબહેન સારાભાઇના સૌજન્યથી. પદ્મશિલાની પ્રતિકૃતિની ચારે બાજુ ત્રણથરાં કાંગરાં પછી ખજૂરો, કાંગરા, પછી હાથીની હરોળ, કાંગરાં, ફૂલ, કાંગરાં તથા મોટું ફૂલ.

સૌરાષ્ટ્રમાં મોતી ભરતમાં મુખ્યત્વે કીડીઆં મોતીનો વપરાશ થએલ જોવા મળે છે પણ કયાંક કયાંક મોતી ભરતમાં સાકરિયાં મોતીનો થોડો ઘણો વપરાશ થયેલ દેખાય છે.

કીડીઆં મોતીના ભરતકામમાંથી નિપજાવેલ પછીતપાટી, [1]બેસણુ, શાખ તોરણ [2]તોરણ ચાકળાટોડલીયા [3] ઘોડલીઆ, વિંજણા[4] ઓશીકાં, ગાલમસુરિયાં, ઈંઢોણી[5] સૂંથિયાં, ગણેશસ્થાપન [6], શ્રીનાથ–દર્શન[7] સૂરજસ્થાપન. પડદા, ગાગર બેડિયા [8] શ્રીફળ, કેફળ, કંકાવટી, કલમ ખડિયો, નાના ઘોડિયાં બાળક



૧ – ઉપર પછીતપાટી ને નીચે મોતીના ચાકળા. જેમાં સાખ–તોરણ જેવી ભાત છે નીચે ચાર ચાકળા. તેમાં પહેલો ચાકળો બાર બુટ્ટી તેર કાચનો. બીજો ચાર બુટ્ટી ઝાડનો, ત્રીજો ને ચોથો ઝાડ–પોપટનો.



૨ – કણબીકોમના મોતીભરતનું સાખતોરણ, બન્ને સાખીઆના ખૂણેથી બુટ્ટી, ઘોડાગાડી બુટ્ટી, ગણેશ, વલોણું, આંબો, વાઘ, ઝાડ ને પોપટ વગેરે

માટે દૂધ રાખવાનાં નાનાશિકલાં [૯], બળદની ઝૂલ, મોરડા [૧૦], મખેરડા, શિંગરોટીઆ, મથરાવટી ઘોડીના સામાનમાં ઘૂઘી કાંધિયું, મથરાવટી, ડોકિયું વિગેરે સૌરાષ્ટ્રના શોખીન ઘરધણીને ત્યાં હાલમાં પણ જોવા મળે છે. આવા પ્રકારનું ભરતકામ કેટલીક કોમોમાં દીકરીઓને તેનાં મા-બાપ આણામાં આપતા હોવાથી આવું ભરતકામ સામાન્ય ઘરમાં પણ જોવા મળે છે.



૩ – મહાજનનો મોતી ભરેલો ચાકળો. ચાર બુટ્ટી, વૃક્ષ, ઝાડ–પોપટ વેલ, પૂતળીઓ અને વચમાં પણ વૃક્ષ.

મોતીભરતમાં વપરાતાં કીડિયાં મોતી તથા સાકરિયાં મોતીની આયાત પહેલા મહાયુદ્ધ પછી સૌરાષ્ટ્રમાં વિશેષ થવા લાગી. કીડિયા મોતી અને સાંકરિયાં મોતી ઈટાલીમાં વિશેષ બનતાં હોઈને સૌરાષ્ટ્રના જૂના મોતીભરતમાં મોટે ભાગે ઈટાલિયન મોતીનો વપરાશ થયેલ જોવા મળે છે.

સૌરાષ્ટ્રમાં મોતીભરતની કોમવાર પ્રણાલિકાઓમાં કાઠી, મહાજન અને કણબીનાં મોતીભરત ખૂબ જાણીતાં છે.

મોતીભરતની ત્રણ શૈલીઓમાં કાઠી શૈલીનું ભરતકામ સર્વાંગ સુંદર ગણાય. કાઠીકોમના મોતીભરતમાં વિશેષતઃ ફીગરવર્ક–રૂપકામ થયેલ જોવા મળે છે. મોતીભરતથી રંગમિલાવટમાં કાઠીભરત મેદાન મારી જતું દેખાય છે. સામાન્યતઃ મોતીભરત દુધિયા મોતીની મુખ્ય ભૂમિકા ઉપર થાય છે અને સફેદ મોતીની ભૂમિકા વચ્ચે લાલ, લીલા, પીળાં, વાદળી, જાંબુડિયાં અને ક્વચિત કાળાં મોતીનાં રૂપકામ અને ભૂમિતિના કોણોથી બનતી કોળીફૂલ, બુટ્ટી, કદમવૃક્ષ કેટલાક પ્રકારના ફૂલોની આકૃતિઓ ભરવામાં આવે છે. રૂપકામમાં રામાયણ તથા મહાભારતના પ્રસંગો, ગણેશ તથા રિદ્ધિ સિદ્ધિની મૂર્તિઓ, હાથી, ઘોડાં, સાવજ,



૪ – દાંડી વગરના મોતીભરતના બન્ને બાજુ વીંઝણા, મોર, પોપટ, બુટ્ટી ભરેલ. વચમાં ડાબી બાજુ અગરબતિયું અને જમણી બાજુ બે મોતી અને ત્રણ મોતીનો શીશો. કાઠીભરત.

વાઘ, ચિત્તા, મોર, પોપટ, ચકલાં, વલોણું વિગેરેનાં ભરતકામ જોવા મળે છે. વાહનોમાં પાલખી, ઘોડાગાડી, વેલ્ય વિગેરે વાહનો તથા ઊંટસ્વાર, ઘોડેસ્વાર વિગેરેના ભરતના નમૂનાઓ ભરાયેલ જોવા મળે છે. કાઠિયાણી મારફત બનાવેલ અલભ્ય અંબિકા સ્થાપનનો નમૂનો મારા સંગ્રહમાં છે.

કાઠીભરત પછી મોતીભરતની વ્યાપકશૈલી કણબીભરતની ગણાય. કાઠીભરત કરતાં કણબીભરતના ભરતકામની પદ્ધતિ જુદી પડી જાય છે કીડિયાં મોતીનું ભરત બે પ્રકારનું થાય તેમાં પહેલો પ્રકાર એક મોતીના ભરતનો હોય છે. અને બીજો પ્રકાર ત્રણ મોતીના ભરતનો હોય છે. એક મોતીના ભરતમાં એક એક મોતી લઈ ઊભી લીટીએ મોતી ભરત થાય છે પણ એક મોતીના ભરતમાં ભૂમિતિના કોણો સિવાયના બીજાં રૂપકામ કે વૃક્ષોનાં પ્રતિકો સારાં થઈ શકતાં નથી એટલે સૌરાષ્ટ્રમાં ત્રણ મોતીનું ભરતકામ વિશેષ પ્રચારમાં આવ્યું છે. ત્રણ મોતીના ભરતમાં કાઠી તથા મહાજન શૈલીનું ભરત છૂટું કરવામાં આવે છે જ્યારે કણબીભરત જાડા કાપડ ઉપર મોતીભરત વખતે જ સાથે જ ટાંકા લઈને કરવામાં આવે છે. કાઠી તથા મહાજન ભરત છૂટું બનાવી પછી મજબૂત કાપડ ઉપર ચોડવામાં આવે છે. પણ કણબી ભરતના બધા જ ટાંકા પાછળના કાપડ સાથે લેવાયેલ હોવાથી કણબી ભરત ઘણું જ ટકાઉ બને છે. કણબી ભરતમાં વલોણું, ગણેશ, અને વાઘ, સિંહ, ચિત્તા વિગેરે પશુઓના રૂપકામ થાય છે પણ કાઠીભરતની જેમ ધાર્મિક પ્રસંગોના



૫ – કણબીકામનું મોતી ભરેલ નાળિયેર અને ઇંઢોણી સાહતનો કળશ.



૬ – કાઠીભરતનો અંબિકા-સ્થાપનનો મોતી ભરેલ ચાકળો. કોર ઉપર કળશવેલ, પછી સાથીઆ, વચમાં ગણેશ, ચારખૂણે ચાર વૃક્ષ. અંબિકાની બન્ને બાજુ વાઘ. અને આસન નજીક પોપટનું ભરત. ઉપર નીચે વલોણું.

આખાં રૂપકામ થતાં નથી એટલે કાઠીભરત ઘણું જ આકર્ષક દેખાય છે. કણબીભરતને જાકજમાળ દેખાડવા માટે ભરતકામની વચ્ચે મોટાં ગોળ અને ચોરસ આભલાં મૂકવામાં આવે છે પણ આભલાંથી ભરતનો દેખાવ વધતો નથી. કાઠીભરતમાં ક્યાંયે આભલાં જોવા મળતાં નથી.

કણબી તથા કાઠી ભરતની પછીતપાટીઓના નીચલે ભાગે ઊનનાં ફૂમકાં અને વલમોતીની જાળીઓ બાંધવામાં આવે છે. આ પ્રથા વિશેષ કરીને કણબીભરતમાં જોવા મળે છે.

મહાજન શૈલીનું મોતીભરત ખાસ કરીને સૌરાષ્ટ્રના સમુદ્ર કિનારાના કેટલા ભાગમાં થાય છે. આ શૈલીના ભરતમાં વિશેષત: ભૂમિતિના કોણો, પશુ પક્ષીઓનું રૂપકામ, શ્રીનાથદર્શન વિગેરેના નમૂનાઓ જોવા મળે છે. મહાજન શૈલીના ભરતમાં ચાકળા તોરણ વિગેરે દિવાલના શણગારો ઉપરાંત ઘરવપરાશની ચીજો અને દુકાન કે પેઢી ઉપર વપરાતા સાધન જેવાં કે ખડિઓ, કલમ, ફીતો, ફૂટપટ્ટી, વિગેરે ઉપર મોતી ભરત થાય છે મહુવાના એક વેપારીના ચોપડાના પૂંઠાં



૭ – શ્રીનાથજી ભરેલો મોતીભરતનો ચાકળો.

ઉપર મોતી ભરત થયેલ જોયું હતું. બગસરાના એક વણીકને ઘેર લાલજીની પૂજાના સિંહાસન ઉપર મોતીભરત થયેલ જોવા મળ્યું હતું.



૮ – મોતીભરતના નાળીયેર સહિતના કળશ. બન્ને બાજુ ઇંઢાણીનાળીયેર સાથે ગાગર=બેડીઆં.

પહેલા મહાયુદ્ધ પછી ઈટાલીથી તેમજ ભારતવર્ષમાં બનતા મોટા મોતીના પારામાંથી ફળ રાખવાનાં મોટાં ગિંડા તથા કયાંક કયાંક ઊંટના ગળામાં પાંચ શેરનું ભરત કરેલી માળાઓ પણ જોવા મળતી.

કાચના પોલા મણકાના મોતીને અંદરથી ચકતા રંગોનો ગીલેટ કરી સોનાળિયા પબડી અને સળીઓ બનાવવામાં આવતી. તેનાં તોરણો અને ઘોડલિયાં બનતાં અને હાલમાં પણ કયાંક કયાંક બને છે. ગીલેટ કરેલી સળીના જેવા પણ નાના નાના ટુકડામાંથી લીલાં



૯ – કાઠીભરત. નાના બાળક માટેનો દૂધનો લોટો રાખવાનું મોતીભરતનું સીંકું અને સીંકલું.



૧૦ – મથરાવટી, ખોભળાં મખેરડો,

પીળાં અને ગુલાબી રંગનાં મોતી બનતાં તેને વલમોતી કહેવામાં આવે છે. આવા મોતીની જાળી તથા કવચિત તોરણ બનતાં એ પ્રકારની વલમોતીની જાળીનો નમૂનો મારા સંગ્રહમાં છે.

હમણાં હમણાં કેટલાક ભાઈઓ પરદેશ મોકલવા માટે ધંધાદારી ભરત કરાવે છે પણ એ ભરત કામ મોતીની જાત તેમજ કારીગરોની ઓછી આવડતને લઈને બહુ સારું થતું નથી

મોતીભરત કરનાર બહેનો મોતીને અમુક પ્રકારના કાણાં વાળી ચારણીથી ચાળીને પછી કામ કરે તેમજ જૂના ભરતના નમૂના પાસે રાખી કામ કરે તો મોતીભરત સારું થઈ શકે.

# નાડોદાનું ભરત

શ્રી સુશીલાબેન પટેલ તથા પ્રફુલ્લ જે. રાવળ

ગુજરાતમાં અનેક પ્રજાનાં આવાગમન થયાં છે. ઈતિહાસમાં માત્ર રાજકીય દૃષ્ટિએ આવેલી પ્રજાની માહિતી અપાઈ છે.પરંતુ નાની-નાની અનેક જાતિઓ-જ્ઞાતિઓ ગુજરાતમાં આજે અસ્તિત્વ ધરાવે છે. જેનો ઈતિહાસ મહદ્અંશે અંધારામાં પડયો છે. ઈતિહાસનું વિસ્મરણ થવા છતાં જે તે પ્રજાની કલા ને સંસ્કાર સમાજમાં ચિરકાળ પર્યન્ત ટકી શકે છે. વિસ્મૃતિ પામેલી એવી એક જાતિ છે વઢિયારની નડોદા કોમ. બહાદુર, નિર્ભય, મહેનતુ, ખડતલ ને ખેતીનો વ્યવસાય કરતી આ જાતિ મૂળે ક્ષત્રિય છે. સુખી ને સમૃદ્ધ આ જાતિ પ્રાપ્ત માહિતી અનુસાર સિંધમાંથી આવી છે. ને આજે મહદ્અંશે વઢિયારમાં સ્થિર થયેલી છે. નાડોદાની સિંધવ અટક આ સંદર્ભને પુષ્ટિ આપે છે. સિંધવની કુળદેવી સિંધોઈ માતા છે. જે સિંદુ નદીનું અપભ્રંશ નામ છે. ક્ષત્રિયાણીની ઝાંખી કરાવતી નાડોદાની સ્વરૂપવાન સ્ત્રીઓ સોનાના દાગીનાની અનહદ શોખીનછે. પરંતુ એમનો સવિશેષ શોખ તો છે ભરતકામનો. સ્ત્રીઓના શણગાર, બાળકોનાં કપડાં, ઘરનું સુશોભન ને તેમના ધંધાના સહાયક પુત્ર સમા બળદોના શણગાર ઈત્યાદિ સર્વમા ભરતનું સ્થાન અગત્યનું છે તેટલું જ અનોખું વિશિષ્ટ છે. 'હીરનું ભરત' તરીકે પ્રખ્યાત વઢિયારની ને નાડોદા સ્ત્રીઓનું આ ભરત એ પ્રદેશની એક વિશિષ્ટતા છે. ઉપરોક્ત ભરતની કલા એ જાતિની કલાપ્રિયતા ને કલાદષ્ટિની દ્યોતક છે. જીવનવ્યવહારમાં પ્રત્યેક સ્થળે એમની કલા મ્હોરી છે. અર્થાત શકય હોય તે દરેક કાપડ પર નાડોદા સ્ત્રીઓ ભરત ભરતી હતી ને આજે પણ એ પ્રથા નહીવત્ પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે. અલબત હીરનું સ્થાન સાદા રંગીન દોરાએ લીધું છે. હીરનું ભરત ભરેલાં પ્રત્યેક શણગાર છોકરીઓને નાડોદાકોમ આણામાં આપે છે. જે ગાંડામાં દીકરીને વળાવે તેના બળદોના શણગાર પણ દીકરીને અપાતા હતા. આજે તો પરંપરાથી ચાલ્યા આવતા એ ભરત જ છોકરીઓને અપાય છે. દરેક જાતિ-જ્ઞાતિમાં ભરતગૂંથણના નમૂનાઓ જોવા મળે છે તેમ છતાં 'હીરનું' ભરત એ જાતિની કલા ને સમૃદ્ધિને વ્યક્ત કરે છે.

રેશમ જેવા મુલાયમ હીર વડે ભરાયેલા વિવિધ નમૂનાઓ પરથી પ્રતીત થાય છે કે એ પ્રજાએ પોતાને અતીવ પ્રિય સંભવતઃ હિંદુ ધર્મના શુભ સૂચક ચિહ્નન સ્વસ્તિકને ? અંકિત કરવાનો યત્ન કર્યો છે! વળી ભૌમિતિક આકારોને આ ભરતમાં સવિશેષ પ્રાધાન્ય અપાયું છે. કયારેક ગણપતિ કે મોર પણ જોવા મળે છે. દિવાળી જેવા પર્વ ને લગ્ન કે સીમંત જેવા શુભપ્રસંગો પર ઘરનું સુશોભન વઢિયારની નાડોદા કોમ હીરના ભરતયુક્ત સાખિયા, ટોડલિયા, તોરણ, ચાકળા, ભીંતકોથળિયાં ઈત્યાદિથી કરે છે. (જુઓ ફોટો-૧) * તેમાંના ચાકળા ને તોરણ આજે પણ કેટલાંક સમારંભોમાં દેખા દે છે. ઘરેલુ કામમાંથી સમય કાઢીને અતિ ધ્યાનપૂર્વક ને ચીવટથી ભરાતું આ ભરત આજના ગતિશીલ કાળમાં ક્રમશઃ અદૃષ્ય થતું જાય છે. રહ્યાં છે માત્ર તેના પ્રાચીન અવશેષો. અલબત્ત આધુનિક કાળમાં આવાં ભરત ભરાય છે તેમ છતાં પ્રાચીન કાળ જેટલી કલા ને સૌંદર્યનો અભાવ સ્પષ્ટ વર્તાય છે. ઘરના સુશોભન સિવાય ચાલુ વપરાશની ચીજોમાં પણ આ ભરત ડોકિયાં, કરે છે જેમ કે ઓશિકાં, તકિયા, થેલી, ચણિયા, બાળકોનાં કેડિયાં ને ટોપી, રુમાલ, ઈત્યાદિ.

મહદ્ અંશે ખેતીનો વ્યવસાય કરતી આ જાતિને પુત્ર કરતાં પણ અધિક વ્હાલા છે પોતાના વ્યવસાયના સહાયક બળદો. પુત્રના કેડિયા બનાવતી સ્ત્રીઓ બળદને પણ શણગારવામાં એટલી જ ઉત્સુક હોય છે. લગ્ન કે ધાર્મિક પ્રસંગ ને દશેરા જેવા તહેવારોમાં બળદને સંપૂર્ણ રીતે શણગારમાં આવે છે. (જુઓ ફોટો-૨) † બળદની ડોકથી માંડી પૂંછ



નાડોદનું ભરતકામ: સૌથી ઉપર તોરણ. તોરણની બન્ને બાજુ ગણપતિસ્થાપનના ટોડલિયા. તોરણની નીચે કોથળિયું. બારણા વચ્ચે ચાકળો. બન્ને બાજુ બારસાખિયાં. : તસ્વીર : કૌશિકભાઇ પરીખ



નાડોદા રજપૂતોની સંપૂર્ણ રીતે શણગારેલી બળદની જોડ. તસ્વીર : કૌશિકભાઈ પરીખ

સુધીના શરીરને ઢાંકતી ઝૂલ, શીંગડા પરનાં શીંગડીઆં ને આંખ પર મખિયારા એમ બળદના પૂરા શરીરને હીરના ભરતથી શણગારવામાં આવે છે. પ્રસ્તુત ચિત્ર માંડલમાં સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્ય મહારાજશ્રી તેજેન્દ્રપ્રસાદજીની શોભાયાત્રાનું છે. કેટલાક નાડોદાઓ સ્વામીનારાયણ ધર્મને માને છે. કયારેક ઝૂલથી ઘોડાને પણ શણગારવામાં આવે છે.

* આ ચિત્રમાંના ભરતના નમૂનાઓ અમને ગામડાંઓમાંથી મેળવી આપનાર વિરમગામની સ્ટેટ બેન્કના કર્મચારી શ્રી માવસંગભાઈ જાદવના અમે આભારી છીએ.

+ આ સુંદર ચિત્ર પરિશ્રમ લઈને સુલભ કરી આપવાનો યશ જાય છે 'પરીખ ફોટોગ્રાફર્સ'ના શ્રી કૌશિકભાઈ પરીખને. એ સ્નેહીનો પણ આભાર માનું છું. પ્ર.

*



મહાજનભરતમાં હાથી : રેખાંકન સિયાણી

# ગણેશ-સ્થાપના

લેખક અને આલેખક : ખોડીદાસ ભા. પરમાર



૧ – ગણેશ-સ્થાપનમાં ગણેશઃ લોકભરત

ગામડાંગામના ખાબડગોબડ ખોરડાંને ઓપ આપનાર તો ગ્રામનારી છે. તેણે પોતાની કલાપારખુ નજરે સૌંદર્ય નાણ્યું છે અને રૂપાળા હાથની હથેળી અને આંગળિયુંના ટેરવે ટેરવે કલાનો કસબ સર્જી ગૃહ અને જીવતરને ભર્યુંભાદર્યું બનાવી દીધું છે.

ગ્રામ ખોરડાંના નેવાંથી માંડીને બારસાખના ટોડા સુધી કંડારની શોભનભાતો વીલસી રહે છે, પણ આ બારસાખી ટોડલાના સુતારી કંડાર અટકીને ઊભા રહે,–ત્યાં મુખ્ય ઘરના બારસાખ માથે, અડખે-પડખેથી જ ઘરનારીના કર – કસબના ભરેલા ભરત ઝૂલી રહે છે. બારણાંની મથાળેના ભાગમાં વાયરે ટરવરતાં અને ભીંતડે હલચલતાં શોભતાં–તોરણ એ ઘરધણીની રિદ્ધિ સિદ્ધિની સાખ પૂરે છે. ઘરને આંગણે આવતુને તોરણના પ્રતીક દ્વારા ઊજળો આવકાર આપે છે. પણ શુભ સિદ્ધિ માટે તોરણનીય મથાળે, ગણેશસ્થાપનાનું ભરત સ્થાન પામે છે. આ ગણેશસ્થાપન એ ઘરમાં રિદ્ધિ અને દોમ દોમ સાયબી સાથે ભરી-ભાદરી સંપત્તિ આપે તેનું પ્રતીક મનાય છે.

સૌરાષ્ટ્રમાં લોકજીવન કલા અને કારીગરી વચ્ચે વીલસ્યું છે. જેમ મોર પીંછા વગરનો હોય તો ઘર 'ધોળા ભરત' વગરનું હોય,–આમ 'ધોળું ભરત' એ સૌરાષ્ટ્રના દેશ્યમાનવીનો ઘર સુશોભનનો ઉજ્યાળો કલાપ્રકાર છે. ગારમાટી અને ધોળા ચૂને લીંપેલા ગ્રામઘરોને ટાણે પ્રસંગે દીપાવતું આ "ધોળું ભરત" તળ સૌરાષ્ટ્રમાંય વિવિધ રૂપે, રંગે અને આકારે રચાતું આવ્યું છે. તેમાં નાતે, જાતે ગામડે અને ગાઉ ગાઉએ તેના આળેખ કંડારની ભાત રચનાનો મરોડ, રંગનો તાળો વિવિધ રીતે રજૂ થયેલો જોઈ શકાય છે. આમ સમગ્ર સૌરાષ્ટ્રમાં પંથે પંથે ભરતમાં ફેરફાર થયેલો જરૂર મળી આવે છે, અને કોઈ કોઈ પંથકમાં વિશેષ પ્રકારના વિશેષ્ય ભરત નમૂનાઓ પણ તૈયાર થાય છે. તેમાં ગણેશસ્થાપનાનું સ્થાન છે:



૨ – ગણેશ-સ્થાપનમાં ગણેશઃ લોકભરત

[2]સૌરાષ્ટ્રભરમાં ઘરશોભાના લોકભરતમાં ગણેશસ્થાપન એવું ભરત છે–જેનું શોભન પ્રતીક તરીકે તો મૂલ્ય છે જ ઉપરાંત કોઇ સારા પ્રસંગે સ્થપાતાં આરાધ્યદેવ–પ્રથમેશ તરીકે પણ તેનું સ્થાન છે. સૌરાષ્ટ્રમાં કાઠીમાં સૂરજસ્થાપના અને ખેડૂતોમાં ગણેશસ્થાપના–એ બે ભરતનમૂનાનું સ્થાન દેવ મંદિર જેટલું જ છે. આમ સૌરાષ્ટ્રના અમૂક પંથકના ખેડૂત લોકોમાં ગણેશ-સ્થાપનાનું સ્થાન સૌથી પ્રથમ છે. ગણેશ વિઘ્નહર દેવ હોવાથી બધાં જ કુટુંબ–ઘરોમાં તેનું પૂજન થાય છે. એટલે ઘરની દીકરીનું ઘરશણગારનું ઘોળુંભરત ભરાય છે ત્યારે તેમાં સૌ પ્રથમ ગણેશ સ્થાપનાનું જ ભરત મંડાય છે, તેનું કારણ ગણેશ સર્વ સારાવાના કરનાર વિઘ્નહર દેવ હોવાથી આ લઈ જનાર કન્યાનો સંસાર નિર્વિઘ્ને અને સુખી રીતે ચાલે–વળી કશાય વિઘ્ન વગર કન્યાનો કરિયાવર અને બધું જ ભરત પૂરું થાય, આવા હેતુથી સૌ પ્રથમ ગણેશસ્થાપનના ભરતથી જ આણાનું ભરત ભરવાની શરૂઆત કરવામાં આવે છે અને આમ ગણેશસ્થાપના પ્રથમ ભરાય છે.

આ રીતે ભરતના કંડારમાં ગણેશદેવ પ્રથમ સ્થાપનના અધિકારી બનીને ઘર–શોભાવણ લોકભરતમાં પ્રથમ સ્થાન પામે છે. આ ગણેશસ્થાપના કપડાં ઉપર જ ભરાય છે. અને મોટા ભાગે ગણેશ લેવામાં આવે છે તેનું કારણ લાલ હિંગળો કિયા રંગનું સ્થાપનાના ભરતકામ માટે ઘોળું કપડું જ મુખ્યત્વે ગણપતિ અને વાનેવધતી રિદ્ધિસિદ્ધિ ધોળા રંગના પોત માથે વધારે ખીલી ઊઠે, તે તેનું કારણ છે. કોઈ કોઈ ખેડૂત સ્ત્રીઓ હળદરિયા પીળા રંગના પોત ઉપર પણ ગણેશસ્થાપના ભરે છે, આ કપડાં ઉપર પણ ભરત તો રૂડુંરૂપાળું ખીલે છે. તો કોઈ કોઇ લાલ મધરાશી પર પણ ગણેશસ્થાપના ભરે છે–તેમાં પણ ભરતનો ઉઠાવ તો સારો જ લાગે છે. ટૂંકમાં લોકભરતની ભરનાર ગમે તે પોત લે પણ રંગનો વાનો એવો સુંદર રીતે પ્રયોજે કે ગમે તેવું ભરત ઊઠીને આંખે વળગે તેવું બની જાય છે.

ગ્રામજીવન કરકસરિયું હોવાથી ભરતકામનો કોઈ પણ નાનો નમૂનો માંડવો હોય ત્યારે ઘરમાં જે લૂગડું પડયું હોય તેનો ઉપયોગ સહેલાઈથી કરે છે. જો તે લૂગડું ટૂંકું પડે તો તેને સાંધાડીને પણ તાત્કાલિક તેના પર આળેખ ચીતરાવીને ભરવા માંડે છે. ભરવા માટે ગ્રામકન્યાને એટલો બધી ઉતાવળ અને હોંશ હોય છે કે ઘણીવાર તો જૂનાં કપડાં ઉપર પણ તે આલેખાવીને ભરવા બેસી જાય છે. દરેક નમૂનાનું નીચેનું પડ તો હંમેશા જૂના લૂગડાંનું જ ચડાવે છે. બધા જ ગણેશસ્થાપન કે ચાકળા જોતાં તે દેખાય છે. આ રીતે ગણેશસ્થાપનાનું કપડાંનું ગદ ધોળું, પીળું, રાતું મુખ્ય હોય છે. કોઈ વાર કાળું પણ હોય છે તો ગણેશ સ્થાપના જેવા જ સૂરજ દેવળના કાઠીભરતમાં સૂરજ-સ્થાનનું કપડું નીલરંગ કે ધોળું વપરાય છે. બાકીના રંગો કાઠીભરતમાં વપરાતા નથી.



૩ – ગણેશ-સ્થાપનમાં જુદા જુદા પ્રકારની રિદ્ધિ સિદ્ધિઓ : લોકભરત

ગણેશસ્થાપનાનો આકાર એક સમચોરસ કાપડ ટુકડા માથે ત્રિકોણ ગોઠવીને માથે અણીવાળા મંદિર જેવો બનાવ્યા પછી તેમાં વચ્ચોવચ્ચ સૂંઢાળા અને પેટફાંદે ફુંદાળા પાટ માથે બેઠેલાં ગણેશને ચીતરવામાં આવે છે. ગણેશને બેસવાની સોના બાજોઠોને હીરથી અને મોટા ભાગે ચોકડા ભાતની ભરવામાં આવે છે. ગણેશની ડાબી જમણી બાજુએ બારણે વાયરો ઢોળતી રિદ્ધસિદ્ધિની પૂતળીઓ પણ ભરવામાં આવે જ છે. ગણેશના પગ પાસે લચપચતા લાડવાનો

થાળ મૂકવામાં આવે છે. અને બધાની સાથે ગણેશનું વાહન ટચૂકડો ઊંદર તો વિવિધરૂપનો અચૂક ભરવામાં આવે જ આવે. આ રીતે ગણેશ સ્થાપનાનો બાહ્ય આકાર મંદિર જેવો અને ગણેશ, તેની બે નારીઓ અને ઊંદરડો ઉપરાંત ફરતી ફેરણંધી અને કોરમાં કાચ, કોળીફૂલ, હાથી, સિંહ. મોર, પોપટ વગેરેના શોભન-ભરત ભરાય છે. તેની સાથે મોરઝાડવી, ઘીંહરાવેલ, પાનપોપટ ઉપરાંત ફૂલછોડ વગેરે અલંકારિક સુશોભન આકાર ભરીને ગણેશ સ્થાપનાને ભરચક્ક રીતે પૂરું કરવામાં આવે છે. વળી વચાળના ભાગે-ગણેશ અને રિદ્ધિ સિદ્ધિની આસપાસ મોર, પોપટ, ફૂલછોડ, હાથી વગેરે શોભન શોભનરૂપે ભરાય છે. ગણેશસ્થાપના જેટલું વધારે સુંદર રીતે શોભાવી શકાય તેટલું અવનવનથી અને ભરનારની પોતાની કલાપરખથી ભરાય છે. એટલે ગણેશસ્થાપનમાં કાચ (ખાંપ) આભલા અને સતારા તૂઈ, મોતીનો પણ ઉપયોગ કરીને આખા ગણેશસ્થાપનને ઝાકઝમાળ કરી દે છે.

ગણેશ સ્થાપનમાં ચીતરાતા ભરાતા ગણેશ એ લોકકળાના અપરૂપ નમૂના હોય છે: ગણેશનું પરંપરિત સ્વરૂપનું આધાન લઈ-ભરતમાં ભરી શકાય તેવા શોભન આકારના, બેઠેલા કે ઊભા, ચાર હાથવાળા અને ખાસ તો ડાબી બાજુના અંગ તરફના ભાગે સૂંઢનો વળાંક લીધો હોય તેવા જ ખાસ ચીતરીને ભરાય છે. ભારતીય લોકોમાં એવી માન્યતા છે કે જો ગણપતિની સૂંઢ જમણી તરફના અંગ તરફ વળેલી હોય તો તેવા ગણેશને અપૂજ રખાય નહિ. જો તે અપૂજ રહે તો કંઈ ભંજવાડ થાય, તેથી હમેશાં મોટાભાગે ભરત ચીતરમાં ડાબી સૂંઢવાળા જ ગણેશ ચીતરીને ભરાય છે. છતાં ગણેશસ્થાપના એ તો લોકનારીના કરનો કસબ હોવાથી ઘણીવાર ભૂલ ભૂલમાં તે જમણી સૂંઢના ગણેશ પણ ચીતરી કાઢે છે અને ભરનારી ભરી તો નાખે છે પણ આ બાબત જાણ્યા પછી તે ભરનારના મનમાં આ બાબતનો ચાંચાચોળો તો રહી જ જાય છે.

ગ્રામસ્ત્રીઓ કલાકારની જેમ સીધી રીતે ચિત્રકાર નથી, પણ પ્રકૃતિથી અને સ્વયંસ્ફૂરણાથી તે



૪ – ગણેશ-સ્થાપનમાં ગણેશ અને સિદ્ધિ : લોકભરત

પોતાની કોઠાસૂઝ પ્રમાણે આળેખ ચીતર કરી જાણે છે. તેનો હાથ કેળવાએલ ન હોવાથી અંતરસૂઝથી અને આપકળાથી ચીતરવાનું રૂપ પોતાની મનોગત કલ્પનામાં કલ્પીને, દોરાથી કે હીરથી ભરી શકાય તેવી શૈલીનું તે ચીતરી શકે છે, તેથી આ ચીતરેલો આકાર લોકકળાઓથી અજાણ માણસને ગ્રામીણ, જડ, પ્રમાણ અને વાસ્તવિકતા વગરનો લાગે પણ લોકકળાની પરખ પડતાં એની પ્રાકૃતિકતા અને નૈસર્ગિકતામાં સહજતા અને સરળતાનું સજીવસૌંદર્ય વિલસતું જોઈ શકે. સહૃદયતા હોય ત્યાં આ પરખ આપોઆપ પડવા માંડે.

ઘરશણગારનું મોટા ભાગનું ભરત ફૂલ, ગોટી પાંદડાની શોભનભાત અને ભૌમિતિક આકારની કથિપીનું હોવાથી આ ગણેશસ્થાપન માનવીય રૂપની અણુસારવાળું અને આકૃતિ મંડિત બનતું હોવાથી ઘરશણગારના સૌ ભરતમાં ગણેશસ્થાપના જુદું તરી આવે છે. દરેક ગણેશસ્થાપનમાં ત્રણ માનવ આકૃતિઓ તો હોય જ છે: એક દુંદાળા ગણપતિ અને તેની બે પત્નીઓ રિદ્ધસિદ્ધિનું જોડલું. લોકભરતમાં લોકનારીનું ચિત્ર આળેખનું રૂપ જોવું હોય-તેના આકાર-રચના-વળોટની રંગતનું સાચું દર્શન અને કલાકારીનું સૌંદર્યરૂપ માણવું હોય તો આ લોકભરતમાં ગણેશસ્થાપન અને ગોદડા ઢાંકવાનો ભરેલો ધાણિયો કે ગોદડા ઢંકણિયો જોવો. તેમાં માનવ, પશુપંખીની આકૃતિઓની રંગત જામી

હોય છે. આંતરિક સૂઝને કલ્પનાના સંઘેડે ચડાવીને આંતરિક ઘૂંટાતા રૂપ આકારને લોકનારી પોતાની સૂઝ પ્રમાણે મૂર્તમાન કરે છે, તેની રચના સાદી અને ગોઠવણી સરળ હોય છે.

આકૃતિપ્રધાન ગણેશસ્થાપનમાં માનવીય આકારોનો તો માત્ર વળોટ જ હોય છે; જેમ કે હાથ, પગ, માથું અને સૂંઢ. આટલા મૂળગત અંગઉપાંગની રચનાને વ્યવસ્થિત રીતે ગોઠવીને પછી જે અવનવા રંગોથી ભરાય છે કે તે આકૃતિ પ્રાકૃતરૂપે ચીતરેલ છતાં ભરતે ભરાતાં તે સુંદર નમૂનો બની જાય છે. અને તેમાં ગ્રામીણ સૌંદર્ય એવું તો વીલસે છે કે કલાપારખુ હૃદયના હૈયે તે ચોંટી જાય છે.

સૌરાષ્ટ્રમાં ખાસ કરીને હાલાર, મધ્ય સૌરાષ્ટ્રનો અમૂક વિસ્તાર અને અમરેલી પંથકમાં તેમજ ઝાલાવાડમાં કણબી અને સથવારામાં ગણેશસ્થાપન ભરવાનો ખાસ રિવાજ છે. (હાલ ગોહિલવાડમાં પણખરક કન્યાઓએ ગણેશસ્થાપન ભરવાનું શરૂ કર્યું છે.) જ્યારે સૌરાષ્ટ્રના બીજા ભાગોમાં ગણેશસ્થાપન ભરવાનો ચાલ નથી. જ્યાં જ્યાં લોકભરત ભરાય છે તે તે ગામમાં ભરત આલેખનાર એક બે સ્ત્રીઓ હોય જ છે, તેથી દરેક ગામ–તાલુકાના ગણેશસ્થાપનમાં વિવિધતા જોવા મળે છે. સૌ પોતાની કલ્પના પ્રમાણે આળેખતું. ગણેશ એક પણ તેની રજૂઆત જુદા જુદા પ્રકારની મનોગત ચીતરાય છે.

પણ આજે તો હવે ગણેશસ્થાપન બીબાંથી છપાવા લાગ્યા છે – બીબાંછાપ ગણેશનું રૂપ શિલ્પકળાના નમૂના ઉપરથી ઉતારવામાં આવ્યું છે; તેથી ગણેશનો આકાર મોટા ભમ વાસ્તવદર્શી કંડારાયો હોવાથી ભરત ભરતા આ આકારનો કોઈ મેળ બેસતો નથી. તો ગણેશની બે રિદ્ધિ સિદ્ધિની જગ્યાએ રાજા રવિવર્માએ ચીતરેલી લક્ષ્મી ઉપરથી તેમાં ઘાટ આકરનું બીબું તૈયાર કરી રિદ્ધિ સિદ્ધિની જગ્યાએ તેને છાપી દેવાય છે એટલે ગણેશસ્થાપનમાં આ પૂતળીનો કોઈ મેળ મળતો જ નથી. ગણેશ અને તેની પત્નીઓ બન્ને આકારસ્વરૂપથી ભિન્ન ભિન્ન પ્રકારના દીસે છે, ડ્રોઈંગ અને ભરવાની રીતે કશોય મેળ ભળતો જ નથી. વળી આ એક જ બીબાંથી છપાતું થયું હોવાથી હવેના બધા જ ગણેશસ્થાપના બીબાંઢાળ એક જ પ્રકાર–રૂપના થઈ ગયા છે. આવા નવા ગણેશસ્થાપના ભરત–શણગાર અને કલાકારીના સૌંદર્યની દૃષ્ટિએ બીલકુલ સારા લાગતાં નથી, બલ્કે ન ભરાય તો વધારે સારું.



૫ – ગણેશ–સ્થાપનમાં ગણેશ અને રિદ્ધિ : લોકભરત

ગણેશ એ લોકદેવ છે. સર્વ જગ્યાએ તેનું પૂજન પ્રથમ થાય છે તેથી સારા અવસરનો તે પ્રથમ ઈશ છે. ગણેશનું સ્થાન શિષ્ટ તેમજ લોકસાહિત્યમાં પ્રથમ અને અનેરું હોવાથી બધે જ તે સ્થપાય છે: આવા વિઘ્નહર્તા દેવને બધાની જેમજ લોકનારી પહેલો જ સંભારે છે – એટલે પોતાના કલા કસબના મંડાણની શરૂઆતમાં ગણેશસ્થાપનના નમૂનાથી જ ભરત ચીતર માંડીને–ભરીને પછી જ બીજી વસ્તુઓ ભરે છે. સાંજીના દેવગીતોમાં પણ પ્રથમ ગણેશનું જ ગીત ગવાય છે, પછી બીજું કામ થાય, આમ પ્રથમ પૂજનના અધિકારી આ ગણેશદેવના 'ગણેશસ્થાપના'ના ભરતનું હવે અવમૂલ્યન થતું જાય છે અને હવે તો હોંશ હોંશે ભરેલાં આવા 'ગણેશસ્થાપના' બજારમાં વેચાતાં મળવા માંડયા છે *

(* લેખક પાસે આશરે ૩૫ ભરેલાં સુંદર ગણેશસ્થાપનનો સંગ્રહ છે.)



૬ – ઉપરથી અનુક્રમે કાઠીભરતમાં મોર, મોચીભરતમાં મોર; લોકભરતમાં, વીંછી, ચકલી, બગલો સામસામા મોર ને ટીટોડી.



૮ – કાઠીભરતમાં રામસીતા

૭ – ઉપરથી અનુક્રમે લોકભરતમાં ઊંદર અને હાથી. આડું દીપડાનું રેખાંકન ખરકભરત, કાઠીફાલીનો હાથી અને લોકભરતમાં વીંછી.



૯ – લોકભરતમાં ઝાડ, પોપટ ને મોર. નીચે લોકભરતમાં ધીંહરાવેલ.





૧૦ – ખોરડાની અંદર કાટવાળો ઢાંકવા માટે તેમજ માંડવા ઉપર બંધાનો ઉલેચ.

૧૧ – ઉપરથી અનુક્રમે લોકભરતમાં મોર, મોરનો બીજો પ્રકાર, ત્રીજો પ્રકાર ને ચોથો પ્રકાર.





૧૨ – ઉપરથી અનુક્રમે લોકભરતમાં હાથી, સાંઢિયો, ઘોડો અને બીજા પ્રકારનો હાથી.

૧૩ – ખંધેલાવાળો ઉલેચ.





૧૪ – ભવાઇના માંડવાની ચંદેણીઃ ઓરાના લીટીવાળા કાપડ ઉપર કટાવકામ.

૧૫ – રજપૂતભરતમાં મોર, પોપટ ને કૂકડો. લોકભરતમાં મોર, એની નીચે પણ મોર અને ફૂલગોટા ઉપર સામસામા બે પોપટ.



૧૬ – ગોદડાં ઢાંકવાનો તોરણ માંડત ધાણિયો– ધ્રારણિયો અથવા ગોદડાં ઢાંકણિયો. આ કટાવકામના કળામય ધાણિયામાં ઉપર કોથળીવાળું તોરણ, વચમાં કાનગોપીનું વલોણું, એક ખૂણે ઝાડ-પોપટ, બીજે ખૂણે ગોપી, નીચે બે બાજુ રૂડાં ઝાડ અને સૌથી નીચે સામસામા બે હાથી. એક માથે હોદ્દો છે ને બીજા માથે પોપટ છે.



# રબારી અને ભરત કંડાર કામ



મણિભાઈ વોરા

નં - ૦ નાઘેરના રબારીના ઘરની ઓસરી

પશુપાલક રબારી ગુજરાતમાં લગભગ બધે સ્થળે છે. ઉત્તર ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રમાં મૂળ વાંઢમાં ફરનારી આ કોમ જ્યાં તેના માલને બહોળું ચરિયાણ મળે ત્યાં જાય અને હંગામી વસવાટ કરે. વર્ષના લાંબા સમય દરમિયાન ઢોર નભે એવા સ્થાને રબારીઓ ઝોક–નેસ નાંખે. ખેતી ઓછી હોય, સીમ વગડો વિશેષ હોય એવાં સ્થાનમાં કચ્છમાં, મચ્છુકાંઠે, હાલર, ઓખા, બરડા સરહદમાં કાંઠીઉપર નાઘેરમાં, તેમજ બરડો, આલેચ, ગિરનાર અને ગિરના ડુંગરોમાં માલધારી રબારીઓ વસે છે.

સૌરાષ્ટ્રના પશ્ચિમ કાંઠાના રબારીઓ મચ્છુકાંઠા કે ઓખાના રબારીઓથી રંગઢંગથી જુદા પડી રહે છે. સ્થળ અને સમયને કારણે સ્થિર વસવાટ કરનાર રબારીઓ પશુપાલક જીવન સાથે કૃષિકાર પણ થયા છે. આવા રબારીઓનાં ગામ નેસ કેડા છે. આ



૧. શ્રીફળ. મોતીભરત: ગણેશ, પૂતળી, પોપટ અને સાથિયાની ભાત ભરેલ. **રબારી ભરત:** ચિત્રકાર નથુભાઇ ગરચર

રબારીઓ મમ્માઈ માતાજીને પૂજે છે. પશ્ચિમના કાંઠી ઉપર શીલ, લોએજ બળેજ, ઓડદર અને સાંગાવાડાની ડેરી એ પાંચ મુખ્ય માતાના મઢ છે, એ ઉપરાંત જ્યાં રબારી વિશેષ વસ્તી હોય ત્યાં પણ માતાજીના મઢ સ્થપાયા છે. જેવા કે ચોરવાડ, વેરાવળ, સાણા જેવાં સ્થળે. દરેક મઢમાં 'ભૂવા આતા' હોય છે જે રબારીઓના ધાર્મિક વડા છે અને તેઓને રબારીઓ અનન્ય ભાવથી માન આપે છે. પૂજા-સ્થાને મઢમાં દર્શન-સ્થાને માતાજીના મોરના પ્રતીક પવિત્ર મોર-પીંછની ઝૂંડીઓ, અને હંસના પ્રતીક શંખ હોય છે. ઘીના અખંડ દીપ બળે છે. વિજયાદશમી ઉપર જે જે મઢે માતાજીનો હુકમ થાય અને ભૂવાને 'આખા' આવે તે તે મઢે 'પૂંજ' થાય છે. આ રબારીઓનો વાર્ષિક મહામેળો હોય છે. આ વિભાગમાં રબારીઓ આને ધાર્મિક અગત્ય આપે છે રબારી સમાજ જીવનમાં દરેક ક્ષેત્રે લોકકલાના જે કાંઈ અંશ હોય છે તે આ પૂંજમાં જોવા મળે છે.

પશુપાલક ડુંગર કે વગડામાં રહેતા રબારીઓ ઘેટાં, બકરાં અને ભેંસ રાખે છે. ભારવાહક પશુ તરીકે ઊંટ હોય છે. સામાન્ય રીતે આ રબારીઓ ગરીબ સ્થિતિમાં રહે છે. તેમનાં ઓરડા ઝૂપડાંમાં શણગાર ક્યાંથી હોય ? સ્ત્રીઓ, બાળકોને આછા પાતળા શણગાર હોય છે. સાંઢિયાને પણ ક્યારેક થોડો શણગારે છે.



૩. પેટારો: ૬૦ વર્ષનાં કાષ્ટકળાનો નમૂનો, ૩૦ વર્ષ પહેલાંની ગોદડાની મળી-કટાવ કામ અને ફૂમકાવાળી. અને આજનો ઢાંકવાનો ધાબળિયો- (ધાણિયો) - **રબારી ઘરનો રાચ:** ચિત્રકાર ગરચર



૨. ઇંઢોણી: મોતીભરત: મોર, ઝાડવું અને ટીપડીની ભાત ભરેલ આહિરકાઠી ભરતની નકલ **રબારી ભરત:** ચિત્રકાર ગરચર

નદીકાંઠાના રબારીઓ તેમજ નાઘેરના રબારીઓ ખેતી પણ કરે છે અને ખેતી સાથે પશુપાલન કરે છે. આ રબારીઓ સરખામણીએ માલદાર હોય છે. ગામમાં સાથે રહેતા આહિર, કણબી, મહેર, કોળી પાસેથી રહનસહનના સંસ્કાર મળતાં જૂનાગઢ જિલ્લાના રબારીઓએ પોતાની ગૃહનિર્માણકલા, બાળકો અને સ્ત્રીના આભુષણો, પશુના શણગાર વગેરે પણ ખેડૂત કોમોના અપનાવેલ દેખાય છે.



૪. તોરણ : મોતીભરત સાથિયો, ગણેશ, બુટ્ટા અને આંબાડાળે પોપટડા - પાંચ - કોથળીનું તોરણ **રબારી ભરત** ચિત્રકાર ગરચર.

માનવ કલાકાર તો સરજનકાળથી છે જ. પોતાના જીવનમાં કલાની ચિનગારી લઈને જન્મેલ માનવી વાતાવરણ અને સંયોગ પ્રાપ્ત થતાં પોતાના કામને સંસ્કૃત બનાવતો જાય છે. કલાસંસ્કાર સમૂહમાં અપનાવવાથી સ્થિર થતાં સમૂહજીવનમાં ઉપયોગની જણસોમાં ઊતરે છે.

રબારી–કેડાનાં લગભગ બધાં ઘરને રતાશ પડતી ગારમાટી કરાય છે. નાઘેરની રાતી ભૂમિના પ્રતાપે માંગરોળ-ચોરવાડ તરફ રબારી ખોરડાંની ભીંતો વિશેષ રતાશ પડતી છે. ખંતીલી રબારણો ઓસરી અને ઓરડામાં ખડી માટીથી ભીંતને ધોળી કરે છે. ઓસરીમાં બારણાની બાજુમાં સાખિયા, ઝૂલવેલ કે સાદા પટા દોરે છે, અને આંબો, મોર, પોપટ, હાથી જેવાં 'ચિતર આરખે' છે. રેખાઓ ઘેરા રાતા કે ગળીના રંગની દોરે છે અને રંગ પૂરણીમાં ગળીનો રંગ, કાળો રંગ, લીલો રંગ, મુખ્ય હોય છે.

તોરણ, ચાકળા, કટાવકામના અને ચીંદરડીઓના ઓટણ કામથી કરેલા હોય છે. ભરત વગરના વિવિધ જાતના કપડાંને સીવીને કરેલી તોરણની કોથળીઓ સાદી હોય છે.

કટાવ કામ તેમજ ઓટણ કામથી સુશોભિત ગોદડી તો લગભગ દરેક રબારીને ઘેર હોય જ. ગોદડીમાં દોરાના ભરત પણ પાંખા પાંખા કરીને ઓટેલાં દેખાય છે. અતિથિને આંગણે ખાટલો ઢાળી ઉપર ઘરનાં રાચ જેવી ગોદડી પાથરી બેસાડી, પાણીનો કળશિયો આપી તેનું સ્વાગત દરેક રબારી ખોરડે થાય છે.

સપીતા ખેડવાયા કે માલધારી રબારીના ખોરડે તો અન્ય ખેડુ કોમના ઘરના રાચ દેખાય છે. ભરતકામ, મોતી ગૂંથણકામનાં તોરણ ચાકળા, ઈંઢોણી



૫. તોરણ : મોતીભરત : ઝાડવાં અને ફૂલ બુટ્ટાનું નવકોથળીનું **રબારી ભરત** : ચિત્રકાર ગરચર

કટાવ અને ઓટણુ કામ, ગોદડી, ગોદડાની મળીઉં, ધાણિયો, બળદની ઝૂલ કટાવકામની હોય છે. સફેદ પાણુકોરાં ઉપર રાતા પાણુકોરાની ચીંદરડીઓ ટાંકીને આ કામ કરે છે.

વેશભૂષા અને ઘરેણાં પણ રબારીઓમાં ખાસ પ્રકારના હોય છે. ધારાં, છારાં અને ડોબાંને ચારતી કુદરતી વાતાવરણમાં વસતી આ કોમના કપડાં સફેદ અને ખૂબ ઘેરા રંગનાં જ હોય છે.

દાઢિયાળાના લુગડાંમાં પાણુકોરાંનાં ચોરણી આંગડી અને પાઘડી તેમજ ભેંટ બાંધવા પછેડી હોય છે. રબારીની આંગડીની ચીણમાં પાછળ રાતું પૂંઠિયું હોય છે. પાઘડીના છેડા રાતા અથવા કાળા હોય છે. જણના હાથમાં વાંસની ડાંગ અને ખભે ધાબળો હોય



૬. ગોદડી : કટાવકામ અને ઓટણકામની ગોદડી
રબારી ગોદડી: ચિત્રકાર ગરચર

નાળિયેર પણ રબારી યુવતિઓ ભરે છે, આ સર્વમાં રંગમાં અને આકૃતિમાં રબારીનું કામ જણાઈ આવે છે. ઓછું અટપટું, સીધું, ઘેરું કામ આ પ્રજાને ગમે છે. – ઘરની માંડણી, અંદરના રાચ, બાળકોના પહેરવેશ, પશુઓના શણગારમાં પણ રબારી થોડા થોડા આગળ વધ્યા છે.

ભરતકામ કાળીભોંય ઉપર સુતરાઉ સફેદ દોરાના તેમજ લીલા કે ખુલતા લાલ જાંબલી દોરાના હાથી, મોર, આંબલો, પોપટ, વલોણું, સાંઢિયો, હુક્કો ધરાવતો જણ જેવી આકૃતિઓ ભરે છે. કટાવકામ ઉપરથી ઉતારેલ ફૂલ, ગોટા ચકરડી પણ ભરે છે. રાતા પટ ઉપર ભરત ભરે તો જાંબલી, કાળા, લીલા દોરાના ભરેલ હોય છે.



૭ ગોદડી : કટાવ અને ભરત કામની ગોદડી
રબારી ગોદડી: ચિત્રકાર ગરચર



૮. ઊનનો ધાબળો : ધીંગીકોર, ભાતીગળ છેડો અને બાંધેલ રંગીનકોર ફૂમકાંવાળો: **રબારીનો ધાબળો**: ચિત્રકાર ગરચર

છે. ભાઈ માણસના ઘરેણામાં કાનમાં ફૂલ, સિસોરિયાં ચાપવાં અને ડોકમાં પરવાળાંની માળા ફુમકાંવાળી તેમજ હાથમાં આંગળી ઉપર રૂપાના કરડા પહેરે છે.

સ્ત્રીના પોષાકમાં રાતું કે કાળું–ઘેરંઝબલી થેપાડુ–પેરણું, રંગીત સર અને લીલી બાંયોવાળું કાપડું, અને રાતું કે કાળું ઓઢણું હોય છે. રાતું ઓઢણું હોય તો તે પીળા દાણાની મોટી અને પારની બાંધણીનું હોય છે. પગમાં કડિ– રાની ઊનનો ઝાડો દોરો અને તેનું જ બનાવેલ અંદરને ભાગે રહેવું લાંબું ફૂમકું શણગાર બાંધે છે.

કાનમાં વાળી વેઢલા, હાથમાં સરલ કરંડીઆ ડોકમાં હાંસડી સાંકળી કે માળા, રૂપાંના દાગીના હોય હોય છે, અને પગમાં કાંબી હોય છે.

ડોકમાં સોનાનું બોરડું, કાનમાં સોનાનો સરંઢીઓ, અને ડોકમાં રાતા ઊનના દોરામાં સોનાનો સોનૈયો રબારણનાં ખાસ ઘરેણાં હોય છે.

પોસાણવાળાં વધારે ઘરેણાં પણ પહેરે છે.

બાળકોને ચોરણી, આંગડી, નતિયા કુંચલીમાં ભરત ફૂમકાં મૂકી તેમજ ટોપીમાં આભલાં ટાંકીને પણ સગવડ પ્રમાણે શણગારે છે.

ફૂમકું રબારી લોકોનું માનીતું શણગારનું સાધન છે. ચોરણીની નાડીએ, માળાના દોરાને છેડે, કાપડાંની કસને છેડે, ધાબળાના છેડે, કે નતિયાને છેડે, ગોદડાંની મળીને છેડે કે કાંગરે, બળદની ઝૂલે કે લલાવટીએ, ઘોડા કે ઊંટના શણગારમાં, પાવાની જોડના દોરે અને રબારીના લીંબડીઆની શરણાઈ ઉપર ફૂમકાં રબારીવાસમાં જ્યાં ત્યાં દેખાય છે. ઘરમાં મંજૂસ, કે કાંધીની દોરે પાટીનાં ડોરણાં પણ ફૂમકડાંને સ્થાને જ હોય છે.

ચૂલાની પેઢલી, કાંધી, ગોખલા, ગોરસ રાખવાના મંજૂસ માટીકામના નમૂના છે, જેના ઉપર કંડારેલ આકૃતિઓમાં કાંગરી ઝાડવું અને મોરલા દેખાય છે. રબારીના ઘરમાં બહુ થોડા ઘરમાં આ કામ દેખાય છે. કચ્છના રબારીઓ આ બાબતમાં ખૂબ ચઢિયાતા છે. હવે તો માટીના આવાં રાચ ભૂતકાળના અવશેષરૂપ ભાગ્યે જ દેખાય છે.



૯. નાનાં તોરણનું મથાળ: રાતીભોંય, ઉપર પીળા, લીલા, ધોળા દોરાનું ભરત : ચાર મોરલાનું તોરણ- **રબારી કામ** : ચિત્ર: સાયાણી

# સાધનામાં સુશોભન

ગોસ્વામી મોહનપુરી

જીવનના ચારે આશ્રમોમાં કલાનું મહત્ત્વ સ્વીકારવામાં આવેલ છે. સંન્યાસ જે વિરક્ત ભાવનો આશ્રમ છે તેમાં પણ કઠિનમાં કઠિન સાધન સાથે સુશોભન કલાને સ્થાન મળેલું જણાય છે. આમ જુઓ તો પ્રત્યેક ધાર્મિક ક્રિયા આપણે ત્યાં સુશોભનયુક્ત હોય છે.

બાવા સાધુઓમાં ગુપ્ત ગણાતો મહાકાલીનો પાટ, આજની રંગોળીનું ચિત્રામણ ધરાવે છે. તંત્રમાર્ગમાં પૂજાસ્થાને રહેલું તંત્ર જુદી જુદી જાતની આકૃતિઓ, કંડારકામ અથવા ચિત્રામણ ધરાવતું હોય છે. તંત્રમાં આવી આકૃતિઓ શા માટે મૂકવામાં આવે છે, અથવા ક્યારથી શરૂ થઈ તે નક્કી કહી શકાતું નથી પણ સૌરાષ્ટ્રના તંત્રો તેમજ જુદા જુદા પાટના ચિત્રામણો સુશોભનની નજરે જોવાં જતાં બહુ આશ્ચર્યકારક જણાય. ગામડાની તદ્દન જડ અને અજ્ઞાત બાળ પણ મહાકાલીના પાટનું સુંદર ચિત્રામણ કરે છે,બાજુમાં ત્રાંબાના લોટા અને આસોપાલવનાં પાન મૂકી ઉપર નાળિયેર મૂકવાની રીત કલાકારને ખુશ કરી દે એવી હોય છે. મહાકાળીનાં આ પાટનું ચિત્રામણ ઘણી જ બારીકાઈ અને વિચારપૂર્વક કરવામાં આવે છે. સૌ પ્રથમ ગોબરનું લીંપણ કરી લાલ રંગનું સવા વારનું કાપડ બિછાવવામાં આવે છે, તેની ઉપર ચોખાથી ચિત્રામણ થાય છે. શ્રીમાતાજીના શુભનામ પૂર્વક વચ્ચે ચપટી ચોખા મૂકી બિન્દુનું સ્થાપન થાય છે. બિન્દુ સિદ્ધ થયા પછી તેની આજુબાજુ ઉલટ સુલટ બે ત્રિકોણ બનાવવામાં આવે છે. આ બે ત્રિકોણથી અંદરના ભાગે ષટ્કોણ સિદ્ધ થાય છે. (જુઓ મહાકાલીના પાટનું ચિત્ર) બિન્દુ, ષટ્કોણ અને તેનાથી બનેલા બહારના છ ત્રિકોણો ફરતો ગોળાકાર કરી, તે પછી બીજો ગોળાકાર અને આઠ કમળપાંખડીઓ ચિતરાય છે. આ બધાને ફરતું વળી એક ગોળ કુંડાળું, બીજું અને ફરતી અગ્નિશિખાઓ દોરાય છે. બહારની અગ્નિજ્વાલાઓ તપનું સૂચન કરે છે. વીર્યવાન સ્ત્રી પુરુષો જ આ જ્વાલામાં પ્રવેશી અંદર બે ત્રિકોણ રૂપે રહેલા શિવશક્તિને આધારી શકે છે. શિવ શક્તિના દ્વૈત ભાવની અંદર બિન્દુનું અદ્વૈત હોય છે. આ બિન્દુમાં નિરંજન નિરાકારનો સિન્ધુ ખળકતો હોય છે, જ્યાં પહોંચી જીવ શિવ બની જાય છે.




૧ અગ્નિજ્વાલાને ફરતાં ચાર દ્વાર આવેલાં હોય છે. ચાર દ્વારો ઉપર સૂરજ, ચંદ્ર, નાગ અને શિવલિંગનાં ચિત્રામણ કરવામાં આવે છે. 'ધર્મ' ચંદ્રમા જેવો શીતલ છે, 'અર્થ'નો પુરુષાર્થ સૂરજ જેવો છે, નાગદેવતા 'કામ'નું પ્રતીક છ અને ઉપરના ભાગમાં આવેલું શિવલિંગ મોક્ષનો અભ્યુદય સૂચવે છે. આ ચાર દ્વારોને જોડતા બાહ્ય ભાગે બીજા ચાર અલગ ત્રિકોણો આળખવામાં આવે છે. આ ત્રિકોણોથી મહાકાલીના પાટનું બહારનું ચોરસ સ્વરૂપ બંધાય છે અને આખો પાટ પૂરો થાય છે.

બહારના ત્રિકોણોમાં સૌરાષ્ટ્રમાં ઓમ, શ્રી; સ્વસ્તિક તથા ત્રિશૂળ મૂકાય છે. જ્યારે સૌરાષ્ટ્ર સિવાય

બીજે આ મૂકવામાં આવતા નથી સૌરાષ્ટ્રમાં જુદા જુદા ધર્મવાળા એકબીજાની ખૂબ નજીકમાં આવી ગયા છે તેની આ અસર જણાય છે. ત્રિશૂળની નીચે પાંચ લાડવાનાં ચિહ્ન મહાકાલીની આરાધના કરનાર મુખ્ય પંચપંથની સાક્ષીરૂપ મૂકાય છે. ખૂબીની વાત એ છે કે આ પાટનું ચિત્રામણ સપ્રમાણ અને ઘાટીલું બનાવવામાં આવે છે. સીધે સીધું ચિત્રામણ થતું હોવા છતાં એક આંગળનો ફેર પણ તેમાંપડતો નથી. આ સિદ્ધ હાથની સાધનાનું ફળ મનાય છે. પાટ કેવો આળેખાયો છે તે ઉપરથી સિદ્ધિનું માપ નીકળે છે.

સૌરાષ્ટ્રમાં આવા પાટ છેલ્લા દોઢ હજાર વર્ષથી ચિતરાતા હોવાનું જાણવા મળે છે. ચોખા ઉપરાંત, મોતીના પાટ અને હસ્તલિખિત પોથીમાં કંકુથી દોરેલા પાટ તથા મુખ્ય મંદિરમાં કાયમ પૂજાસ્થાને રહેતા પથ્થરના પાટ પણ સૌરાષ્ટ્રમાં જોવા મળે છે. ચોખાના પાટ ઘર આંગણે તૈયાર કરી, પાટ પૂરો થતાં તેનું વિસર્જન કરવામાં આવે છે. જ્યારે મોતીના પાટ ચોપાટ જેવા હોય છે, જે પાટ પૂરો થતાં સંકેલી લેવામાં આવે છે. કોઈ સમૃદ્ધિવાન આવો પાટ ઘરનો જ રાખે છે. બીજા તેની પાસેથી માગી લાવી પાટ પૂજા કરે છે. મોતીના આવા પાટમાં પોરબંદરની ખારવા જ્ઞાતિની વંડીમાં આવેલો સ્વ. ભીમગર મહારાજે બનાવેલો પાટ આ પંથકમાં જાણીતો છે. વીસાવાડામાં તથા જામનગરમાં પણ આવા મોતી પાટ છે.

રામદેવપીરના ગુપ્તપાટનું ચિત્ર.

[2]હસ્તલિખિત પોથીમાં કંકુથી દોરેલા પાટ બાવાના બારોટો પાસે જોવા મળે છે. પ્રભાસપાટણની મહંતની જગ્યામાં તથા ગિરનાર કમળકુંડના સાધુઓ પાસે અને મયારામ બાપુના આશ્રમમાં કાગળ ઉપર કંકુથી દોરેલા પાટો મઢાવીને રાખવામાં આવ્યા છે અને નિત ધૂપદીપ થાય છે. પથ્થરના પાટ સૌરાષ્ટ્રના ઘણા દેવી મંદિરોમાં જોવા મળે છે, જેમાંથી પોરબંદર દશનામ ગોસ્વામી છાત્રાલયમાં આવેલા ચંદ્રઘંટા દેવીના મંદિરમાં આવેલો પાટ એક આખા પથ્થર ઉપર કંડારેલો પાટ છે. વિશેષ પ્રાચીન પથ્થર પાટોમાં પોરબંદર પાસેના ખીમેશ્વર મહાદેવના મંદિરનો પાટ એ મંદિર જેટલો જ એટલે કે ઈ.સ.ની નવમી સદી જેટલો જૂનો જણાય છે.



દિવાસા ગામે આવેલ [illegible]

[3] મહાકાળીના પાટની માફક રામદેવ પીરના પાટનું ચિત્રામણ પણ થાય છે. આ પાટ માત્ર ભૌમિતિક આકૃતિ ઉપર જ આધાર રાખે છે. (જુઓ રામદેવ પીરના પાટનું ચિત્ર) વચ્ચે બિન્દુ કરી ચાર બાજુ ચાર ચોરસ મૂકી તેની અંદર ચોરસ અને ત્રિકોણ કરવામાં આવે છે.

પાટ જેવાં જ ત્રાંબાના અને પાણાના તંત્રો પણ સૌરાષ્ટ્રમાં ઠેર ઠેર જોવા મળે છે, જેમાંથી પુરાતત્ત્વની નજરે સૌથી પ્રાચીન ઈ. સ.ની છઠ્ઠી–સાતમી સદીનું માધવપુર (ઘેડ) પાસે દિવાસામાં આવેલું છે. (જુઓ, દિવાસા ગામે આવેલ તંત્રનું ચિત્ર) આ તંત્ર પ્રાચીન હોવા ઉપરાંત અભ્યાસની દૃષ્ટિએ ખૂબ અગત્યનું પણ છે તેમાં બિન્દુ અને ઉપર નીચે જતા બે ત્રિકોણની આજુબાજુ બકરી, ઘેટું, ગાય અને ભેંસ–એ ચાર પશુઓના માથાં કંડારવામાં આવેલા છે. આદ્ય શંકરાચાર્ય (ઈ સ. ૭૮૮–૮૩૮) પહેલા આવા તંત્રોની ખૂબ પૂજા થતી એવું માનવામાં આવે છે. બૌદ્ધ અને જૈન પંથોમાં પણ પથ્થર અને આરસમાં કંડાર પામેલા તંત્રો જોવા મળે છે, જેમાંથી ભાવનગર પાસે ઘોઘાના ઠાકર મંદિરના પટાંગણમાં પડેલું કાળા આરસનું તંત્ર જોવા લાયક છે. દિવના લિંગ અને યોની આકારના તંત્રો તથા ઠેર ઠેર જોવા મળતા ત્રાંબાના તંત્રો કંડારકામની દૃષ્ટિએ નોંધપાત્ર છે.



૧– લોકભરતમાં ઘોડો



૨– છાપકામમાં ઘોડો



૩– કંડારમાં ઘોડો



૪– માટીકામનો ઘોડો

# પશુપ્રાણીઓનો સાજસરંજામ

જોરાવરસિંહ જાદવ



૧– રાજાની સવારીમાં શણગારેલું ઊંટ–નગારું: શિહોરના ભીંતચિત્રનું રેખાંકનઃ એસ. શુકલ

૧ માનવજાતનો પ્રથમ સંસ્કાર તે કૃષિ-સંસ્કાર. આદિકાળમાં જ્યારથી સંસ્કૃતિનું પરોઢ પાંગર્યું અને કૃષિસંસ્કારના પદધબકાર સંભળાવા શરૂ થયા ત્યારથી માનવે પશુઓને પાળવાની અને તેમને ઉપયોગમાં લઈને બોજો ઓછો કરવાની શરૂઆત કરી.

વેદકાલીનયુગમાં તો લોકો પશુઓની ઉપયોગિતાથી પૂરેપૂરા પરિચિત થઈ ગયા હતા. ગાય, બળદ, ઘોડા, હાથી વગેરે પાલતુ જનાવરોને ગાડે જોડતા હળે જોડતા. સવારી માટે, દૂધ અને માંસ માટે ઉપયોગમાં લેતા, એ સમયથી માનવી અને પશુ વચ્ચે હેતપ્રીતની હીરલાગાંઠ બંધાયેલી જોવા મળે છે. એ યુગમાં પશુ-પ્રાણીઓનો આદર થતો. પોતાના જીવ જેવાં વહાલાં પશુઓ માથે માનવી અનોધાં હેત વરસાવતો. વારતહેવારે એને શણગારતો અને એનું પૂજન કરતો. આમ લોકજીવનમાં જોવા મળતી પશુશણગારની પરંપરાનું પગેરું છેક વેદકાળમાંથી આપણને સાંપડે છે.

## વેદકાલીન અશ્વોનો શણગાર:

આર્યોના અર્થકારણમાં ગાયો, બળદો અને અશ્વોનું મહત્ત્વ સવિશેષ રહેવા પામ્યું હતું. વધુ ગાયો અને અશ્વોનો માલિક અત્યંત ધનવાન અને સમૃદ્ધ માનવી ગણાતો. અશ્વોના સ્વામીની પ્રતિષ્ઠા સમાજમાં ઊંચી અને આદરણીય ગણાતી. ઘોડા એ સમયે સૌથી વધુ ઝડપી દોડનાર જાનવર ગણાતું. આવા એક ઘોડાનું મૂલ્ય ૧૦૦૦ ગાયો બરાબર ગણાતું. આવા જાતવંત અશ્વોને તેના પાલકો કમનીય કાંચનમાળાઓ, મનોહર મોતી અને અવનવાં સુવર્ણાલંકારો અને રંગ-બેરંગી રૂપાળી ફૂલમાળાઓથી શણગારતા.

વેદના વખતમાં ઘોડાદોડ પણ જાણીતી હતી. આવી ઘોડાદોડ 'આજિ'ને નામે ઓળખાતી. 'ઋક્સંહિતા અનુસાર ઝડપી દોડનાર ઘોડાની સારી સેવાચાકરી કરવામાં આવતી. આ પ્રસંગે ઘોડાને નવરાવીને સુવર્ણ અલંકારો અને સુંદર મજાના સાજસરંજામથી શણગારમાં આવતાં.[૧]'

આર્યોના વિજયમાં અશ્વોનો ફાળો મહત્ત્વનો રહ્યો હોવાથી અશ્વોના માનપાન ખૂબ વધી ગયાં હતાં. આથી રાજસૂયયજ્ઞ પ્રસંગે અને વારતહેવારે ઘોડાને ભાતીગળ શણગારોથી સજાવવામાં આવતા. આ રિવાજ મહાભારતના સમયમાં પણ ચાલુ રહ્યો. ચક્રવતીપદ પ્રાપ્ત કરવા માટે રાજા મહારાજાઓ અશ્વમેધ યજ્ઞ કરતા. 'એ વખતે સર્વાંગે શ્વેત અને કાળાં ટપકાંવાળા, ભૂરા પેરા રંગની કેશવાળી ઘોડાને આખા શરીરે શણગારીને છૂટો મૂકવામાં આવતો[૨]'.

૧. જુઓ: પ્રાચીન ભારતીય મનોરંજન: લેખક: મન્મથરાય.

૨. શતપથ બ્રાહ્મણ: ૧૩–૪–૨–૪: તૈતરિય સંહિતા

ભગવાન રામચંદ્રજીએ અશ્વમેધ યજ્ઞ કર્યો ત્યારે આવો અશ્વ શણગારીને છૂટો મૂકેલો તેનો ઉલ્લેખ રામાયણમાંથી સાંપડે છે. આમ રામાયણના સમયમાં પણ પશુઓને શણગારવાનો રિવાજ જોવા મળે છે. એ વખતે ઘોડાને જાતજાતના અને ભાતભાતના સુવર્ણાલંકારો પહેરાવતા. એનું શરીર સુવર્ણમય જાળીઓથી શોભાવવામાં આવતું. યુદ્ધ પ્રસંગે અને લડાઈમાં જતી વખતે ઘોડાની છાતી 'ઉરચ્છદ'થી ઢાંકવામાં આવતી. રથે જોડતાં પહેલા ઘોડાને સાજસરંજામ, અલંકારો અને ફૂલની માળાઓથી શણગારવામાં આવતા. આવો 'શણગારીને રથે જોડેલો ઘોડો સમતળ માર્ગે ઠોકર ખાઈને પડી જાય તો એને અપશુકન ગણવામાં આવતા.'[3]

## મહાભારતના સમયમાં ગાયો અને ગધેડાના શણગારો :

મહાભારતના સમયમાં પણ પશુ શણગારોનું પ્રચલન જોવા મળે છે. ભગવાન શ્રી કૃષ્ણએ ગોવર્ધન પૂજાનો આરંભ કર્યો. 'શરદઋતુમાં થતી આ પૂજા પ્રસંગે શરદના પુષ્પોથી સજાવેલાં માથાંવાળી ગાયો ગોવર્ધન પર્વતની ચોતરફ વિચરણ કરતી[4]' વોટર્સે શરદ ઉત્સવ પ્રસંગે કેશરની પુષ્પમાળાઓથી બળદોને શણગારવાનો ઉલ્લેખ કર્યો છે.[5]'

શરદનો લોકઉત્સવ ખૂબ જ ધામધૂમથી ઊજવાતો. આ પ્રસંગે ગોપબાલો પોતાની ગાયો, બળદો અને વાછરડાંને હળદર અને તેલનું મર્દન કરતા. એમને રાતા, લીલા, પીળા, વાદળી. ગુલાબી એવા અનેક રંગોથી રંગીને મોરપીચ્છ, પુષ્પમાળા, રંગબેરંગી વસ્ત્રો અને સુવર્ણમાળાઓથી શણગારવામાં આવતા.[6] ગાયોના શણગારનો આ સંસ્કાર રાજસ્થાનમાં શ્રીનાથજી તરફ આજેય યથાવત સચવાઈ રહ્યો છે. દિવાળીના તહેવારોમાં લોકો ગાયને કપાળે મોરપીચ્છ અને આભલાંના શણગારો બાંધે છે, ગાયને કુમકુમ તીલક કરે છે અને એની પૂજા કરે છે.

પ્રાચીન સમયમાં લોકજીવનમાં ગૌદાનનું મહત્ત્વ સવિશેષ અંકાતું. એ વખતે પુણ્યની પ્રાપ્તિ-અર્થે બ્રાહ્મણને દાન દેતી વેળાએ ગાયોને ભાતભાતના સુવર્ણ આભુષણોથી સુસજ્જિત કરવામાં આવતી. રામાયણકાળમાં ગાયોનું દાન દેતી વખતે એની શીંગડીઓ સોનાથી મઢવામાં આવતી ગાયોની શીંગડીઓ શણગારવાના રિવાજનો અવશેષ આજે ક્યાંક ક્યાંક બાવાજીની ચાંદીથી મઢેલી શીંગળીઓવાળી ગાયોમાં દૃષ્ટિગોચર થાય છે. રામાયણના સમયમાં ગાયોની સાથે બળદો, ઘોડા, અને ગધેડાંને પણ સુવર્ણાલંકારોથી વિભૂષિત કરવામાં આવતા. 'ધુમ્રાક્ષ નામના રાક્ષસે પોતાના રથમાં સુવર્ણના અલંકારોથી વિભૂષિત કરેલાં ગધેડાં જોડયાં હતાં.' ગોકીડન [7]નામના પ્રાચીન ઉત્સવની ઉજવણી પ્રસંગે ગાયોને શણગારીને તેને સારા સારા ખાદ્ય પદાર્થ ખવરાવીને નગરમાં ફેરવવામાં આવતી.'[8]



૨– કાપડ ઉપરના છાપકામમાં શણગારેલો હાથી

---

૭-૧-૧૨-૧

૩. રામાયણકાલીન સંસ્કૃતિ : શાંતિકુમાર વ્યાસ.

૪. વિષ્ણુપુરાણ ૫-૧૦

૫. હ્યુએનસાંગ પૃષ્ટ ૨૬૩

૬. બાગવત ૧૦-૫-૭-૮

૭. रामायणकालीन संस्कृतिः शांतिकुमार व्यास

૮. પુરૂષાર્થ ચિંતામણી

## હાથીના શણગાર :

ભવ્યતાના પ્રતીક તરીકે હાથીની પ્રતિષ્ઠા ભારતમાં વેદકાળથી સર્વોપરિ રહેવા પામી છે. પ્રાચીન સમયમાં મંગલોત્સવનો શુભ આરંભ શણગારેલા હાથીઓથી જ શરૂ થતો. આ અવસરે ૧૦૦ હાથીઓને શણગારીને હારબંધ ઊભા રાખવામાં આવતા. આ હાથીની અંબાડીઓ ઉપર સોનેરી ધ્વજ અને પતાકાઓ ફરકાવવામાં આવતી. હાથીની પ્રતિષ્ઠા મહાભારતના સમયમાં ઘણી સારી હતી. એ સમયમાં હાથીના અનેક શણગારો મળે છે. તેમાં 'સુવર્ણજડિત ઝૂલ રાજાને ભેટ આપવા લાયક ઉત્તમ વસ્તુઓમાંની એક ગણાતી.[૯]'

રામાયણના યુગમાં હાથી રાજવૈભવનું પ્રતીક ગણાતો. એ સમયે હાથીને શણગારવા માટે સોનેરી ઝૂલ ઉપયોગમાં લેવાતી. એના ગળામાં ગ્રૈવેયક (ગળાની માળા) પહેરાવવામાં આવતી. અને માથા પર રંગબેરંગી ઝરૂખા જેવું ચિતરામણ કરવામાં આવતું. સફેદ દાંતવાળા, સુવર્ણાલંકારોથી સજાવેલા અને ગળે ઘંટ લટકાવેલા ૬૦ વર્ષના હાથીઓ નગરોમાં ઠેર ઠેર-ફરતા જોવા એ દૃશ્ય સામાન્ય હતું.

મોગલ સમયમાં પણ હાથીઓની ઉપયોગિતા રહી છે. ડૉ સાદિકે અકબર બાદશાહના સામ્રાજ્યની લક્ષ્મી અને ભવ્યતાનું વર્ણન કર્યું છે. તેમાં શણગારેલા હાથીઓનું સુંદર વર્ણન મળે છે. 'અકબરના જન્મ દિવસે અને પટ્ટાભિષેકના દિવસે ગજબ બહાર જોવા મળતી. સોનારૂપાની બેઠકો પર મૂકેલા ઝળહળતા સિંહાસન પર બાદશાહ અકબર બિરાજમાન થતા. માથા પર ઝવેરાત મંડિત તાજ મૂકતા. તાજમાં શુકનવંતુ હુમાપીંછ માથાને છાયો કરતું. રત્નજડિત છત્ર, જરી ભરેલ કપડાના મંડપ, મોતીઓની ઝાલર, રેશમી ગાલીચા, કાશ્મીરી શાલો બાજુને દિવાલો પર લટકતી.

એ પ્રસંગે બાદશાહની સામેથી સરઘસ પસાર થતું. તેમાં નિશાનધારી હાથી સૌથી મોખરે રહેતો.



૩- કાષ્ટ-કોતરણીમાં હાથીના અલંકરણો: એસ. એચ. શુકલ

એની પાછળ બીજા હાથીઓની હાર, પછી ઝંડાવાળા હાથીઓ રહેતા. એ બધા હાથીઓનો શણગાર પણ જોવા જેવો હતો. કોઈના માથા પર ચિત્રકામ, કોઈના શરીરે વાઘ, સિંહ કે ચિત્તાના ચામડાં, મૂલ્યવાન રેશમકિનખાબની ઝૂલો, સૂંઢોમાં બરછી, ભાલાં કે તલવારો લઈને ચાલતા ગજરાજોનું જૂથ ભવ્ય કે ભયંકર દેખાતું.

હાથીની હાર પૂરી થતાં ઊંટ-ઊંટણીઓની અને તેના પછી શણગારેલા ઘોડાઓની હાર આવતી. એ પછી કેળવાયેલાં વાઘ, સિંહ, ચિત્તા વગેરે જંગલી પશુઓ આવતાં. આ પશુઓની ગાડીઓ સુંદર રીતે ચિતરેલી રહેતી અને એને જોડેલા બળદોને કાશ્મીરી શાલની ઝૂલોથી શણગારવામાં આવતા. બળદોના પગે ઘૂઘરિયાળાં ઝાંઝર અને ઘૂઘરા બાંધેલા હોવાથી છમ છમ અવાજ કરીને ચાલતા હતા.

એ પછી આવતા 'શાહી હાથીખાનાના હાથીઓ, તેઓની શોભાસજાવટનું તો પૂછવું જ શું? એનાં શણગારોનો ઝળહળાટ જોઈને આંખો અંજાઈ જતી. સુવર્ણજડિત ઝળહળતી ઝૂલોથી શોભતા, ગળામાં સુવર્ણ

---

૯. સભાપર્વ ૪૮-૨૦-૩૦

શૃંખલાવાળા સૂંઢમાં સોનારૂપાની સાંકળો ખખડાવતા ગજરાજોનો દેખાવ અતિ ભવ્ય લાગતો.[10]

વિ. સં. ૧૬૬૫ થી ૧૬૬૪ દરમ્યાન સૌરાષ્ટ્રમાં થઈ ગયેલા જામશ્રી સતાજીના સૈન્યનું વર્ણન યદુવંશપ્રકાશમાં શ્રી માવદાનજી રત્નુએ નોંધ્યું છે તેમાં પણ યુદ્ધ જતા હાથીઓના શણગારોનું વર્ણન મળે છે.

સિંધુર અબ સાબધા, મુણે ધતપત્તાસ માવત
ઝપટ ઝૂલ ઝાડિયાં, સજળં મટકાં સપડાવત
મસળ તેલ આંમળાં, કરે સમાજ રંગ કજ્જળ
સરસ સિંદોરાં સરચ, ચરચ ચાચરા અળોરળ
બાંધિયાં કલબાં ઝૂલૂ વિપુ, ઘંટ વાર ઘંટ ઘલ્લરે
સિંધૂર અંસ્ત ચત્ર ફૂકમ સજ્જ, સકો જામ સત્રસલ્લરે.

[માવતોએ ધલેત ધલેત કરી હાથીઓને નવરાવી તેલ, આંબળાં ચોળી, કાળા પહાડ જેવા બનાવી, ચાચરાઓમાં સિંદુરની ચર્ચા કરી, કલાબા બાંધી, ઝૂલો અને વીરઘંટ નાખીને સજ્જ કર્યા. કાજળના પહાડ સરખા ઊંચા, ભાદરવાના વાદળની પેઠે શોભતા બગલાની પંકિત સરખા શોભતા દાંતવાળા, વીજળીની પેઠે ચમકતા ચાચરામાં ભરેલા સિંદૂરોવાળા, રાતા, પીળા તથા હરિયા રંગોથી રંગેલા હોવાથી ઈંદ્રધનુષવાળા જેવા લાગતા, ભારે ગર્જના કરતા, મદરૂપી જળવાળા,- વીજળી જેવી ઝૂલોવાળા, સૂંઢોવડે મેઘબિંદુઓના જેવાં પાણી ઉછાળતા, દેડકાંઓની પેઠે ઉચ્ચાર કરતા વીરઘંટોથી તથા ઘૂઘરાઓથી શોભતા કાજળના પહાડ ઉપર આસન વાળી બેઠેલા મંગળના ગ્રહસરખી રાતી ઝૂલો વાળા, અંધકારની ફોજ સરખા, કુંભસ્થળો ઉપર સરિયો નાખેલા, રાહુને ગળે લટકતા તારાઓની માફક કંઠમાં પહેરેલાં ઘૂઘરા આદિ ઘરેણાંઓથી શોભતા, ઝળેળાટ કરતા સાજવાળા, સાંકળોના ખણણાટ વાળા, મહાક્રોધી, મહાખૂની ૮૪ હાથીઓને જામશ્રીના હુકમોથી તૈયાર કર્યા.]

જૂનાગઢના નવાબના હાથીઓના શણગારો પણ ઉલ્લેખનીય ગણી શકાય. આજે તો એના અવશેષરૂપે હાથીના ચાંદી મઢ્યા કલાત્મક હોદ્દા અને અંબાડીઓ સંગ્રહસ્થાનને શોભાવી રહી છે. એના પરની કળામય નકશી અને વાઘ-સિંહના શોભનપ્રતીકો જોનારને આશ્ચર્યમુગ્ધ બનાવે છે.

## અશ્વનો સાજ સરંજામ અને શણગારો

ઘોડો એ લોકજીવનમાં માનવીનું અત્યંત માનીતું પ્રાણી રહ્યું છે. તેથી લોકસમાજના હરખુડા માનવીઓ જેટલા પ્રેમથી પોતાના શરીરને શણગાર્યાં છે તેટલા જ અંતરના ઉમળકાથી પોતાના ઘોડાને પણ શણગાર્યાં છે. લોકનારીઓએ પશુશણગારના ભરતમાં ઘોડાની ડોક ઉપરની ઝૂલ અને પીઠ ઉપરની ઝૂલને ખાપું હીર અને મોતી પરોવત મનોહર ભાતો વડે ભરી છે.

કાઠી ગરાસિયા અને રજપૂતોમાં લગ્ન પ્રસંગે ઘોડાને ભલી ભાતે અને રૂડી રીતે શણગારવામાં આવે છે. ઘોડાના શણગારના સરંજામમાં મોઢા પર પાન ભરેલો ફૂમતાંવાળો મોરડો ને લગામ, ડોકે રંગબેરંગી પારાનું અથવા સૂતરની દોરીનું પીપરગાંઠ પાડેલું અને ચાંદીની ડોડિયું મઢેલું એકિયું, ડોકની નીચે કેશવાળીને છેડે જેરબંધ, આગમદોરો, પગે લંઘર, પીઠ ઉપર થડો, દળી, ખોગીર; અડદિયા દળી, તેના ઉપર કાઠો કે જીન. જીનનો ઉપટો, જીન ઉપર હીરભરતની કે રેશમની ગાદલી, જીન અને ગાદલીને બાંધવાની રેશમી ફૂમતાંવાળી દોરી અને ડોક તથા પીઠ ઉપર ખાપું ભરતની કે મોતી પરોવણાની મનોહર ઝૂલ , કોટિયું, કાંડિયું, કલગી, માળા અને ઘૂંઘર નાખી શણગારવામાં આવે છે. વરઘોડા વખતે શણગારેલી ઘોડીને પગે ચાંદીની ઘૂઘરીઓવાળા ઝાંઝર બાંધીને એને ઢોલના તાલે તાલે નચાવવામાં આવે છે.

પણ આજે સાવ વીસરાઈ ગયેલો ચારજામો જૂના કાળમાં ઘોડા પર મંડાતો. હોશિલા કારીગરો મખમલ અને મશરુની ખોળીમાં શીમળો કે આકોલિયાનું રૂ ભરી સોનેરી જરિયાન તારથી મઢીને રૂપાળી મજાની સેવટી તૈયાર કરતા. સેવટી એટલે ઘોડા ઉપર માંડવાનો સામાન તેમાં ઘાશિયો, દળી, ખોગીર અને ગાદી ચારેયનો સમાવેશ થઈ જતો. આવી સેવટી તૈયાર કરવામાં કારીગરને છ છ મહિના નીકળી જતા. આવી સેવટીના કદરદાનોની

૧૦. દરબારે અકબરી : અનુ. શ્રી સાદિક









૪– ઉપરનું પહેલું રેખાંકન–શણગારેલો બળદઃ શિંગડાં ઉપર શિંગડિયાં, કપાળના થાળામાથે લેલાવટી (લલાટ ઉપરથી), ડોકે ઘૂઘરમાળ અને ભરત ભરેલી ઝૂલઃ ઉપર બીજુંઃ શણગારેલો અશ્વ બન્નેના ચિત્રકાર ખોડીદાસ, નીચે ત્રીજુંઃ કટાવકામમાં હાથીનો શણગારઃ પુપુલ જયકારના સૌજન્યથીઃ ચોથું શણગારેલો ઘોડોઃ ગળા ઉપર કેવડા–ચીકલભાતની ઝૂલ, પીઠ ઉપર સાચી ધરાળ'ધ્રીભાતનું પીઠિયુંઃ ચિત્રકાર ખોડીદાસ

એક સરસ કથા શ્રી પિંગળશીભાઈ ગઢવીએ ઊર્મિના અશ્વકથા વિશેષાંકમાં નોંધી છે.

કચ્છના અંજાર ગામે ગોવિંદો કરીને એક કસબી મોચી. એણે ઘોડાની સેવટી બનાવવામાં પોતાની સઘળી કળા અને કરામત ઠાલવી દીધી. મખમલના ગલેફ ઉપર સોનેરી તારના બખિયા ભર્યા છે. તે જાણે સોનાની સાંકળીનો અઠીંગો કેમ ચોડી દીધો હોય નહીં! જેમ જોઈએ એમ મોર, પોપટ અને ફૂલવેલ્યનું ભરત ભરીને ચિત્રો પાડયાં છે. ચારે ય ખૂણે ઝૂલતાં ફૂમતાં એમાં ઝીણી ઝીણી ઘૂઘરિયું. પ્રમાણમાં નહીં મોટી નહીં નાની. નહીં સાંકડી નહીં પહોળી. અસલ કાઠિયાવાડી ઘોડાની પીઠ ઉપર માંડતાં ચપોચપ ચોટી જાય અને હાથમાં લેતાં સુખડના જેવી સુવાસ મહેંકી ઊઠે એવી



૫– ચંદરવામાં મેલડી માતાના બકરાનો શણગાર

સેવટી લઈને ગોવિંદો જેતપુર દરબાર ભાણવાળાની કચેરીમાં આવ્યો. ભાણવાળાએ અઢીસો રૂપિયા રોકડાને પેપાકમાં એક પાઘડી આપીને એ ખરીદી લીધી ને બીજી સેવટીનો ઓર્ડર આપ્યો.



૬– શિહોરના ભીંતચિત્ર ઉપરની ડોક અને પગના શણગારની ગાવડી.

બરાબર આઠ મહીને સેવટી તૈયાર થતાં ગોવિંદો ભાણવાળા પાસે આવ્યો. ભાણવાળા વાત વીસરી ગયેલા. ગોવિંદાને કોઈ દરબારમાં જવા દે નહીં. પણ એક દિવસ મંદિરે જતા દરબારને ગોવિંદો વંડી ઠેકીને મળ્યો. બધી વાત કરી. પોતાની કથની વર્ણવી. દરબારને જૂની વાતનું સ્મરણ થયું. ગોવિંદાએ સેવટી બાપુના પગ આગળ મૂકી પણ જાણે કે પારિજાતનું ફૂલડું ખર્યું. જીંદગીમાં કોઈએ ન જોઈ હોય એવી આ સેવટી હતી. દરબાર કારીગરની કળા જોઈને ખૂબ જ રાજી થયા: એમણે પોતાના પરણ્યાના લૂગડાં મંગાવ્યા. જામદારખાનામાંથી ઘરેણું મંગાવ્યું. સોનામહોરોનો ખડિયો નાખીને કનૈયો ઘોડો મંગાવ્યો તેના પર સેવટી નાખી. કોત્યું, ઝેરબંધ કાંધી ને પીઠ પર ઝૂલ નાખીને શણગાર્યો પછી ગોવિંદાને પોતાના લૂગડાં ને ઘરેણાં પહેરાવ્યા અને ઘોડા ઉપર બેસાડયો ને કહ્યુ 'હવે વહેતો થા. તારી કળાના સો–બસો મૂલ ન થાય.' આવા કદરદાન રાજવીઓ હોય ત્યાં કળાનો ફૂલબગીચો ખીલવામાં કંઈ મણા રહે ખરી?

આજે તો આખો યુગ પલટાઇ ગયો છે. જાતવાન અશ્વો હવે અદશ્ય થતાં જાય છે. યંત્રયુગમાં અશ્વનું મૂલ્ય ઘટી ગયું છે. એનો સાજ સરંજામ બનાવનારા કારીગર કસબીઓનો ધંધો ય પડી ભાંગ્યો છે તેથી કોઈ લોકકવિએ નિસાસો નાખતા ખરું કહ્યું છે કે :

"ગયા ઘોડા ગઈ હાવજ્યો,
ગયા સોનેરી સાજ;
મોટર ખટારા માંડવે,
કરતા ભૂં ભૂં અવાજ."

## બળદોના શણગાર :

જવરતીની ધૂળમાં આળોટીને ઊછરેલી લોકનારીએ પોતાના પાળેલા પશુપ્રાણીઓ સાથે હેતની જાણે કે હીરલાગાંઠ બાંધી દીધી છે. આભ્રુ નારીઓની કળાદષ્ટિ છેક પશુઓના શણગાર સુધી પહોંચી અને એમાંથી પ્રગટયું પશુશણગારનું રૂડુંરૂપાળું ભરત.

લગ્ન પ્રસંગે જાડી જાન જોડાય ત્યારે બળદોને મોતીભરત અને હીર-ખાપુંના ભરતથી રૂડી રીતે શણગા-



૭– વૈષ્ણવ-મંદિરોની પીછવાઈ ઉપરનું ગાયોનું રૂપ મઢ્યું રેખાંકન



૮– ચંદરવામાં ઊંટનું કલાત્મક આલેખન. (લેખકના સંગ્રહમાંથી)

વામાં આવે છે. બળદોના શણગારોમાં ભાતીગળ ભરત ભરેલી ઝૂલ્યો, મોથાના મખિયારડાં અથવા લલાવટી શિંગડાના શિંગરોટિયાં, મોંના મોરડા, ગળાનો ગલપટો મુખ્ય છે. હોંશિલા લોકો બળદની ડોંકે ખંભાતી ઘૂઘરા, માલાજાળી ઝણ્યું, પીત્તળની સાંકળી, ટોકરિયું અને પારાના ડોકિયાં બાંધે છે. રંગબેરંગી નાથું નાખે છે. અને શીંઘડે તેલ ચોપડે છે.

અખાત્રિજે સાંતીના મુહૂર્ત કરવા જતી વખતે પણ ખેડૂતો પોતાના બળદોને ભલી ભાતે શણગારે છે. રાજસ્થાનમાંથી આવીને ગુજરાતમાં સ્થિર થયેલા વણઝારા લોકો કાળી ચૌદશના દિવસ પોતાના પોઠિયાના શીંગડે ઘી ચોપડી લીલા, પીળા, ગુલાબી રંગો વડે એના શરીર પર છાપો પાડે છે. અને પોઠિયાને 'આતરો' અને 'કેનો' બાંધી તેના શરીરે સાલ્લો બાંધીને એને શણગારે છે.

અષાઢ મહિનામાં મેઘરાજા મન મૂકીને વરસે ત્યારે ઉત્તર ગુજરાતના ખેડૂતો હળોતરાનો ઉત્સવ ઊજવે છે. આ પ્રસંગે ખેડૂતો પોતાના બળદોને શણગારીને એની ડોકે ઘૂઘરમાળ અને પણુંશિયા (કાચા સૂતરના દોરા) બાંધે છે.

## ઊંટનો સાજસરંજામ અને શણગાર :

લોકજીવનમાં ઊંટની ઉપયોગિતા પણ ઠીક ઠીક રહી છે. જેમ ખેડૂતોએ પોતાના બળદોને શણગાર્યા, અને રજપૂત, કાઠી દરબારોએ પોતાના અશ્વોને શણગાર્યા છે એમ રબારી અને રાવળ લોકોએ પોતાના માનીતા પશુ ઊંટને પણ અપરૂપ શણગાર્યા છે. શોખીન લોકો પોતાના સાંઢિયાને શણગારીને લાટાપાટા કરીને મેળે મેળે કે લગ્નપ્રસંગે જાનમાં લઈ જાય છે. સાંઢિયાની કિંમત જેટલી જ (આશરે ૩ થી ૪ હજાર) કિંમત એના શણગારોની થાય છે.

ઊંટને શોભાવતા શણગારોમાં માથા પર ગૂંથેલી ટોપી, મોઢાનો મોરડો, ગોરબંધ, પલાણ પર નાખવાનો લાસો, છાપેલી ફરચી (ઝૂલ) ઢીચણના ગુડિયાં (કોડિયાં) કોટે બટન અને ઘૂઘરિયુંવાળું કોટિયું, બે પગે ઘૂઘરા, ફૂમતાં અને ગોટાવાળી દોરી, ગળે ટોકરી, બે ગડલા (ગાદી) પિત્તળિયું પલાણ (કાઠો) પગ રાખવાનાં પેગડાં, કાને ચાંદીની ઘૂઘરિઓવાળી પાંદડિયું, નાકે રૂપાની આઠ આઠ વાળિયું અને રૂપાની ઘૂઘરિયું મૂકેલી નકલી, મોરબંધી કોડી અને મણકાની માળા મુખ્ય છે. ૫૦૦ રૂપિયા તો એકલા પલાણની જ કિંમત થાય છે. સાંઢિયાના આ બધા શણગારો કચ્છમાં અંજાર અને મારવાડમાં માલાઝાબ્યના મેળામાં વેચાય છે.

## ઘેટાંના શણગાર :

પોતાના ઘોડાને નજર ન લાગે તે માટે જૂના




# ભાવનગર ખાદી–ગ્રામોદ્યોગ પ્રદર્શનના લોકકલામંડપમાંથી

૧૯૬૧માં કોંગ્રેસ અધિવેશન વખતે આજસુધીનાં પ્રદર્શનોમાં અદ્વિતીય રહેલા ભાવનગરના ખાદી–ગ્રામોદ્યોગ પ્રદર્શનમાં અમે એક વિશાળ લોકકલામંડપની રચના શ્રી. રતુભાઈ અદાણીના લાગણીભર્યા આગ્રહથી કરેલી. એમાં કલાત્મક લોકજીવનને શક્ય-સંપૂર્ણરીતે રજૂ કરેલું. ઉત્તમ ઓલાદના બળદ, ઘોડાં, ઊંટ, ગાય, ડમણાં, રથ ને સીગરામ સહિત સંપૂર્ણ શણગાર અને કલાત્મક રાચરચીલા સાથે એક કાઠીઘર સ્વ. શ્રી. નાજાભાઈ વાળા (ચાડિયા) ને સ્વ. શ્રી. હરિણભાઈ દ્વારા તૈયાર કરાવેલું. એમાંથી ઉપર આપેલ તસ્વીર સાથે કુલ ચાર દશ્યોની તસ્વીરો એક પછી એક પાને આપેલ છે

ઉપર આપેલ તસ્વીરમાં કાઠીઘરના ઓરડાની અંદરનું દશ્ય લીધેલ છે. આખા ઓરડાનો શણગાર તસ્વીરમાં ઝડપી શકાયો નથી. પણ સામી દિવાલને શણગારેલા ખેસણુમાં ઉપરની પછીતપાટી, એમાં જોરેલ ચાર ચાકળા અને ચાકળા નીચેનું તોરણુ સ્પષ્ટ દેખાય છે. તોરણુ નીચે પીતળના જરતરનો પટારો છે. પટારા ઉપર પીતળની મુખવાસની પેટી છે, ડાબી બાજુ બાજોઠ ઉપર મોતી ભરેલ ઈંઢોણી માથે મામાટ અને એના માથે કટોદાન છે. જમણીબાજુ પૂતળિયું વાળા પગાંનો કલાત્મક અને કાઠીઓને ત્યાં જ મળતો દાબડો છે. આ દાબડો કાઠીકામની કલારસિકતાનો દ્યોતક છે.

જયમલ્લ પરમાર



## લોકકલા—મંડપમાં કાઠીઘરની ઓસરીનું એક દૃશ્ય

ઓસરીના બારણામાંથી અને બારીઓમાંથી કાઠીઘરના ઓરડાનું બેડાંની માંડનું દૃશ્ય દેખાય છે. કાંધી ઉપરનાં તોરણ અને બેડાંની માંડ નીચેની દીવાલ ચાકળાથી શણગારેલી છે. ઓસરીના બારણા ઉપર મોતીભરતનું તોરણ છે ને બારસાખ ઉપર મોતીભરેલાં સાખીઆં છે. હીંડોળા વગરનું કાઠીઘર હોય નહિ. એનાં પાંગરાં ચારેય મોતી ભરેલાં છે વચમાં મોતી ભરેલી કલાત્મક પાંગરાંવાળી માચી—ખાટલીનું સુશોભન છે. જમણી તરફ પાણિયારા પાસે બાળકનું પારણું છે. હીર ભરેલા અતલસનું ખોયું, કોળીંડા અને પાંગરાં પણ મોતી ભરેલા ને થાંભલે પોપટ મૂકયા છે. પારણાની વચ્ચે ઉપર મોતીભરેલ ખાટલીનું સુશોભન છે.



## લોકકળામંડપના રથ–ડમણાં અને સીગરામ વગેરે

૨૭ દિવસ સુધી ભાવનગરમાં ચાલેલ આ જંગી પ્રદર્શન એક નગર જેવડું હતું. ઉતમ ઓલાદના શણગારેલાં પશુઓ, ડમણાં, રથ અને સીગરામનાં રોજ આ પ્રદર્શનના માર્ગો ઉપર સરઘસ નીકળતાં. રથ; સીગરામ વગેરે ભાવનગરના મહારાજા સ્વ. શ્રી કૃષ્ણકુમારસિંહજી પાસેથી મેળવેલાં. રથ–ડમણાને હીરના પરદા હતા. બધા પરદા અને ઢંકણુ કલાત્મક રીતે ભરત ભરેલાં હતા. ચાર ખૂણે ચાંદીના ચાર કળશ અને શિખર સૌથી મોટા કળશ હતો. શરૂઆતની કલાત્મક છત–એકકથી માંડીને રથની આખી રચના કલાત્મક છે.



## લોકકલા–મંડપનું નિરીક્ષણ કરતા જવાહરલાલજી

શ્રી જવાહરલાલજી આ પ્રદર્શનનું નિરીક્ષણ કરવા ત્રણ વાર આવેલા. લોકકલા–મંડપમાં એમને ખૂબ રસ પડેલો. કાઠીઘર જોઈને કહે કે 'કાઠીઓ દરરોજ આ રીતે જ રહે?' જમવાના સુંદર સાધનો જોઈને કહે 'આ રીતે જ રોજ જમે?' ફરતાં ફરતાં એમને લોકકલા મંડપના હથિયારો ટીંગાડેલી ડાયરાની બેઠકમાં પડેલા હોકકામાં વધુ રસ પડયો, જયમલ્લ પરમાર જવાહરલાલજીને કાઠિયાવાડી હોકકાની કલાત્મક રચના બતાવી રહ્યા છે. જયમલ્લ પરમારની પછવાડે સ્વ. નાજાભાઈના પુત્ર શ્રી ચાંપરાજવાળા ઊભા છે. સામે પાઘડીવાળા સ્વ. ઠારણભાઈ અને ડાયરાના અન્ય કાઠીભાઈઓ છે. ચાંદીના તાર ગૂંથેલા અને નાળિયેરની કાચલીની કોઠીને ચાંદીની માછલીઓથી મઢેલા આ હોકકાની ઘોડી નેતરની–ભરત ભરતાં ગૂંથેલી છે.



# કલા-મંડિત લોકજીવન

જયમલ્લ પરમાર

આજે જેમ લક્ષ્મીને પારકી માનીને ભોગવાય છે તેમ કલા પણ પારકી જ ભોગવાઈ રહી છે. કારણ કે જીવનમાંથી કલા વિખૂટી પડતી જાય છે. એટલે જ્યાં કલા હતી ત્યાં ત્યાંથી એની પ્રતિકૃતિ-અનુકૃતિ કરી કરાવીને એના સંગ્રહો વડે, ગ્રંથો વડે, વાર્તાલાપો વડે અને ચિત્રો વડે જતાવાય છે કે જુઓ અમારી ગુજરાતની કે ભારતની કલા! અમે કેવા કલાવાન છીએ?

એ જ રીતે દ્રવ્યના બળે અને સત્તાને સહારે કલાના અનુપમ અંશોને-ઊંડાં ગામડાંની ગરીબ ઝૂંપડીઓમાંથી એ એક માત્ર અમીરાતને ઝૂંટવી ઝૂંટવીને શ્રીમંતોના મહાલયો, અમલદારોના આવાસો અને આ લોકકળાના વ્યવસાયી બુદ્ધિજીવી વર્ગના પ્રતિનિધિ કલાકારોએ લૂંટેલી કલા વડે પોતાનાં રહેઠાણોને અલંકૃત કરીને કરી કહી રહ્યા છે કે "જુઓ! અમે કેવા કલાપ્રિય, કેવા કલાકાર, કેવા કદરદાન છીએ?"

## કલાલક્ષ્મીની લૂંટ

કલાલક્ષ્મીની આ લૂંટથી લોકજીવનમાં જે વિશિષ્ટ કલાતત્ત્વ હતું, જે એમની પ્રેરણા હતી તે પરંપરાથી ઝૂંટવાઈને ઉપર મુજબનાં સ્થાનોમાં ગોઠવાઈ ગઈ. કાંઈક પરદેશમાં તણાઈ ગઈ, જે બાકી છે તેની ઝૉંટાઝૉંટ ચાલી રહી છે. મોટા માણસોની કૃપા ભીખતા ગરીબો ને-ગામડીઆઓ પાસેથી સસ્તે દામે પડાવીને કલાકૃતિઓની ભેટો અપાઈ રહી છે. આટલું પોતાની નજર સામે બનતું હોવા છતાં અબુધ લોકોને પોતાની એ અમીરાતનું આત્મગૌરવ પેદા નથી થયું. કારણ કે એના ઉપર શહેરી જીવનના વિચારો થર ચડી રહ્યા છે.

એક બીજી વાત પણ છે. પેઢી દર પેઢીથી ચાલ્યા આવતા આ કલામંડિત જીવનને એનું આશ્ચર્ય પણ નથી. પણ એ કલાકૃતિઓ જોઈને બીજાઓ જે અદ્‌ભુતતા અનુભવે છે એનું એમને આશ્ચર્ય થાય છે. સ્વરાજની અકિંચન અવસ્થામાં પોતાની મોંઘી મૂડી સસ્તે દામે વેચવા દઈને કૈંક કાકી વિધવાઓ વૈધવ્યના થોડા દિવસો ગાળી નાખે છે.

કેવું હતું એ કલામંડિત લોકજીવન? હતું એટલા માટે કહું છું કે હવે જ્યાં છે ત્યાં એ કાં તો પ્રદર્શનરૂપે અથવા અવશેષરૂપે છે. સૌષ્ઠવભર્યા સૌંદર્યના અરોપરૂપે નથી. શેષરૂપે છે.

## હાલો કલામય જીવન જોવા

કલાના પ્રતીકો ઝૂંટવાઈ ગયાં છે. પણ કલાના સંસ્કાર હજી નથી ઝૂંટવાયા. સીમેન્ટ અને લોખંડની

સંસ્કૃતિના આથાર નીચે પણ એ સંસ્કારો અવશેષ નથી બન્યા.

હું તમને પ્રદર્શન કે મ્યુઝિયમમાં નથી લઈ જવા માગતો. પણ ૫૦–૫૫ વર્ષ પહેલાનાં ગામડાંઓમાં લઈ જવા માગું છું. જ્યારે જીવાતા જીવનની સલામતીનો વિશ્વાસ અદીઠ હાડમારીથી હલી નહોતો ઊઠયો. જ્યારે એની જીવનકલા જડસામાં નહોતી ખપતી અને જ્યારે એને પાશ્ચાત્ય સંસ્કૃતિથી પોતાના જીવનના આધુનિકરણનું ઘેલું નહોતું લાગ્યું. હાલ્યા આવો મારી સાથે સાથે. મારે તમને જીવન અને કલા જુદાં પાડી પાડીને નથી બતાવવાં પણ એકરૂપ રહેતાં તે કલામય જીવન બતાવવાં છે.

## ઘરખોરડાંનાં રૂપ

લોકકલા એ જીવનવ્યાપ્ત કલા છે. લોકજીવનના કલાવિધાયક આત્માએ જીવનના સમગ્ર વ્યવહારને કલાવિભૂષિત બનાવેલ છે. એથી સૌંદર્યનો સંસ્કાર ગૃહે ગૃહે ઊતર્યો. બોલવે બથ્થડ લાગતા લોકોનાં જીવનમાં પણ આ સંસ્કાર એક સરખો માલુમ પડે છે.



નં ૧ – મોતીભરતનો ચાકળો : કાઠીભરત

સામાન્ય ગૃહજીવનનું એક માધ્યમ હતું. એ બહુ મહત્ત્વાકાંક્ષી નહોતું. તેમજ બહુ નિરાશાજનક પણ નહોતું. માટી અને ગારાનાં ઓરડાંમાંથી વધી વધીને ઈંટ સુધી એ જતું. ગામડામાં જેને મેડી–મોલાત કહે છે તેમાં પણ કોઈ રંગમહાલયનો ખ્યાલ નથી. એમાં પણ ખ્યાલ તો સામાન્ય સુખી જીવનનો જ છેઃ –

"જી રે ઈંટ પડે ને ઘર નીપજે,
નીપજે નીપજે રે રૂડો મેડીનો મેલ.
જી રે મેડીનું માંડણ ઓરડો,
ઓરડાનું માંડણ રૂડી પરસાળ.
જી રે પરસાળનું માંડણ પારણું,
પારણાનું માંડણ રૂડો પુત્ર.
જી રે મેડીનું માંડણ ઢોલિયો,
ઢોલિયાનું માંડણ રૂડો કંથ.
જી રે પુરુષનું માંડણ પાઘડી,
પાઘડીનું માંડણ રૂડું ફૂલ.
જી રે અસ્ત્રીને માંડણ રૂડો કંચવો,
કંચવાનું માંડણ રૂડો હાર."

આ છે સુખી ને સંતોષી ગૃહજીવનનનું એક સુરેખ ચિત્ર. એમાં નથી કોઈની જમીન પાળી લેવાની બુભુક્ષા કે નથી કોઈના સોનારૂપાના મહેલ સામેનો તેજોદ્વેષ. બહુ બહુ તો પાકી ઈંટોનાં ઘર. મોટે ભાગે તો કાચી ઈંટોનાં ગારવાળાં ઘર. આગળના ભાગમાં ડેલી, જ્યાં પુરુષોની અને મહેમાનોની બેઠક-ઉઠક રહે. ડેલી કેવી? ધતૂરાના ફૂલ જેવી ઊજળી ને સુઘડ. ડેલીની બન્ને બાજુ છોળંધ ઝગારા મારતી ચોપાટ. એ ચોપાટ ઉપર હિંગળોકિયા ઢોલિયા. કોતરણીવાળાં પણ ગઢ જેવાં મજબૂત એનાં કમાડ. ડેલીની થાંભલિયું રૂડી રીતે કંડારેલી. જાળિયાં ને ગોખલા પણ રૂડી રીતે કોરેલા.

## ઓસરીના શણગાર

ડેલીની આગળ વધીએ એટલે વિશાળ ફળિયું. ફળિયામાં લીમડા અને પીપળાનાં ઘટાદાર વૃક્ષો. તુલસીક્યારો, જાઈ, જૂઈ કે ચમેલીની એક બે વેલ. પછી આવે ગમાણ. અંદરના ભાગે એક ઓસરીએ ઓતરાદા બે ઓરડા અને છીંકું આવે એવી ગાર. ઓસરીનું આંગણુ રોજેરોજ લિંપાય ને સાથિયા પુરાય. માખણના પીંડા જેવી ધોળી માટીથી ધોળેલા લાભ અને શુભના શુકનવંતા ઓરડા. બન્ને ઓરડાના બારસાખ ઉપર ગણેશની મૂર્તિ. એક ખૂણે પાણિયારું. સોના જેવા ચળકતાં બેડાંને આભલા જેવા લોટા પ્યાલા ને ઝારિયું. પરાણે પાણી પીવાનું મન થાય એવા ઉજાશ. પાણિયારા માથે ભરત ભરેલા ઉલેચ બાંધ્યા હોય.

## ઘરને વાલું ઘોડિયું

ઓરડાની દીવાલે રૂડાં ચિત્રામણ, કંડારેલા ટોડલિયે નગટાવેલા મોરલા. આ મોરલાને કારણે તો પરણ્યાએ કંઈક કંઈક મેણાં ખાધેલ છે. વિજોગ એ કાળ માટે હાલતાં ચાલતાંની વાત. બાર મહિને તો પતિ પાછો વળેને? બાર બાર મહિના વીતી ગયા તોય પરણ્યો પાછો નથી ફરતો ત્યારે પરણેતર કહેવરાવે છે કે–

"સામા ટોડા ચીતર્યા,
ને વચ્ચે આલેખ્યા બે મોર;
પરણ્યા ધણીને એટલું કેજો,
કે તમે માણસ છો કે ઢોર?"

એવી રૂડી ઓસરીએ પાણિયારા પાસે જ રસોડું ને બીજી કોરે પારણું.

"ઘરને વાલું ઘોડિયું રે,
ઘોડિયાને વાલાં બાળ;
માછલડીને જળ વાલાં રે"

મેડીનું માંડણ ઢોલિયો, એવા સાગ–સીસમના હિંગળોકિયે ઢોલિયે કંકુની પૂતળી જેવી શોભા. એના ભરવના ઓછાડ, ગલવટ ગાલમસૂરિયાં અતલસનાં ઓશીકાં અને અમરા ડમરાનાં વાણ.

## અમૂલ્ય વીંઝણો

સૌરાષ્ટ્રમાં ત્રણેય ઋતુઓ તેજમાં આવે છે. ગરમીના દિવસોમાં વાયુ વીંઝનારો પંખો તો ઘરે ઘરે.

કરિયાવર વીંઝણા વગરનો અધૂરો લાગે. શિયાળામાં જેવો સાંગરિયુંવાળા સુંદર ધાબળાનો કે શીળખ–ધડકીનો મહિમા એવો જ ઉનાળામાં વીંઝણાનો મહિમા.

> લીલુડો વાંસ ઢળુકડે ઢળિયો,
> ઈ રે વાંસલિયાનો વીંઝણો ઘડિયો;
> હરતો ને ફરતો હીરલે જડયો,
> માણું મોતી ને પાલી પરવાળે જડિયો."

બાબરિયા દરબારોને ત્યાં મોતી ભરેલા વીંઝણાનું વૈવિધ્ય, રચનાકૌશલ, એની આકૃતિઓ ને વેલબુટ્ટીઓ જોતાં મારા અનુભવનાં પાણી ઊતરી ગયેલાં. નાગેશ્રી ગામે સુગરભાઈ વરૂની સંગાથે જોયેલો એવો રૂડો વીંઝણો. રજપૂત કોમોમાં એનો વિશેષ ચાલઃ

> "ઠાકોર પોઢયા પીતળિયે પલંગ રે,
> વહુ ફૂલકુંવરબા ઢાળે વીંઝણો."

વીંઝણો તો વહુવારૂના રઢનો વિષય ઘરનું રૂડું રાચ કહેવાય. નણંદભોજાઈ અને દેરીડાના મીઠા ઝઘડાનો વિષયઃ–



નં ૨ – મોચીભરતના તોરણનો એક ભાગ

"અધમણ સોનું અધમણ રૂપું,
તેનો ઘડાવો મને વીંઝણો;
વીંઝણો લઈ વહુ સાસરિયે ગ્યાં,
ત્યાં નાને દેરીડે ભેળવી."

એવા કોઈક ઉનાળે વીંઝણો લઈને વહુઆ દેકોરને પવન ઢોળનાં હશે અને વીંઝણો હાથમાંથી વછૂટી જતાં દેકોરની છાતીએ જઈને વાગ્યો. પછી તો જામી પડી. પિયરમાં આવ્યાં ત્યારે માંડ પત્યું. એવા ઘાટ ઘાટ ને જાત જાતના વીંઝણા. દરજી, સુતાર, સોની અને નારીવૃંદની તમામ કળાનો પ્રતિનિધિ વીંઝણો. જરીની સોનેરી–રૂપેરી ઝાલર, સોના રૂપાની કે સાગ–સીસમની દાંડી, વચાળે ઝીક સતારા મોતી આભલાં જડેલ અને હીરથી ભરેલ. કોઈ મોરપિચ્છની ફૂલગૂંથણીથી બનાવેલો તો કોઈ સુગંધી વાળાથી ગૂંથેલો. કોઈ ગોળાકાર તો કોઈ અર્ધગોળાકાર, કોઈ ફરસી આકાર તો કોઈ ચંદ્રાકાર.

"મુલક મુલકકા રાજા તેડાવો,
મેરા પંખાકા મૂલ કરાઓ."

લોકજીવનનું કલાવિધાન એવું સર્વાંગી હતું. એકલા અંગને ઓપાવનારું ન હતું. એ તો એમના ઓરડાના શણગાર જોતાં જાણી શકાય. લાંબી ધોળેલી પરસાળ, આછા ઘેરા ગૂઢા રંગોએ આલેખેલાં ચિત્રો, નકશીદાર કંડારેલા તાક, તાકમાં પણ ગોખલિયું. એમાં વાસણની માંડયું, પણ ખરી શોભા તો ઓરડાની.

## આભલા જેવા ઓરડા

આભલા જેવા ઓરડામાં દાખલ થઈએ કે રંગ, રૂપ અને રાચરચીલાની સમગ્ર સમૃદ્ધિનું દર્શન થાય. લીંપેલી પેડલીઓ ઉપર નાના મોટા માટીના હાથે બનાવેલા મજૂને કોઠલા ગોઠવેલા હોય. પડખે કલાબાજ એવા સુથાર ને લુહારની કળાના ઉત્તમ નમૂનારૂપ ચાપડાવાળા, ફૂદડિયુંવાળા, પંખી જડેલા, પીતળની વેલ ભરેલા. ભૂમિતિના અનેકવિધ આકારવાળા પટારા હોય. પટારો જેવો બહારથી સોહામણો એવો અંદરના ચોરખાનાને કારણે ભારે અટપટો. ભલભલા ચોરને ગોથું ખવડાવે એવાં ચોરખાના. એ સિવાય ઘરેણાં ને કપડાં વગેરે મૂકવાના ભાતભાતનાં ખાનાં. ડામચિયો પણ સુંદર ઘાટ ઉપસાવતો કોતરેલો. ધડકીઓ રાખવાની ગૂંથેલી ફૂમતાવાળી મળી. એની અંદર ધડકીઓ અને રજાઈ અકબંધ રહે. માથે કપડાના રંગબેરંબી ટુકડાના કટાવથી સજાવેલો કે ભરત ભરેલો ચંદરવો. ભીંતો ચાકળા–ચંદરવાથી મહેલી અભેરાઈએ ઠામની માંડ. આ વિશિષ્ટ નહિ પણ સામાન્યઘરનો શણગાર.

## ઓરડાના શણગાર

એક ઓરડો તો અપરૂપ શણગારેલો. હીર ભરેલા ટોડલિયાથી શરૂ થાય. ઉપર મોતીના, ભરતનાં કે ભૂંગળીઓનાં તોરણ. ટોડલિયાને પડખે બંને બાજુ હીર આભલાં કે મોતીથી ભરેલા સ્વસ્તિક. ટોડલીએ ઉપર બે મોર કે બે પોપટ. ઓરડામાં દાખલ થતાં જ નેખમથી ચાર સાડાચાર ફૂટ ઊંચે ભીંતની ફરતી પછીતપાટી. દોઢેક વેંત પહોળી અને બારણાના એક છેડાથી બધી ભીંતોને આવરતી બારણાના બીજા છેડા સુધીની લાંબી. આ પછીતપાટી હીર ને આભલાંની ભરેલી હોય અને મોતીથી ભરેલી પણ હોય. ચાકળા ચંદરવામાં ફૂલ વેલ–ચિત્રો અને ભૂમિતિની જુદી જુદી આકૃતિઓ દોરેલી હોય છે. પણ પછીતપાટીમાં જીવન વ્યવહારના ઘણાં ચિત્રો આલેખાય છે.

પછીતપાટીથી શોભેલી ભીંતો ઉપર ચાકળા-ચંદરવા એક સમચોરસ અને બીજો આડચોરસ એમ ગોઠવેલ હોય. ચાકળા મૂળ તો જમતી વખતે પાટલાને સ્થાને વાપરવા માટે યોજાયેલા. પછી એમાં હીરભરતની અને કટાવની કળા ઊતરી, દોરિયાનું ભરત પણ ખરું. ત્યારબાદ સાદા એવા ચાકળા બેસવા માટે ઉપયોગમાં લેવાતા થયા અને ભરેલા ચાકળાથી ભીંતો શણગારાતી થઈ. ચંદરવા પણ મૂળ તો ઓરડામાંથી ધૂળ ખરે એનાથી રક્ષણ મેળવવા છતમાં બંધાતા. એમાં ધીમે ધીમે કળા ઊતરી. એના માપ બદલાયાં. મોટા ચંદરવા જેમ છતમાં બંધાય તેમ માંડવાના પણ શણગાર બન્યા.

## સોનલાવરણી માંડ

ઓરડામાં પછીતપાટી ઉપર ચાકળા–ચંદરવા

ભીંતોને મઢાય તેમ પછીતપાટી નીચે તાંબા પિતળનાં ચળકતાં બેડાંની માંડ કરે. પછી થોડી પહોળી એવી ભીંતમાંથી કોરેલી કાંધી ઉપર થાળી લોટા અને તાંસળીઓની માંડ કરેલી હોય. લોટા સામાન્ય રીતે પિતળના પણ થાળી અને તાંસળીઓ કાંસાની. આજકાલ શ્રીમંતોમાં કાંસાના વાસણનો ચાલ વધ્યો છે પણ એ કાંસું ઝાંખું ને ઘાટ વગર-નાં વાસણ લાગે છે. જ્યારે જૂનું કાંસુ તો અરીસા જેવું લીસું ને સોના જેવું ચળકતું. નાની મોટી તાંસળીઓ દૂરથી તો સોના જેવી જ લાગે. આ બેડાંની અને થાળી તાંસળીના માંડમાં ટબુડીઓ અને વાટકીઓની મનોહર ગોઠવણી કરેલી હોય. ઉપર પાછું પછીતપાટીની જેમ સળંગ તોરણ હોય. ચાકળા અને ચંદરવા હીર આભલાંથી ભરેલા હોય. વચ્ચે વચ્ચે ભરેલા પંખા ને ભરેલા સ્વસ્તિક મૂક્યા હોય. લાકડાની કે માટીની રંગીન પૂતળીઓ અને ઢીંગલીઓ ગોઠવી હોય. મોતીનાં ઝુમ્મર બન્ને બાજુ લટકાવેલાં હોય. આ ઝુમ્મરની રચના શેડ ઉતાર હોય છે. સૌથી ઉપર લીલો પોપટ પછી નાની કાચલી આકાર, કાચલીને ફરતાં મોતીનાં ઝીણું



નં. ૩ - અબોટી બ્રાહ્મણનો ચાકળો

ઝૂમખાં વચાળે રંગબેરંગી મોતીથી ભરેલી જાડી દોરી અને પછી મોતી ભરેલી એવી જ મોટી કાચલી અને નીચે મોટી કાચલી. એવી ચાર ચાર કાચલિયું અને છેલ્લી કાચલીમાં વચ્ચે લીલો પોપટ લટકે અને ફરેમોરે મોતીસરની ઝૂમખિયું. આધુનિક ઢબે શણગારાયેલા કમરાઓમાં પણ શોભે એવા એ ઝૂમખાં હોય છે.

## હોઢી ડેલીનો છડીદાર

કપડાંની બનાવટમાં લાલ, લીલી, પીળી અને જાંબુડીઆં રંગી જામનગર ને માંડવીની અતલસનો ખૂબ ઉપયોગ કરે છે. ગાદલાં, રજાઈ, ઓશીકાં ગાલમશરિયાં અને તકિયા ગાદી પણ અતલસનાં. ગૂઢા રંગની અતલસમાં સફેદ ધાગાનો વણાટ ખૂબ ઓપે છે. સૂરતની ગજી પણ ખરી. ચોરસ ઊભા તકિયાનો ચાલ તો હમણાં વધ્યો છે પણ આગળ લાંબા ગોળ તકિયાનો ચાલ હતો. ગૂઢા રંગની ગજના લાંબા ગોળ ને સાત સાત રંગનાં ફૂમતા વાળી નાડિયું. આ ગાદી અને તકિયા તો ડેલીનો શણગાર. પણ રૂપાના તારથી ગૂંથેલા લાંબી નાળના હોકા વગર એ શણગાર પણ અધૂરો. હોકાની પડઘલી જેમ ઢોળાની તેમ નેતરની ઘોડી પણ ખરી. હોકાની ઘૂંટનો પણ મીઠો મઘમઘાટ હોય છે. માદક અને મધુર ચલમ સામાન્ય રીતે ખાવાના અખાડાનો અને સીમ શેઢાનો રંગ, પણ ડાયરાનો રંગ તો હુકો જ. આ હુક્કાની નાળ રૂપાના તારથી ભરેલી હોય, તેમ ક્યાંક ક્યાંક હીરના દોરથી પણ ભરેલી હોય છે. બાકી રહી જાય છે નાની રૂપાળી સાંગામાચી. એનો નાની ઢોલણી જેવો ઘાટ. આ સાંગામાચી પણ હિંગળોકિયા રંગેરંગલી સંઘાડા ઉતાર. એને અઢેલવાનું ઓઠિંગણ પણ હોય. આ સાંગામાચી પણ હીરથી ભરેલી. ચાકળા ચંદરવામાં પણ હીર જ વપરાય.

## હીરના સંસ્કાર

આ હીરનો સંસ્કાર ક્યાંથી આવ્યો એ પણ સંશોધનનો વિષય છે. આપણે ત્યાં કોશેટા પળાતા કે હીર બહારથી આવતું એ વિષે કશું જાણવા મળતું નથી. પણ ઓછામાં ઓછા કૃષ્ણના સમયથી તો આ હીર પ્રચલિત છે જ.

સૌરાષ્ટ્રમાં જામનગરથી અને કચ્છમાં માંડવીની અતલસ અને સૂરતની ગજી-સાટીન-વર્ષોથી પ્રચલિત છે જ. બસરાઈ ને ચાઈનીઝ હીર પાછળથી આવ્યું છે ત્યારે આપણે ત્યાં રેશમના કીડાનો ઉછેર પણ થતો. પ્રભાસપાટણ પાસે વસ્ત્રાપથ હતું. આ વસ્ત્રાપથમાં આચાણુ વણકરો પીળાં રેશમનાં વણાટ કરતા, મુસ્લિમ આક્રમણથી ભાગીને તેઓ ઉત્તર, દક્ષિણ ને પૂર્વભારતમાં ચાલ્યા ગયેલ. લોકગીતોમાં હીર કંતાતું હોવાના ગીતો મળે છે. કાંતણ એ તો બહુ જૂનો ઉદ્યોગ. કાંતી કાંતીને વહુઆરુની કેડ્યું દુઃખે :

સાસુને આંગણે લીલો લીંબડો<br>
ત્યાં કાંતતાં દી ને રાત, સાસુડી કોને સાંભરે !

કાંતણની દાઝ ફરે રાસડે ઊતરી છે, પણ કાંત્યા વગર કપડાં કેવી રીતે થાય? બપોર પડે એટલે સૌ કાંતવા બેસે. જેમ કાલાં ફોલવા બેસે તેમ. તડકા તપતા હોય એટલે એકઢાળિયાં કે બળદ માટે છાજેલી કોઢ્યુંમાં કાંતવા બેસે :

કાંતણિયા રે કોઢ્યુંમાં ન માય,<br>
નણંદ ભોજાઈ હાલી કાંતવા;<br>
નણદી કાંતે સાચા હીરનો ત્રાગ,<br>
ભોજાઈ કાંતે રે કાચુ કોકડાં.

ભોજાઈને તો બચાડીને કાચું કોકડાં જ કાંતવાં રહ્યાં ને? પણ નણદી કાંતે સાચા હીરના ત્રાગ. સોનારૂપાની જેમ હીરનો તો વિશેષ દૃઢિભૂત સંસ્કાર :

હાલરડે હીરની દોરી, વીરાભાઈની ઝૂલડી બ્હેકારી;<br>
હાલરડે હીરનાં ફૂલરાં, વ્હાલા વીરના મોંઘાં મૂલડાં.

એ શમણું નહતું પણ જીવનમાં જડેલો સંસ્કાર હતો. બાળકના પારણેથી વેવ્યું સુધી એ હીર એના રૂપે ને રંગ ઝળકતું આવે છે :

મોર્ય રે મારા રૂપસંગ ભાઈના ઘોડા,<br>
કે પડઘી વાગે ને ધરતી ધણધણે;

વચમાં રે મારે કુંવરબાઈની વેલ્યું,
કે માફા ઝળકે રે હીરે ભર્યા.

એને નરસું કદી નજરમાં ન આવતું. આજના લોખંડ—સીમેન્ટનાં ઘરના શણગાર એને અનુરૂપ હોય. તે દિવસે તો માળેલ ઘરની વળિયું કે માંડવાના થંભ–ઘોડા પણ રૂડે અવસરે હીરનાં વસ્ત્રોથી વીંટે, માથે મોતીના શણગાર હોય:

ક્યિા ભાઇના મોભારે મોતી જડયાં રે
ક્યિા ભાઇની વળીએ વીંટયાં હીર રે
રાજાની મેડી રંગ ભરી,

એ જમાનો હતો. વર જોઈને પરણાવતા તેમ ઘર જોઈને પણ પરણાવતા. બધી પાંતીનો એમાં વિચાર હતો. આંધળુકિયાં ન હતાં તેમ દેખી પાખીને દીકરીને કૂવામાં ન હડસેલાતી: જોતાં જોતાં જે મળે તેમાંથી બધી રીતે ઉત્તમ લાગે તેનો આદર કરતા:

જેસંગભાઈ તે પૂછેને એના તે બાપુ,
ક્યાં પરણાવશો?
બાર પાણિયારી, બાર બુઆરાં
નાનો સાસરિયો, રંગ સાસુડી



નં ૪ – કડવા કણબીઓનું ચાકળાભરત.

વડ સાસરિયા, વડ સાસુજી
જોજન ખડકી ને નવલી ઘોડી
ફૂલભરી કાંચી ને માંડવે બાંધી
એની ઘેડીને ત્યાં પરણાવશું

શું ભવ્ય ભાવ છે? જોજન જેવડી ખડકી, આંગણે નવલાં ઘોડાં, બાર બાર વહુ દીકરિયું જે ઘરે પનિહારિયું હોય, પાણિયારે હેમાળા જેવા બાર બાર ગોળાની હાર્યું માથે સૂરજ સામે વાદ કરતાં બાર બાર બુઝારાંના ઝગારા ઓસરીને અજવાળતાં હોય અને ત્રણ ત્રણ પેઢીથી ઘર હર્યું ભર્યું હોય એવે ઘર દીકરીને પરણાવશું. ફૂલભરી કાંચી માંડવે બાંધી. નભરમું અને નરૂપું તો નહિ જ. કુટુંબનું, એના વાત્સલ્યનું, એની રિદ્ધિસિદ્ધિનું અને ઘરના રૂપશણગારનું સમગ્રનું રઢિયાળું સંયોજન છે.

પણ આ રૂપ ને રિદ્ધિ સિદ્ધિનો કોળિયો મોં સામે જ ન વળતો. મોંઘેરા મહેમાનો વગર આ રિદ્ધિ ને રૂપ વરવાં લાગે, ભોંઠાં પડે. વાટ જોવાતી હોય અતિથિઓની માંડવે મહેમાનોની અને વરે ખરે વ્હાલાં સગાંઓની :

રે અમ ઘરે સાજનિયા ભલે આવ્યા રે
સાજનિયાને ઉતારા ઓરડા દેવરાવો રે
ઉતારો ઓરડા દઇશ સાજનીઆ!
ચમરબંધી પાળપલંગી
પડો ને પાંદડી પડઘી માથે
બાજોઠ ઉપર મોતી રે ભરિયાં
ઈ મોતીએ માન ભલેરા
રે અમ ઘરે સાજનિયા ભલે આવ્યા
રે અમ ઘરે.

ફૂલડાંની ફોર્યું ને રંગબેરંગથી માંડવો હાલકલોળ થતો હોય અને સાજનીઆંને સાચા મોતીડે વધાવાતા હોય :

ફૂલડે ભર્યો રે મારો માંડવો
મોતીડે વધાવું તારી જાન
હો રાઇવર મોટો માંડવડો ફૂલે ભર્યો.

પણ એ બધા શણગાર તો ગણેશના સ્થાપન સાથે જ થાય :

કૃષ્ણની જાને રૂડા ઘોડીડા શણગારો
ઘોડીડે ઘૂઘરમાળ રે મારા ગણેશ દુંદાળા.

આનંદને હિલોળે ચડેલાં હૈયાં આદર આવકાર માટે કંઠે આવીને શરણાયુંના સૂરે ઉલટની છોળું છલકાવતી ગાય છે :

પરણુ આવે તો હીરની પાંસઠય પાથરૂં રે
એમાં ચોખલિયાળી છે ભાત્ય
મારે સોનાનાં કડાં, હિંડોળા હેમના રે.

મહેમાનોનું મહાત્મ્ય પ્રભુ જેવું હતું. આપણાં લોકગીતોમાં અઢળક ગીતો અતિથિઓના મહેમાનોના આદર આવકારનાં જ છે. પોતાની પાસે જે કાંઈ ખાવા પીવાનું છે, જે કાંઈ રિદ્ધિ સિદ્ધિ છે તેમાં મહેમાનોનો પહેલો ભાગ. એમાં વળી વ્હાલાં સગાં આવે કે પછી દીકરીનાં લગન લીધાં હોય તો તો એનાં પ્રભુસ્વરૂપે જ આદર આતિથ્ય થાય :

ચોસર નાખોને ચાકળા રે
ઘૂઘરિયાળા નાખોને બાજોઠ
બેસો ને વરલાડડા

રૂવેલ હીરભર્યા ચોસર ચાકળા નખાય અને આગળ રંગત કે મોતી ભરેલ બાજોઠ, પણ એ ય તે ઘૂઘરિયાળા. બાજોઠના ચાર છેડે અને કયારેક ફરતી નીચલી ધારે ઘૂઘરીઓ નાખેલ હોય.

હીરના તે પછેડા પાથર્યા
તેની ચોખલિયાળી ભાત
ચોહરે નાખો ચાકળા રે
એવા ચાકળે બેઠેલા વરરાજાને વીંઝણા ઢળાય :
ફૂલેભર્યો રૂડો વીંઝણો રે
રંગીત દાંડી છે હાથ.

માનવીને અને પશુઓને જ શણગારીને નહિ પણ પ્રત્યેક રાચને રૂપે મઢીને સજીવતા આરોપી દીધી છે. પ્રત્યેક ચીજને શોભન–શણગારથી, ચિત્ર–આલે-

ખનથી અને અલંકારોથી મઢીને એના રૂપ સૌંદર્યને સ્વર-શબ્દના ઝૂલે ઝૂલાવતા ગયા છે. અરે એ હીર-આભલાં વ્હોરવા જાય એનાં પણ ગીત:

શે'ર બજારે ગઇતી સેંજલ નાર!
હીર-કાચ વેરવાને ગઇ'તી સેંજલનાર!
એક ઊભાનાં મૂલ, એક બેઠાંના મૂલ!
એનાં હેઠાં બેસીને મૂલ કરજો સેંજલનાર!

અને પિયર-મહિયરથી અગર સાસરવાસેથી સ્વજનો ચાલ્યાં આવતાં હોય તે પણ ઘોડીની ઘૂઘરમાળ, ઘોડીનાં માદળિયાંના ખમકાર કે હીર ભરેલાં ચીર કે આંગળી ટોપી ઝબકતાં આભલાંથી પરખાય:

ઘોડી રે વીરા પાદર જઇને પરખજો
ઘોડીની ડોકે ખમકે છે બેલ માદળિયાં
પાદર જઇને પરખજો.

પણ ભતરીજ અને ભાભીજી હાલ્યાં આવતાં કેમ પરખ્યાં? તો કહેઃ



મોચીભરતનો ચાકળો

ઝબકયાં ભાભલડીનાં ચીર રે જેઠાણી
ઝબકી ભતરીજ ટોપી વાંકડી

હીર અને આભલે ભરેલાં ચીર ને ટોપી ઝબકતી આવે છે પણ એક બીજાં સ્વજનોના અંતરમાં જેને દેખી હેતના હેલારા ચડે. માત્ર ભરત ભરેલાં કપડાં પહેર્યા ઓઢ્યાનો જ આનંદ નહોતો પણ એ તો સ્વર, શબ્દ ને તાલને રમણે ચડતાં. જીવનની સર્વ કલાઓના સમન્વયનો એ ગળથૂથીથી ઘૂંટાતો આવતો સંસ્કાર હતો. હાલરડેથી ભાંખોડિયાં-ભર હાલતાં હાલતાં નાની નાની ડગલિયું ભરતાં ગાવા જેવડી બાલિકાઓને કંઠે ચડીને એ સંસ્કાર સેવાતો. નાની નાની કુમારીકાઓના નરતનના ગરબે એ ગીત જેણે નથી સાંભળ્યાં એને એ કાંથી સમજાય ?–

ચીર ઉપર ચૂંદડી કાંઇ ચોખલિયાળી ભાત જો
ભાતે ભાતે ભરત ભર્યાં કાંઇ વેલ દડૂકતી જાયજો
વેલમાં બેઠો વાણિયો કાંઈ કાગળ લખતો જાયજો
કાગળમાં બે પૂતળિયું કાંઇ હસતી રમતી જાયજો

ગતિશીલ સૌંદર્યને કેવું સુંદર ગીત–સંગીત મઢયું છે ? સરળ સહજ શબ્દોમાં વાસ્તવજીવન ઉપરથી જ ચિત્રનો જોરદાર ઉઠાવ થતો આવે છે. કેવાં નયનરમ્ય હલકતાં ચીર ઓઢ્યાં છે ? તો કહે એ ચીર માથે તો ચૂંદડીની ચોખાની ટીબકી જેવી ભાત ઉપાડેલી છે. એ ભાતમાં પાછાં ભરત ભર્યાં છે. એ ભરતમાં પાછી વેલ દડૂકતી વહી રહી છે. એ વેલમાં પાછો વાણિયો બેઠો બેઠો કાગળ આલેખતો જાય છે. એ કાગળમાં જઈ રહી છે બે હસતી રમતી બે પૂતળિયું. આ એક જ ગીત ઉપરથી બાલિકાઓના જીવનકુંપા અમીથી ભરાતા આવ્યા હશે. ગામધણી ગામ દૂર કરી દયે એવું આ રંગથી, રૂપથી, રસથી ભાવભરપૂર ચિત્ર–ઉઠાવથી, સ્વરથી અને શબ્દથી સહજભાવે રચાઇ ગયેલું આ અપરૂપ ગીત છે. જીવનના મધુરતમ સ્વપ્ન જેવા આ ગીતમાં બહેનું દીકરિયુંની ભરતની ભાવના આછી આછી કલ્પનાના લસરકે તાદશ્ય થતી આવે છે. અને એ જ ચૂંદડી ગોરીઓના ગરબે જઈ ચડે છે :

આ માસે તે કાંત્યું કોકડું રંગ ચૂંદડિયાં
છ માસે કાંત્યું શેર રંગજો ચૂંદડિયાં
ભાઇરે રંગારા વીરા વીનવું રંગ ચૂંદડિયાં
તું રંગજે કસુંબલ કોર રંગજો ચૂંદડિયાં
ભાઇરે કસબિયા વીરા વીનવું રંગ ચૂંદડિયાં
તું ભરજે હીરની કોર રંગજો ચૂંદડિયાં

પાલવડે ભરજો મોર રંગજો ચૂંદડિયા
પરવટડીએ પૂતળી હોય રંગજો ચૂંદડિયાં
આ ગજ ભરામણ હાથણી રંગ ચૂંદડિયાં
આ વાર ભરામણ ગરાસ રંગજો ચૂંદડિયાં

ભારે ઊંચા ભાવે ખરીદેલ બજારુ ચૂંદડીની આ વાત નથી. આ ચૂંદડી માથે તો ગોરીના સર્જન-પ્રેમનાં વીંઝણા ઢળી રહ્યા છે. છ છ માસ સુધી ઉલટભેર હાથે કાંતીને વણાવેલી આ ચૂંદડી ઉપરના રંગ રૂપ અને હીરભરતના કસબ ઉપર ગોરાંદે ગામ ગરાસ ને હાથણી દૂર કરી દેવા તૈયાર છે. એક લોકકવિએ ચૂંદડીના આ ભાવને છતો કરતાં કહ્યું કે :
'જોબન છાઈ ધણ ભલી, તારા છાઈ રાત.'
તારા છવરાયેલા આભને જોબનથી છવરાયેલી નવયૌવના સાથે સરખાવેલ છે. વળી આ ગરાસણી જેવી ગરાસણી રંગારાને અને કસબીને મનમાન્યા રંગ–કસબ માટે વિનવે છે એમાં ભ્રાતૃત્વના રંગની ઝલક કેવી દીપે છે! સર્જનનો આ ભાર બજારુ ચૂંદડીમાંથી કેમ કરીને જાગે ! ચૂંદડીનો આ ચંદરવો તો એના પિયુનો ચંદનાથનો અમીવર્ષાવણુ છે. યુગયુગોથી ચંદ્ર આકાશના એના એ જ ચંદરવામાંથી વિચરે છે પણ ક્ષણે ક્ષણે નવલાં રૂપ ધરતા આ ચંદરવાથી ચંદ્ર કદી ધરાયો નથી. ગોરીને ખબર છે ચંદરવો પરિધાન કરેલી રૂપલે મઢી રાતલડી અને રજની ચાંદલિયાના ગૂઢ રહસ્યની. એટલે જ એ ગાય છે કે :

મારે માંડવ હીરના ચંદરવા રે, ચીરના ચંદરવા
અગરના ઊંચા મોટે માંડવે.

હૃદયના રંગો જ્યારે ઘરની રૂડપમાં અને વસ્ત્રોના રંગરૂપમાં ઉતરે છે ત્યારે એના આંગણે નંદકુંવરને ખેલવાનું મન કેમ ન થાય ?

મારા ઘર પછવાડે કેવડો, એ કેવડે ઝાઝાં કેળ,
કે મરવો રે રંગ ડોલરીઓ.
મેં તો કંકુ કેસરની ગાર્યું કરી
મેં તો મોતીએ પૂર્યા ચોક – એક મરવો રે.
એક નવા નગરની બાંધણી –
એમાં અવળી બવળી ભાત – એક મરવો રે.
એક ખીનકટાબનું કાપડું રે
એની કસમાં ઘૂઘરી સાત – એક મરવો રે.
એક હીરથી ભરેલો મારો ઘાઘરો
એમાં ચંપા ફૂલની ભાત – એક મરવો રે.

આ ગીત ગાનારી ગામડાંની ગોરી ગમાર છે, અજડ છે, અબુધ છે એમ કોણ કહી શકે? એનું જોણું, એનું સોણું કેટલું રસભર્યું ને રંગરૂપભર્યું છે? લોકડિયાંની કલાસૂઝ તો આમ હાલરડે, ગીતે, રમતે ગમતે ને હરપ્રસંગે કેળવાતી જ આવે છે. શેની સાથે શું અરઘે એની સૂઝ આ લોકડિયાંની ગોરીને હતી એવી કલાશાળાની વિશારદ યુવતીને નથી હોતી. કારણકે લોકડિયાંની ગોરીને બધું વાસ્તવ જીવનમાંથી જ ઊગતું આવે છે. જુઓ લગ્નપ્રસંગનું આ એક પ્રભાતિયું ગીતઃ આગળ આપ્યું છે તે ફરીથી જુદા



નં ૬ – મોરભરતનો ચાકળો

સંદર્ભમાં જોઈએ:

લીલુડો વાંસ ઢળુકતો ઢળિગો
માણું મોતીને પાલી પરવાળે જડિગો
હરનો ને ફરનો મણિયુંથી મઢિગો
હીરના દોરા ને આચી જરીએથી ભરિગો
એ રે વીંઝણલો કયા ભાઇ શિર ઢળિગો.

આમ ચૂંદડી, ઘાઘરા, કાપડાં ઘરના ઓળીપા ઘરના શણગાર, વીંઝણા વગેરે ગીતોમાં જ વર્ણવાતા આવે છે. કલા પણ કોણ જાણે કેમ પણ એ ગાર ગોરમટીવાળાં ઘરમાં, એ નેસડાં–ગામડાંઓમાં. એ વન-જંગલમાં અને એ ભરવાડણું, એ કોળણું અને એ સથવારણુંમાં અરઘે છે એવી શેરૂમાં નથી અરઘતી. સાદી સીધી વાત પણ રૂપે રંગે રસેલી. આણું આવે ત્યારે એને કેવા આવકાર મળે છે!–

લીપ્યું ગુંપ્યું મારૂં આંગણું રે
ટોડલે ટહૂકે મોર ભોગાવો ગાજે છે રે
પછીને આળખી પૂતળી રે
મારે કરે બેસાર્યા ગણેશ ભોગાવો ગાજે છે રે
લીલા ને ગજનું કાપડું રે
એને મોળિએ કસબી કોર ભોગાવો ગાજે છે રે
બાવન ગજની ચૂંદડી રે
મારે ચણિયે કેવડાની કોર ભોગાવો ગાજે છે રે
મારો સસરો આણે આવ્યા ભોગાવો ગાજે છે રે

ભોગાવો નથી ગાજતો પણ હૈયામાં આંગણે આવેલાં વાલાં સગાં ઉપરના અને પિયુમિલન માટેનાં હેતનાં પૂર ગાજે છેઃ

એક વાર ફોર-નગર જાજો બનાજી
ધોરાજીના ઢોલિયા લૈ આ'જો બનાજી
અડવડ મોતી, દડવડ મોતી, થાળીમાં પરોતી
સાચો સાળુ પેરતી, આડે ઘૂંઘટ જોતી
કેસરીઆને ચાલવા ન દેતી પનોતી!

એમાંથી જીવનની મસ્તી, જીવનની લહેરૂં ચગતી. શું રંક કે શું રાય? શું રજપૂતાણી કે શું ભરવાડણ:

ભરવાડણને પેરણ કાપડું રે
એના કાચ ઝળોઝળ થાય
અસોરણ ભરવાડી, લેરે લેવાણી જાય.

લોકોના હીર–મોતીનો સંસ્કાર એ કોઈ કલ્પનાની કરામત નથી, તેમ હતાશ જીવનની કાયરતાનું એ કારુણ્ય પણ નથી, પણ ખુમારીભર્યા મસ્તજીવનના માંગલ્યનું એ અભિવાદન છે. રૂપ અને ભાવનું સહિયારૂં સ્વરૂપ એમાંથી નીતરે છે. જીવનકલાની મહેકથી એ મઘમઘમે છે. એ ભરત અને એ મોતી તો સ્નેહ અને વાત્સલ્યના હીર ધાગે પરોવાયેલાં છે.

નવાનગરમાં વાટે ને ઘાટે વાતો મંડાણી છે, કોણ જાણે કોના માટે પણ જશોદા મૈયાના નાનકા કાનુડાએ નવસરો હાર ઘડવા નાખ્યો છે. હાર ઘડાવતાં તો વાર લાગી. એટલામાં ઘરે કમાડ પછવાડે કાનુડાની પછેડી પડેલી તે ગૂમ થઈ ગઈ. આ તો કનૈયાની હીરભરતથી ભરેલી હીરાગળ પછેડી. ગામમાં ગોકીરો બોલ્યો:

"આવી લુવારણ દીવડો લઇ
તે વળતાં પછેડી લેતી ગઇ.'
હાકલ થઈ કે:
"તેડાવો લુવારણ ચલવો જાણુ
ને કેમ લૂંટયાં ગોકુળ ગામ?"

લુવારણ તો બિચારી કરગરવા લાગી "માડી રે! મારા માથે આવાં આળ? એક કાનુડાની પછેડી ખોવાણી એમાં તો આખું ગોકુળ ગામ લૂંટયાનો આરોપ?"

પછી તો સુતારણને બોલાવી, કુંભારણને તેડાવી, અને પછી તો ગામ આખાની ગોપિયુંને તેડાવી. સૌ બેબાકળી બનીને બોલી ઊઠી:

"નથી લૂંટયાં અમે ગોકુળ ગામ
નથી દૂવ્યા અમે શ્રી ભગવાન
કેઆ પછેડી કેઆ ભાત?
કેસો કાનુડો ને કેઓ બાત?"

'આહા હા હા હા! કેસી પછેડી ને કેસી ભાત? એક તો મારી પછેડી ચોરી ને ઉપર જાતાં

પાછી સતરાણી થાઓ છો એમ ? જુઓ !–"

"ધોળી પછેડી ઢૂંઢણુ ભાત
પીળી પછેડી પોપટ ભાત
રાતી પછેડી ને રીંગણુ ભાત–સમજી ?"

મનક આખાનો ચોર ગામ આખાની ગોપિયુંને ચોર ઠરાવવા બેઠો. ઘરે કોરટ માંડી. કાનુડે તો ગામને માથે લીધું. કહે કે તમે મને નથી ઓળખતી એમને ? ને કહો છો કે કેસો કાનુડો ને કેસી બાત !"

"આ હું કાળો કાનુડો ને આઠમ રાત–હવે કાંઈ કહેવું છે ?"

પછી તો કાનુડે ખરેખરો ભેંકડો તાણ્યો. કાનુડાની આળવીતરાઈ તે કાંઈ થોડી ! વગર ટાણે, વગર પ્રસંગે ગોપિયું પોતાને ઘરે ટોળે કેમ કરીને વળે ? એટલે ભાઈ સાહેબે પોતાની પછેડીને :

ઓસીકે મેલી ને કાન પાંગતે જુએ
પછેડી સંભારીને કાન ધ્રૂસકે રૂએ

કૃષ્ણલીલાના રસભાવનું સાધન બની છે આ



નં ૭ – ચારણભરતનો ચાકળો

વિવિધ ભાત ભરેલી પછેડી. પછેડી વરણુ માતર પહેરે. વરણુ માતર ઓઢે. પછેડો સ્ત્રીઓ પહેરે. ઠાકર મંદિરમાં કે હવેલીઓમાં ઠાકોરજીના આસન પાછળ રીંગાડી હોય છે તે પીછવાઈ પણ એક પ્રકારની ભરત ભરેલી અને કાનગોપીની આકૃતિઓ ઉઠાવતી ને વ્રજનાં દશ્યો ખડાં કરતી પછેડી જ છે ને!

આ હીર–મોતીના સંસ્કાર તો બાળકને નવમે માસે નાળ વધેરી દૂધડિયે નવરાવે કે તરત જ:

હીર સાટે ને ચીરમાં વીંટાળ્યાં રે
હરનું હાલરડું
ચોખા સાટે મોતીએ વધાવ્યાં રે
હરનું હાલરડું

અને પછી તો:

હીરચીરનાં બાળોતિયાં ને હાથમાં ધાવણી ઝાલી
લહેકવાયો બાળક ઝૂલે મેર કરી મતવાલી
અળોળોળો હાલ્ય વાલ્ય રે
પ્રીતમ પારણિયામાં પોઢયા.

કેવું છે એ પારણિયું?

સોનાની સાંકળિયે સુંદર, રેશમની છે દોરી
ચાર ખૂણે ચંદરવા ટાંકયા, વચ્ચે સૂરજ જોડી
અળોળોળો હાલ્ય વાલ્ય રે
પ્રીતમ પારણિયામાં પોઢયા.

વાત્સલ્યના અંધોળમાં હીરભરત વરસતાં આવે છે. બે આત્માના સખ્યના ફલસ્વરૂપ એક ત્રીજું જીવન કંડારતું આવે છે. એને વધાવવા માટે–એના સત્કાર-સ્વરૂપ હીરભરત અને મોતીગૂંથણુથી રંગો અને રૂપાળાં રમકડાંથી જીવન કલારૂપે પ્રગટતું જાય છે. એવાં પોતલાં, પાંગરાં, પારણિયાં, કોળીંડા, ખોવાં અને પછેડી–ઝૂલડીનાં ભરત જનેતાના હૈયાના હીરથી ભરાતાં આવે છે. મમતાના મોતીથી ગૂંથાતાં આવે છે ને વાત્સલ્યને ઝૂલે ઝૂલતાં આવે છે.

ખુલ્લા આકાશ નીચે જીવનારાં લોકોના અંતરમાં પ્રકૃતિનો ચિતારો અહર્નિશ વિવિધરંગી ચિત્રો આલેખતો જ રહે છે. નિસર્ગ એ જ લોકજીવનની તાલીમશાળા. એથી જ ધરતીની પાર્શ્વભૂના રંગો ઉપર પ્રકૃતિની ભાત–પ્રકૃતિની છંદોમય આકૃતિઓ લોકોના ભરતમાં ઊઠયા કરે છે. લોકોના જીવનમાં ઘૂંટાઈ ગયેલી રંગની કલાસૂઝ જ્યાં જ્યાં રંગો રહેલા છે ત્યાં ત્યાંથી ઉઠાવે છે.

"મેંદી લેશું મેંદી લેશું
મેંદી મોટું ઝાડ."

તે કોઈ શોકયના સાહેબાને મેંદીના લપેડા જોવા કોઈ વિરહીણી તેડાં મોકલતી હશે? મેંદી લેશું પણ કયારે? જ્યારે એનો સાયબો સ્નેહભરી આંખે નીરખવા આવશે ત્યારે. મેંદી માળવામાં રહી અને એનો રંગ ગુજરાતમાં રહ્યો. ભાભી કેમ કરીને મેંદીના રંગથી અંગને આળેખે? સાયબા વગર સૌંદર્ય ઊઠે જ નહિ. એમ ગૃહની, શણગારની અને અંગની તમામ સજાવટ સાયબા વગર પ્રાણવિહોણી બની જાય છે. પતિ વહાણની ખેપ લઈને ગયો છે ને વિયોગી ખારવણ ગાય છે કે-

તારી શીશીમાં ભરિયલ તેલ
તેલ સિયા કામનાં રે!
તેલનો નાખનારો પરદેશ
તેલ સિયા કામનાં રે!
અબી પાકી રે આંબા કેરી સાખ રે
ઉપર સૂડા આટકે રે!
એવી સવ રે ધોળે આંબા સાખ
અમે તો ઘોળીએ વખડાં રે!
જીના પિયુડા વસે પરદેશ રે
નવીન ચીજ નવ ચાખીએં રે!
ઇનાં નેણુલામાં વરસે નીર
કાજળ નવ સારીએં રે!

'કુમાર સંભવ'માં પાર્વતી જ્યારે મહાદેવને પરણવામાં નિષ્ફળ જાય છે ત્યારે કવિ કહે છે:

निनिन्द रूपं हृदयेन पार्वती
प्रियेषु सौभाग्यफला हि चारुता

પાર્વતીને પોતાના રૂપનો ઓતાર ઊતરી ગયો. રૂપની સાર્થકતા તો પ્રિય પાસેથી સૌભાગ્ય મળે તે

જ છે. એટલે કવિ કહે છે કે પાર્વતીએ મહાદેવને પરણવામાં નિષ્ફળ જતાં પોતાના રૂપને નિંદ્યું. આપણે કહીએ છીએને કે 'આ રૂપને શું ધુમાડી દેવી છે?'

હાથ રંગીને દેરી શું કરું,
એનો જોનારો પરદેશ રે
મેંદી રંગ લાગ્યો રે

જીવનની ખરલમાં ઘૂંટાતા કુટુંબપ્રેમના કસુંબલ રંગમાં ભાવ નીતરતાં ટેરવાંની સ્વસ્થ પીંછી વડે વેલ બુટ્ટાઓની રેખાઓનાં રૂપકામ ઊપડી આવતાં. એ કલા સજીવ હતી. એને તાંતણે ને તારે, મોતીએ ને ધાગે ધાગે જીવ પરોવાતો એટલે એ કલા બોલતી. લોકોમાં રંગરૂપની–રંગરેખાની કાંઈ અદ્ભુત સૂઝ



નં–૮ બટવો : રબારીભરત – કચ્છ

પરેલી છે. જાન ઊઘલતાં જાનડિયું વરરાજાનું વર્ણન કરતાં ગાય છેઃ

મેઘલ-વરણા વાઘા વરરાજા
અને કેસર ભીના છાંટણા.

એના વિસંવાદી રંગનો સંવાદ તો જુઓ! રન્નાદેને વધાવતું પ્રભાતિયું લગ્નપ્રસંગે ગવાય છેઃ

સિંદૂરી-વરણીના રે સૂરજ ઊગિયા
ચંપકવરણી રે કાંઇ ચાંદલિયે પ્રે વાસી.

રામનો વર્ણ નીલઘન હતો, કૃષ્ણનો વર્ણ ઘનશ્યામ હતો. પણ લોકે તો રંગને લડાવ્યો છે મેઘલ-વર્ણથી. અને આ મેઘલવરણા વાઘા માથે કેસરભીના છાંટણાં. જાણે મેઘલવર્ણા આકાશમાં ચંપાવરણી ઉષા ઊગી (પ્રે વાસી).

હજી રાત પોતાનો સાળુ સંકેલી રહી છે ને ઝંખવાયેલો ચાંદો અણોહરો થઈ હલુંહલું થઈ રહ્યો છે. પ્રાગડના દોરાની વેલ્યું ઊપડતી આવે છે ને ચાંદાના ઝંખવાયેલા મુખે ઉષા ચંપકવરણાં તેજનાં ચેતનપ્રદ શિકરો છાંટતાં નિહાળી સૂરજે ધગીને સિંદૂરવરણો થઈ ઉષાના ચંપકવરણા સાળુને કેસરવરણો કરી નાખ્યો. પૂર્વાકાશ પીઠી ચોળેલા ને મેઘલવરણા-આસમાની વાઘા સજેલા વરલાડડા જેવું થઈ રહ્યું. માથે કેસરીઆ રંગના છંટકાવ થઈ રહ્યા છે. જાણે નીલઘન રામે અને ઘનશ્યામ કૃષ્ણે પહોળે પટે રહેલી સિંદૂરવરણી કોરનાં પિત-અંબર પરિધાન કર્યાં. પ્રકૃતિ સાથેનું આ કેવું તાદાત્મ્ય? પ્રકૃતિના આવા ગાઢ પરિચયથી સૂરજના સાતે ય રંગ લોકનારીના ટેરવે સાતતાલી દા રમતા હોય છે.

સુંદરતાના ઊર્મિ-સંસ્કારને અવતરવું હતું એટલે તેણે જીવનનાં તમામ સાધનોને કલામંડિત બનાવી દીધાં. પણ કલાનાં થોડાંક સર્જનથી એને ધરવ થાય? ચૂંદડીઓમાં પણ એ વિવિધરૂપે ઊતર્યું:

ચૂંદડિયુંને ચારે છેડે ઘૂઘરી
વચમાં તે આળેખ્યા રૂડા મોર રે
વોરોને દાદા ચૂંદડી.

સંકેલું ત્યાં ઘમકે રૂડી ઘૂઘરી
ઊખેળું ત્યાં જગમોહનની ભાત રે
વોરોને દાદા ચૂંદડી
વચમાં આળેખી પોપટ વેલ્ય રે
વચમાં રે ચોખલિયાળી ભાત્ય રે
ઊખેળું ત્યાં ટહૂકે ઝીણા મોર રે
વોરોને દાદા ચૂંદડી

પહેરવેશ અને અલંકારો માનવ-ઊર્મિઓના તાણાવાણાનું, માનવીનાં રૂપ અને પ્રતિભાનું અનિવાર્ય અંગ બની ગયેલ છે. જીવનના વિવિધ રંગો ને ભાત જેમ વસ્ત્રાલંકારમાં ઊતરે છે તેમ વસ્ત્રાલંકારના રંગો પણ જીવનને રંગ ચડાવે છે. રંગ અને ભાત્ય (ભાત) વિનાનાં જીવન રંધો મારેલ પાટિયાં જેવાં લાપોટિયાં જેવાં બની રહે છે.

## ભરતકામની પ્રાચીનતા

હીરની જેમ ભરતની શરૂઆત કેમ અને ક્યારે થઈ હશે તે પણ સંશોધનનો રસિક વિષય છે. 'મોહે જો ડેરો'માં મળેલાં પૂતળાંના ઉત્તરીય ઉપર ત્રિદલનું ભરત ભરેલું હોય એવા આકારનું રેખાંકન છે. છાપકામ તો ભરત પછીનો સંસ્કાર છે. ત્યારે રંગકામ અને ભરતકામ સાથે શરૂ થયાં કે વહેલા મોડાં એ પણ સંશોધનનો રસિક વિષય છે. મોહે-જો-ડેરોના પૂતળાં ઉપર એ ભરતકામનો જ નમૂનો હોય તો ઓછામાં ઓછું સિંધુસંસ્કૃતિ સુધી તો આ ભરતકામ પુરાણું કહી શકાય. ભરતની કળા એ ભ્રમણશીલ પ્રજાનો સંસ્કાર છે. ભારતમાં ભરતનો સૌથી સુંદર કસબ કાશ્મીરનો. કાશ્મીરમાં બીજી કળાઓની જેમ આ કળા પણ ઈરાનમાંથી ઊતરી હોવાનો સંભવ છે. ઈરાનમાં નિષ્ણાતો મોકલીને કાશ્મીરના બાદશાહ ઝઈન-ઉદ્દીને બધી કળા કાશ્મીરમાં ઉતારેલી. ત્યારે ઈરાન અને ભારતનો સંબંધ તો આર્યો જેટલો પુરાણો છે. એ પછી પણ ઈરાનના શકસાહીઓ સિંધ થઈને સૌરાષ્ટ્રમાં ઊતરી આવેલા. એમના પોષાક ને સંસ્કાર તો કચ્છ-સૌરાષ્ટ્રના પહેરવેશમાં ઊતર્યા જ છે. એટલે આસુરી સંસ્કૃતિ પછી ઈરાનીઓ પાસેથી પણ

નિજના વારસા સાથે ભરતનો સંસ્કાર વારસો મળ્યો હોય.

## ભારતીય ભરતકલા

કાશ્મીરનું ભરત તો આજેય એની ઉચ્ચ કોટીએ છે. ચીન અને જાપાનની જેમ એ ભરતમાં કાશ્મીરની કુદરત અને કુદરતના રંગો ઊતર્યા છે. એનાં પક્ષીઓ, એની વનશ્રી, એના મુગલાઈ વેલબુટા, એની અંગૂર, એના ચિનાર વૃક્ષો અને એનાં ફળફૂલ કુદરતમાં જુઓ અને ભરતમાં જુઓ તો એકબીજા વચ્ચે ભુલાવો ખાઈ જાઓ એવું હૂબહૂ. એ ભરત રાજ્યાશ્રયે ધંધાદારી સ્વરૂપે વિકસ્યું છે અને એની છટા અમીરી છે. એ લોકજીવનના રૂઢિગત જળવાયેલા અને વિકસિત એવા અસલી સંસ્કારરૂપે નથી. ત્યારે કચ્છ-સૌરાષ્ટ્રનું ભરત એ રીતે અપરૂપ વાસ્તવદર્શી છે અમીરી નથી. એમ તો આસામ, ઓરિસ્સા, રાજસ્થાન અને સિંધમાં પણ ભરતનો સંસ્કાર છે. આસામનો ભરત છેડાભરત અને ડીઝાઈનનો ઉપર વધુ ઊતર્યું છે, જ્યારે સિંધનું ભરત પ્રવાહીને પ્રાણવાન ઓછું લાગે છે. હોય છે તો અસલી છાપકામ જેવું પણ એમાં યાંત્રિકતા વિશેષ લાગે છે. એમ તો સિંધુનું આરીભરતનું કામ પણ ઘણું સુંદર હોય છે. સિંધનું ભરત પણ લોકભરત નથી રહ્યું. એ



નં-૯ કાઠીભરતનો ચાકળો-૧૯ મી સદી

અમીરી આશ્રયે બજારુ બન્યું છે. ત્યારે ઓરિસ્સાનું ચાદર-ચોરસ ઉપરનું ભરતકામ અને એના રંગોનો ઉઠાવ મૂળના રંગોની મૂળની કળાને જાળવતાં લાગે છે. રાજસ્થાનનું ભરત કચ્છ-સૌરાષ્ટ્રની ઘણી નજીક છે.

## કચ્છ-સૌરાષ્ટ્રનું ભરતકામ

કચ્છ-સૌરાષ્ટ્રનું ભરતકામ કાશ્મીર જેવું વ્યવસાયિક ઉત્કૃષ્ટતા ધરાવતું નથી. પણ કચ્છ-સૌરાષ્ટ્રના ભરતમાં જે સજીવતા અને સ્વાધીનતા છે એવી બીજે ભારતમાં ભાગ્યે જ જોવા મળે છે. બીજું એ ભરત તે સાંગોપાંગ લોકસંસ્કાર છે. એ રાજ્યાશ્રયે બજારુ નથી બન્યું તેમ એમાં અમીરી આડંબર પણ નથી. ત્રીજું એ જીવનવ્યાપ્ત કલા છે જેણે જીવન વ્યવહારના તમામ અંગોને કલાવિભૂષિત કર્યાં છે. ઓરિસ્સાની જેમ માત્ર ચાદર-ચોરસાનું નહિ. આસામની જેમ માત્ર ઓશીકા-પટ જેવું નહિ. કાશ્મીરની જેમ માત્ર પહેરવેશ અને કપડાં પૂરતું જ નહિ પણ સોપારી ને કંકાવટીથી માંડીને ચાકળા ચંદરવા સુધી, મોજડીથી માંડીને મોહરિયા સુધી અને પશુપ્રાણીના તમામ શણગારોમાં આ ભરતકળા એક યા બીજે રૂપે વ્યાપ્ત થયેલી છે. કચ્છ-સૌરાષ્ટ્રની ભરતકળાએ જીવન સાથે એકરૂપતા સાધી છે. એ કોઈ વિશિષ્ટ અંગ નથી પણ સમગ્ર જીવનકલાનું જ એક અંગ છે.

## આભલાંની ઝમક

કાશ્મીરમાં ઠંડીના દિવસોમાં માણસ ઘર બહાર નીકળી શકતો નથી. એથી ઘરઆંગણે તાપણાં તાપતાં ને વાતો કરતાં કરતાં આ કળા વિકસી. કચ્છ-સૌરાષ્ટ્રમાં દર વર્ષે થતા પુરુષપ્રવાસને કારણે ઘરકામ માંથી પરવારતી નારીઓમાં નવરાશની વેળાએ આ કળા વિકસી. શરૂઆતમાં એકલા હીરભરતની કે સુતરાઉ ભરતની જ કળા વિકસી હશે. આભલાં ત્યાર પછી આવ્યાં લાગે છે. પછી તો હીરભરતમાં આભલાંએ અજબ ચમક આણી અને આભલાંનું ભરત ભારતના ભરતકામમાં વિશિષ્ટ બની રહ્યું. સૌરાષ્ટ્ર-કચ્છના લોકજીવનના તમામ પ્રદેશો આ ભરતકળાએ સર કર્યા છે. કેટલીક કોમમાં આણાં-કરિયાવરમાં એક પોષાક તો હીરભરતનો હોવો જ જોઈએ. લગ્નમંગલનો એ મંગલમય પોષાક બની રહ્યો છે. પરિણામે કન્યાઓ અગર તો એમની ભોજાઈ જરા જેટલો યે સમય ફાજલ પડતાં ચણિયો, કાપડું ને ઓઢણી સાથે હીરદોર ને સોય લઈને બેસી જ જાય. મજૂરી કરતી કણબાણો બપોરની છૂટીમાં હીરનું ભરત ભરતી આજે ય ઠેર ઠેર જોવા મળે છે. એવું જ ગામડેગામડે ને ઘરે ઘરે. આ રીતે ચણિયા કાપડાં ને ઓઢણી ભરે, પુરુષો માટે મોહરિયાં ભરે, બટવા ગૂંથે ને ભરે, પાન-સોપારીના અતલસના ખલતા ભરે, બાળકોની આંગડી ને ટોપી ભરે, છોકરીની ઘાઘરી ને મોસલા ભરે, બાળકની ચોરણી ને મોળિયાં ભરે, પુરુષોનાં હોગવટાંને ફૂમતાળિયું ભરે. છોકરાની ચોરણી ને નતીઆ ભરે.

## ગૃહશણગારમાં ભરત

ચાકળા, ચંદરવા, તોરણ, સાથિયા, ટોડલિયા, પછીતપાટી, સ્વસ્તિક, ચોપાટ, તોરણ, તોરણિયા ઉલેચ, ઓછાડ, ઓશીકાં, ગલેફ, ગાલમસૂરિયાં તકિયા, ઈંઢોણી, માચી, સાંગામાચી, હિંડોળાની દોર. વાંસળી, ટોપલી, છડી, ચાબુક, ઢીંગલી, પૂતળી, હોકો, હથિયારોનાં મ્યાન વગેરે ભરતથી સોહામણાં બની રહે છે. ગૃહશણગારનાં આ સાધનોમાં ભરતની કલા નવી મોહકતા અને મધુરતા સીંચી જાય છે.

## પશુપ્રાણીના શણગારમાં ભરત

બળદના મોરડા, મખિયાળા, ઝૂલ, શિંગડિયાં, ઘૂઘરમાળ, લલાવટી ને રાશ વગેરે. ઘોડાના શણગારોમાં ચારજામો, જેરબંધ, કલગી મોડ, ઘૂઘી, કાંધીઉં, લગામઝોટા વગેરે. એ જ રીતે ઊંટનો આખો સામાન. વળી મોર ને પોપટ પણ ભરે. આ શું ગૃહશણગારમાં કે શું પશુશણગારમાં ભરત કલા વ્યાપક બની રહે છે.

હીર-આભલાંના ભરતમાં ઊર્મિઓના સંઘર્ષના રંગો ઊતર્યા છે. પશ્ચાદ્ભૂ ગુલારંગની અતલસ ઉપર હીરનું ભરત સૌથી વધુ મનોરમ, ગરવું, ગંભીર અને વિશેષ સફાઈબંધ લાગે છે.

હીરભરત અને મોતી ગૂંથણની કલા લોકવ્યાપ્ત હોવા છતાં એનું રચના–કૌશલ અને કલાવૈવિધ્ય કચ્છ–સૌરાષ્ટ્રની જાતિ વૈવિધ્ય અને પ્રાદેશિક વિશિષ્ટતાને કારણે છે.

કચ્છ–સૌરાષ્ટ્રની પ્રાચીન જાતિઓના હીર-મોતીના ભરતગૂંથણમાંથી તદ્દન અલગ તરી આવે એવું કચ્છ–કાઠિયાવાડનું મોચીભરત છે. તેમાંય કચ્છનું વિશેષ કરીને.

કચ્છી મોચી ભરત એની રંગ છટા સુરેખ સપ્રમાણ અને વેલબુટીથી ભભકભર્યું લાગે છે. એનું કારણ કચ્છી મોચીભરતમાં મુગલાઈ સંસ્કાર ઊતરી આવ્યો છે તે છે.

માત્ર હીરભરતમાં જ નહિ, કચ્છી મોચીકલામાં રંગ રેખાની જે અમીરી ને નાજુકાઈ છે તે મુગલાઈ કે ઈરાની ઘરાનાનો જ વારસો છે. પછી એ શિલ્પમાં, કાષ્ટમાં, કાચમાં મીનાના જડતરમાં કે હીરભરતમાં એક સરખો તાદૃશ્ય થાય છે.

વાગડના ખાવડાના લોહાણાનું છટાદાર ભરત કે બન્નીના જત લોકોનું સફાઈદાર ઘડાબંધ અને બારીક નકશીદાર ભરત પણ સિંધ ને બલુચીસ્તાનનો જ સીધો સંસ્કાર છે. પણ જત લોકોએ બલુચીસ્તાનથી ઊતર્યા બાદ અને લોહાણાએ સિંધમાંથી ઊતરીને ભરતમાં, એના ટાંકામાં, રંગ પૂરણીમાં અને પ્રતિકોમાં નિરાળું વ્યક્તિત્વ ઉપસાવ્યું છે.

કચ્છનું મોચીભરત તો વિરલ રીતે વિકસ્યું છે ને જગતના ભરતકામમાં માગ મૂકાવે તેવું છે.

એની બુટી બુટીનો ઉઠાવ, એનાં ફૂલ–ગુલાબ



નં-૧૦ – ઘોડાનું ડોકિયું (કોટ્યિું)-વાઘેરભરત-સૌરાષ્ટ્ર

અને કળીઓનાં રૂપ, એના મોર ને પોપટ–જોડના મરોડ, એનું સંયોજન અને સપ્રમાણ નકશીકામ કચ્છ–સૈરાષ્ટ્રમાં તો ચઢિયાતું છે જ પણ વિશ્વે વિખ્યાતી મેળવી ચૂક્યું છે, એના નયનરમ્ય રંગોની પ્રવાહીતા એક કાવ્યની પ્રૌઢી સમા છે.

ત્યારે માંડવીભૂજ ને વાગડના ઓસવાળો અને વૈશ્ય કોમોએ વિકાસાવેલી ભરતશૈલી કચ્છ–સૈરાષ્ટ્રમાં મહાજનશૈલી તરીકે પ્રખ્યાત છે. હીરભરતની ભૌમિતિક રચના અને માઝા ભરેલું રંગ વૈવિધ્ય એની વિશિષ્ટતા છે. જો કે કચ્છ અને સૈરાષ્ટ્રની બધી મહાજન કોમોનો એમાં સમાવેશ થાય છે.

ત્યારે ધ્રંગ–લોડાઈના આયર ને રત્નાલના રબારીઓએ પણ પોતપોતાની ચિત્તાકર્ષક અને નિરનિરાળી શૈલીઓ નિપજાવી છે.

કચ્છ અને સૈરાષ્ટ્રનું ભરત–ગૂંથણ ઘણું નજીક છતાં ઘણું નિરાળું છે. કારણ જાતિગત ખાસિયતો ને સંસ્કાર વૈવિધ્યે વિવિધ સ્વરૂપો વિકસાવ્યાં છે.

કાંઈક કાંઈક છાંટ કાઠિયાવાડના મોચીભરતમાં કચ્છી મોતીભરતની દેખાય. પણ ભાવ પ્રતિકો અને રંગરૂપ તો કાઠીઆવાડના મોચીકામમાં એના કાઠી–આશ્રય દાતાઓનાં ઊતર્યા છે.

## કમનીય કાઠીભરત

સૌરાષ્ટ્રના કાઠીભરતના બે વિભાગ પાડી શકાય. એક તો કાઠીઓના આશ્રયે મોચી કોમે ભરત–ગૂંથણની કળાશૈલી નીપજાવી તે અને બીજી કાઠીઆણીઓની નિજની કળા.

સાતસોએક વર્ષ પહેલાં સિંધ થઈ કચ્છમાં ઠહેરીને પછી સૌરાષ્ટ્રમાં ઊતરનાર આ શૂરવીર અને સૌંદર્યવાન કોમે જાતિગત સંસ્કાર ખાસિયત અને કલાપ્રેમથી ભરતગૂંથણમાં જ નહિં પણ સમગ્ર જીવનવ્યવહારને કલામંડિત કરી દીધેલ છે.

એ વાત સાચી છે. કે એણે જીવનનું માધ્યમ નહોતું ખોજ્યું. સામસામા છેડે જઈને ઊભા રહેવાની એની ઉગ્રતાને કારણે કાઠી પાંચાળના વિસામણની જેમ કરપીણ બન્યો છે. તેમ દાનાભગતની જેમ કરુણાર્દ્ર પણ બન્યો છે. ઘણે ઠેકાણે ખૂટલાઈ દેખાડી છે તો સામે છેડે ખાનદાનીનો જોટો જડે તેમ નથી.

કાઠીની આ ત્રણે પરજ જ્યાં જ્યાં સ્થિર થઈ ત્યાં ત્યાંનું લોકજીવન એની જીવનકલાથી પ્રભાવિત થઈ રહ્યું છે. જેતપુર, બિલખા, વડીઆ, બગસરા, ચાડિયા, ઈંગોરાળા, ચલાળા, બાબરા ને ચાવંડ વગેરે પ્રદેશમાં વાળાઓનો સ્થિર વસવાટ થયો ત્યારે કુંડલા પંથકમાં અને એની આજુબાજુ ખુમાણો સ્થિર થઈને રહ્યા.

બાબરિયા અને કાઠી એટલે એક મગની બે ફાડ. એવા ધાંખડા, વરૂ ને ચોટીલાઓએ બાબરીઆવાડ બાંધી. ત્યારે ખાચરોએ પાંચાળ સર કરેલો. ગઢડા, જસદણ, પાળિયાદ, ધંધુકા ને થાન ચોટીલાનો આખો પ્રદેશ. બધી સાખના અવરતીઆ કાઠીઓ સાથે

આ બધા પ્રદેશોનું લોકજીવન કાઠીઓની બધી પ્રકારની કળાથી પ્રભાવિત થયેલું છે. હીરભરત અને મોતીગૂંથણ તો ખાસ કરીને.

કચ્છ અને કઠિયાવાડના ભરત–ગૂંથણના કામમાં મોચીભરત–ગૂંથણ પછી બીજું સ્થાન કાઠીભરત–ગૂંથણનું જ આવે. એમણે સમગ્ર રંગો સાથે ભરતગૂંથણમાં જીવનને ઢાલવી દીધું છે. ભાવપ્રતિકોમાં તો એ શૂરવીર અને સુંદર કોમનાં ઘોડાં, હાથી, હોકા, સૂર્ય, લક્ષ્મી, શુરવીર અને રાધાકૃષ્ણ વગેરે તો હોય જ. પણ પારણાંથી માંડીને યુદ્ધના પરાક્રમો સુધીનો આખો જીવન વ્યવહાર એ ભરત–ગૂંથણમાં આલેખવામાં આવે છે.

હીરનો બસરાઈ ધાગો, અદિતય ફાંટિયો, કયાંક સાંકળી ને બાવળીઓ ટાંકો પણ લઈને કાળા ઘેરાગૂઢા ને મસીઆ રંગના પટ ઉપર એક પ્રભાવશાળી ને ડોલાવણ ભરતની કલા કાઠીકુળોએ પાથરી છે.

અને આ કળા, એના કલામય સાધન સરંજામ, એનું કંડારેલું વ્યક્તિત્વ અને ઉન્મત રંગો સાથેનું સુસંગત કલાવિધાન છે. કાંઈ વ્યાવસાયિક નહિ.

કાઠીઓનાં વસ્ત્રોમાં ચણિયા–ઘાઘરાપાટ સિવાય

પહેરવેશમાં ભરત ઓછું પણ અન્ય અલંકારો અને રાચરચીલામાં તો એ ભરત ને મોતીગૂંથણ છૂટે હાથે કલાત્મક રીતે વેર્યું છે.

ગૂઢા મશીઆ પટ ઉપર ઘેરા ગુલાબી-કીરમજી, સફેદ સોનલ રંગો પણ હોય ને લીલો ઘેરો આસમાની તથા ઘેરો જાંબુડીઓ હોય. આટલા રંગોની મિલાવટ એક બળવાન ચિત્રનો ઉઠાવ આપે છે.

કાઠીઓના ગૃહ-શણગાર અને ઘોડાના શણગારમાં હીરભરત અને મોતીકામની ઘુંટાયેલા જીવન રંગોની જે કુમાશભરી રંગ રેખા છટા ઊતરી છે એવી સજીવતા બીજી કોમોમાં ઓછી ઊતરી છે.

ચિત્રાંકન સાદું, ચતુષ્કોણ અને સૂરજના ફૂલોભર્યું. ખાસ તો એની ભૌમિતિક સપ્રમાણતા અને રંગરૂપનું સંયોજન ભરતની લોકકલાનું શિખર સર કરે છે.

## મહાજન-ભરત

કથીપો અને મહાજન-ભરત જુદાં ન પડે તેવાં એકમેક બની ગયેલાં છે. કચ્છમાં જેમાં ઓસવાળ તેમ સૌરાષ્ટ્રના ખાસ કરીને કંઠાળના શ્રીમાળી વાણિયા સોની અને હાલારના લુહાણા-ભરતમાં પણ સપ્રમાણતા સુંદર રીતે જળવાતી આવે છે. તો ભાવપ્રતિકોમાં ખાસ વિશિષ્ટ નહિ પણ સફાઈમાં સુઘડતામાં ઉઠાવમાં અને થોડા જ રંગોથી ભરતને ચિત્તાકર્ષક અને મન ભરાય તેવું એ મહાજન-ભરતમાં હોય છે.

ટાંકાં તો સામાન્ય રીતે સાંકળી ને ખજૂરીના લ્યે છે. પણ સાધન-સંપન્ન એટલે સૂતરમાં મન ન ઠરે, અને હીરની સમૃદ્ધિ ભરચક દેખાય.

મહાજનભરતમાં ઉગ્રતાના, આવેશના, અતિગૂઢા કે અતિશય ઊડતા રંગો નહિ દેખાય. પણ સાચવીને જીવનના બે કાંઠામાં વહેતા રંગોનું છતાં ભરતનું સમગ્ર દર્શન નમ્ર અને મીઠું રહેવાનું.

## આયરનું હીરભરત

મચ્છુ કાંઠે વસેલા મછોયા, ગોહિલવાડમાં પંચોળી ને સોરઠમાં સોરઠીઆ આ ત્રણે પરજના આયરોનું હીર-આભલાનું ભરતકામ પણ મનોરમ હોય છે. એ જેમ કાઠી જેવું ગંભીર નથી હોતું તેમ અન્ય કોમો જેવું ભડકાવનારું કે જાડું પણ નથી હોતું. કાઠી અને અન્ય કોમોના માધ્યમ જેવું પણ વિવિધ અને વૈભવવંતુ હોય છે. એમા ગૂઢા કરતાં લાલઘેરો રંગ વધારે વપરાય છે. આવો પીળો અને કેસરી રંગ પણ વપરાય છે. સફેદનો ઉપયોગ પણ ખરો. આયરનું ભરત કાઠી કરતાં થોડું ગીચ ભરેલું અને અન્ય કોમો કરતાં વિશેષ ઝીણું હોય છે. સફાઈબંધ અને સુઘડવંતુ. જે વેલબુટા કાઠીઓમાં ઓછા કળાય છે તે આયરોમાં વિશેષ દેખાય છે. મોર, પોપટ જેવા પક્ષીઓ પણ આલેખે. કાઠીમાં આભલાં ઓછાં જ્યારે આયરોના ભરતમાં આભલાંનું કામ પણ ખરૂં. ખાંપુંવાળા મોટા આભલાં નહિ. મછોયા અને પંચોળી આયરો કરતાં ભરતનો સંસ્કાર સોરઠીઆમાં વધુ વિકસ્યો છે. એમ તો ૧૧ સાખે આયર વિકસ્યો છે.

## રબારી ને ભરવાડ

સોરઠના કંઠાળના રબારીમાં ભરતનો સંસ્કાર ખરો. અને ભરવાડ તો ઠેર ઠેર છે. એમાં પણ ખરો. રબારીમાં ભૂરા પટ ઉપર મોટાં ફૂલો ભરવાનો રીવાજ છે. અને ભરવાડિયું ભરત તો એના ભરવાડિયા ટાંકાથી જ પ્રખ્યાત થયું છે. ક્રોસ ટાંકા અને અગ્રામણ, ઓછા મેળવાળું ભરત. ભરવાડ કરતાં વઢિયારા રબારીમાં ભરતનો ચાલ ઘણો. પણ ઠાંસોઠાંસ ને આભલાં તો ભાળે એટલાં ભરે. ભરવાડ રબારીનું ભરત એટલે આભલાં ભરત જ કહેવાય.

## ચારણ અને મેર

મેરમાં ભરતનો ચાલ ખરો. મોટે ગોટે ભરે. લાલ ને સફેદ પટ ઉપર પીળો લાલ કાળો ને સફેદ ધાગો લ્યે. પણ ચારણોમાં મેર કરતાં ભરત વિશેષ પ્રમાણમાં ખરૂં.

ચારણોમાં બીજી ઘણી બધી વિશિષ્ટતા છે. ભરતમાં એમનાથી એટલું ધ્યાન અપાયું નથી. છતાં જે પ્રદેશમાં જે જે ચારણો વસે છે તે તે પ્રદેશના ભરત-ગૂંથણની લાક્ષણિકતા એમના ભરતમાં જરૂર

ઊતરી છે. પણ હાલારમાં ચારણો-નું ભરતકામ માગ મૂકાવે. તેમાંય જાંબુડાનું વિશિષ્ટ.

## સથવારા ને સગર

સથવારાનું ભરત આ બધી કોમો વચ્ચે લાક્ષણિક એવું ઉઠાવદાર હોય છે. વિવિધ ભરતશૈલી-માંથી જેટલી સુંદરતા સથવારા ઉતારી શકયા એ બધાનો સમન્વય એમના ભરતમાં દેખાશે ભભકેદાર છટાવાળો. વરરાજા જાનના ગાડે બેઠા હોય તો એના માથેની વિશાળછત્રી. પણ છટાદાર ને શિંગ-રોટીઆથી ઝૂલ સુધી બળદોને શણગારેલા હોય. વરલાડો તો નાનકડી ઠકરાત જેવો લાગે.

સગર કોમમાં સથવારાની અસર ઊતરી છે. અણોટી બ્રાહ્મણમાં કાંઈક મેરની અને કાંઈક પોતાની નીપજાવેલી શૈલી છે.

એ જ રીતે કોળી, ખારવા ખરક ને સીદીઓમાં પણ જૂજવેરૂપે ભરતનો 'સંસ્કાર આંખોને આકર્ષે એવો હોય છે

## કણબીનુ આભલાં-ભરત

મધ્યસૌરાષ્ટ્ર ને પશ્ચિમ-સૌરાષ્ટ્રમાં જેમ કડવા કણબી વધુ વસ્યા છે તેને લેઉઆ વધારે ગોહિલવાડમાં છે. અને ભરતકામમાં ગોહિલવાડના લેઉઆ કણબીએ અન્ય પ્રદેશના કણબી કરતા વધુ વિકાસ સાધ્યો છે. રંગમાં, ભાવપ્રતિકોમાં અને સંયોજનમા આગવી પ્રતિભા ઉપજાવી છે.



નં ૭૧૨ – મોતીભરતનું સાખ-તોરણ-કાઠીભરત (સૌરાષ્ટ્ર)

ગોહિલવાડના પલેવાળ બ્રાહ્મણ, કારડિયા વગેરેમાં ને આ લેઉઆ કણબીમાં તળપદા ભરતના સુંદર સંસ્કારો ઊતર્યા છે. પણ સૌ સૌની વિશિષ્ટતા જાળવીને આગવી શૈલીઓ ઉપજાવી છે.

એ જ રીતે સોરઠના અને વાળાકના ખાંટ અને એની સાથે જે કોમોને વરવા પરણવાનો વહેવાર છે એ બધી કોળી–ગરાસિયા કોમોમાં કણબીભરતની અસર વધુ છે. આભલાંના ઝાકઝમાળ કણબીઓમાં વિશેષ. જેમ કાઠીનું ભરત સામાન્ય રીતે નરદમ હીરનું પણ આભલાં વગરનું તેમ કણબીનું ભરત વિશેષ સુતરાઉ પણ આભલાં વગરનું નહિ. એ જ રીતે ભરવાડિયા ભરતમાં પણ ખૂબ ખૂબ આભલાં. પણ કણબીના ભરતમાં વિશેષ સફાઈ ને ઉઠાવદાર હોય છે. ચણિયાનો પોણો ભાગ આભલાના ભરતથી ભરેલો. ઓઢણીના પાલવ પણ ભરત ભરેલા ને કાપડાં કે કમખા તો થોડો ગાળો બાદ કરતાં આભલાં ભરતથી ભરેલાં ઝગમગ ઝળહળતાં હોય છે.

ભરવાડમાં કાપડાંની બે બાયું આભલા–ભરત ભરેલી પણ આખા કાપડાં કે કમખામાં તૂઈની રૂપેરી પટીનો રૂડો શણગાર. કણબીનું આભલાં ભરત તો એના ગૃહશણગાર અને પશુશણગારમાં પણ સાંગોપાંગ ઊતર્યું છે. આજે કાઠીનું ભરત ઓછું મળે છે જ્યારે આજે વિશેષ પ્રચાર કણબીના ભરતનો છે. સામાજિક પરિસ્થિતિને કારણે એ બન્યું છે. કણબીકન્યાને કરિયાવરમાં એક પોષાક તો ભરત આભલાંનો જોઈએ જ પછી જેવું કળ. સામાન્ય રીતે સુતરાઉ ને સારાવાળા હોય તો હીરનું ભરત પણ ખરું. લોકગીત સુધી આ ભરત આભલાંનો કણબીનો સંસ્કાર ઊતર્યો છે. કોઈ કણબણને ગરાસિયાને પોષાકને મન મોહ્યાં હશે ત્યારે વેધક મર્મમાં ગીત બોલે છે કે :

"કાચાળાં કાપડાં કડવીને નવ ગમ્યા.
કોણી ઉતાર કાપડે મનડાં મોહ્યાં;
ભરેલા ઘાઘરા કડવીને નવ ગમ્યા,
ઘેરદાર ઘાઘરે મનડાં મોહ્યાં."

ગીતમાં કણબી અને ગરાસિયાના એમ બંને પહેરવેશનો સંસ્કાર દેખાય છે. ખાસ કરીને ભરેલા ઘાઘરા અને કાચાળાં કાપડાં એ કણબીનો વિશિષ્ટ ભરત–આભલાંનો સસ્કાર છે. રંગોમાં કણબીના ભરતમાં બધા રંગો વપરાય છે. લાલ અને કેસરી રંગો માથે પીળા અને સફેદ રંગનું ભરત પીળા માથે કેસરી અને ઘણીવાર લીલા થેપાડા માથે પીળી અતલસના પાલવ અને એ પાલવ માથે કેસરી લાલ અને સફેદ હીરનું કસબકામ બહુ ઓપે છે, આમ કણબીમાં સફેદ, લીલો, લાલ, પીળો, કેસરી વગેરે રંગો વપરાય છે. મોર પોપટનો ખૂબ ચાલ. સુશોભનોની સૌથી વિશેષ ભભક કણબીના ભરતમાં હોય છે.

## સમગ્ર પ્રજાનો સંસ્કાર વારસો

વિશિષ્ટ રૂપે રહેલા ભરતકામની આપણે ચર્ચા કરી પણ ભરતના સંસ્કારરૂપે તો એ સમગ્ર પ્રજાનો સંસ્કાર છે. ખાસ કરીને માલધારી લડાયક અને ખેડુકોમોના પહેરવેશથી આ હીરભરતની શરૂઆત થઈ હોય એમ સંભરે. પ્રકૃતિના મૂળ રંગો જ હીરભરતમાં ઊતર્યા છે. પ્રકૃતિ પરાયણતાનો જ એ સંસ્કાર. કાશ્મીર ને આસામની જેમ કુદરતે અહીં એની સમૃદ્ધિ ઠાલવી નથી. બંગાળ કે બિહારની જેમ હરિયાળો ભેજ પણ નથી. ઠેર ઠેર લકુંબઝકુંબ આંબાવાડિયાં નથી. પંજાબ કે ઉત્તર હિંદની જેમ કોઈ મહાનદની નહેરોથી હર્યાભર્યા ખેતરો કે એવા બાગબગીચા પણ નથી. એટલે જે કાંઈ હતું, જે કાંઈ છે એને ભરપેટ પીધું છે અંતરમાં ઘોળીને આત્મસાત કર્યું છે. કાશ્મીરમાં મોગલ ડીઝાઈન એની તમામ અમીરાત સાથે વિકસી અને એક ચીનાર વૃક્ષની અપરૂપ ડીઝાઈન વેલને બાદ કરતાં મોગલ ડીઝાઈન કાશ્મીરની તમામ ડીઝાઈનોનાં મૂળમાં પડી છે. ત્યારે સૌરાષ્ટ્રમાં કેરી ભાત વિકસી. કેવી એ ભાત?

ધોળી પછેડી ઢૂંઢણુ ભાત,
પીળી પછેડી પોપટ ભાત;
રાતી પછેડી રીંગણુ ભાત.

## વિવિધભાત અને વેલ

પછી વીજળીવેલ, વાટકાવેલ, દાડમવેલ



નં–૧૩ – કાઠીઓનું સાખ–તોરણ : મોતીભરત :

ઢેલવેલ, પોપટવેલ, કીડિયાંભાત લેરિયાંભાત, મોરલાભાત, ને પનિહારીભાત. મોરલાભાત તો ખરી ને ખરી જ. આભલાં તો પાછળથી આવ્યાં. આભલાં હીરભરતનો એક ઝમકદાર ભાગ બની રહ્યો. પણ મોતીનું ગૂંથણ એ ગૃહનો પશુનો અને શોભાનો એક શણગાર જ રહ્યો. હીરભરત ભરતાં જે કલા બાકી રહી તે મોતીભરતમાં ઊતરી. પણ મોતીભરત એક શણગાર જ રહ્યો. કારણ કે એની સખતાઈ અને વજનને કારણે હીરભરતની જેમ પહેરવેશનું ઊર્મિબળ ન બની શક્યો. પહેરવેશ એ માનવ ઊર્મિઓના સંઘર્ષનું લાગણીઓના તાણાવાણાનું માનવીના રૂપ અને પ્રતિભાનું એક અંગ બની રહેલ છે. જીવનના વિવિધ રંગો પહેરવેશમાં ઊતરે છે અને એ પહેરવેશના રંગો જીવનને પણ રંગ ચડાવે છે. એટલે મોતીભરતની કળા ખૂબ ખૂબ વિકાસ પામવા છતાં શણગારથી વિશેષ તાકાત એમાં ન જ ઊતરી શકે. હીરભરત એ તો લોકજીવનનો સંસ્કાર છે. અને મોતીભરત એ લોકજીવનનો શણગાર છે પણ કલાસંસ્કાર તો ખરો જ. મોતીભરત એક એવી લોકકલા છે કે જે ભારતભરની લોકકલામાં વિશિષ્ટ ભાત પાડે છે.

હીરભરત અને આભલાંના ભરતે ભારતભરની કલારસિક નારીઓને મુગ્ધ કરી છે. ભારતનાં એવાં હરએક પ્રદર્શનમાં હીર–આભલાંનું ભરત પ્રેક્ષકો માટે કૌતુકનો વિષય રહ્યો છે. આકર્ષણનો વિષય બનેલ છે અને જે કાંઈ હોય તે ખરીદી લેવાની તાલાવેલી જગાડી છે.

## મોતીનું કલાત્મક ગૂંથણ

કચ્છ–સૌરાષ્ટ્રમાં આ મોતીનું ભરત ક્યારે શરૂ થયું તે પણ સંશોધનનો જ વિષય છે. મોતીભરતમાં વધુ વપરાશ કીડિયાં અથવા ચિડિયાં મોતીનો છે. એને પથ્થરિયાં પણ કહે છે, કારણ કે તે વિવિધરંગી પથ્થરમાંથી બનાવ્યાં હોય એવાં જ લાગે છે, કોઈ પણ રંગના ચિડિયાં મોતીમાં તેજ નથી હોતું, ત્યારે કાચનાં ફટકિયાં ને જવલાં મોતી તેજવાળાં લાગે છે આ ફટકિયાં ને જવલાં મોતીનો વપરાશ પાછળથી વધેલો આ ચિડિયાં કે ફટકિયાં મોતી સૌરાષ્ટ્રમાં બનતાં કે બહારથી એની આયાત થતી તે પણ જાણવા મળ્યું નથી. અત્યારે તો આ મોતી મદ્રાસથી આવે છે તે પહેલાં સો સવાસો વર્ષથી ઈટાલિયન મોતી વપરાતાં. મોતીનો સૌરાષ્ટ્રનો સંસ્કાર તો ખરો જ. પણ એ સાચા મોતીનો અને મોતીનાં અલંકારોનો. સોનારૂપાં પછી અલંકારોમાં મોતીનું સ્થાન વિશેષ છે. અસલના યુગમાં સોનું સૌરાષ્ટ્રમાં નીપજતું હશે એમ માનવામાં આવે છે ત્યારે સાચાં મોતી તો આજે પણ જામનગરના સાગર કાંઠે પાકે છે. ભારતભરના સાગર કિનારે બે જ ઠેકાણે સાચાં મોતી પાકે છે. એક તો તુતીકોરીનની દક્ષિણે મનારના અખાતમાં અને બીજાં જામનગરના સાગર કિનારે કચ્છના અખાતમાં.

## સાચા મોતીનો સંસ્કાર

આ રીતે જોઈએ તો મોતીનો શોખ ભલે શ્રીમંતો જ કેળવી શકયા પણ સૌરાષ્ટ્રમાં અલંકારોમાં એનું સ્થાન હતું જ. અને એનાં આકર્ષણ પણ જેવાં તેવાં ન હતાં. મોતીની છત કે અછતને કારણે પણ મોતીના મોહ લોકજીવનમાં ઊતર્યા છે. સંભવ છે કે અછતનું કારણ હોય, કારણ કે સાચાં મોતી તો ઝાઝાં પાકે નહિ, પાકે એટલાં મેડી મહેલાતોમાં ચાલ્યાં જાય. પથ્થરિયાં મોતીનો સંસ્કાર હડપ્પા ને લોથલ જેટલો તો જૂનો છે જ. પ્રાચીન જાતિઓમાં એ ટકી રહ્યો છે. ત્યારે લોકકલ્પના રમણે ચડે છે કે આ મોતીનાં જ વાવેતર થતાં હોય તો કેવું મજાનું ? ઘરમાં પછી થોડાં મોતીના ઝાઝા ભાગિયાના ઝગડા જ નહિ !

'જળ રે જમનાનાં ઝીલતાં જી રે શામળીયા,
મને મોતીડું લાગ્યું હાથ નંદજીના નાનડીઆ'

મોતીડું તો હાથ લાગ્યું પણ એક મોતી બધાની વચ્ચે વહેંચવું કેવી રીતે ? પછી તો 'જી રે શામળીયા' ને "નંદજીના નાનડીઆ" ની ટેક સાથે ગીત આગળ વધે છે કે :

ગાડે કરીને મોતી આણિયું જી રે,
માતા પાડો મોતીડાનો ભાગ–નંદજીના.
એક મોતીમાં શું વેચીએ જી રે,
મોતી વાવ્યાં ઘણેરાં થાય–નંદજીના



નં-૧૪ - કાપડાંનું આહિરભરત (કચ્છ)

જમનાને કાંઠે ક્યારો રોપિયો જી રે,
માંડી વાળ્યો મોતીડાનો છોડ–નંદજીના.
એક મોતીને બબ્બે પાંદડા જી રે
મોતી ફાલ્યાં છે લચકાલોળ–નંદજીના.
એક ડાળ્ય ને બીજી ડાળખી જી રે,
વચલી ડાળે ડાળે મોતીડાંની લૂંબ–નંદજીના.
થાળ ભરીને મોતી વેડિયાં જી રે,
માતા પાડો મોતીડાના ભાગ–નંદજીના.
કોઈને ચપટી ચાંગળુ જી રે,
રાણી રાધાને નવસરો હાર–નંદજીના.

ભાગ પાડવામાંય રાધાજી રોજ ફાવી જાય. કોઈને ચપટી ચાંગળું ને રાધાજીને નવસરો હાર: ઘરનું મધ્યબિંદુ ગૃહિણી, વંશનો વેલો જાળવનાર વહુ. સહુ ભેગા મળીને વહુને લાડ લડાવે એ સંસ્કાર. સંયુક્ત કુટુંબજીવનનો એક આદર્શ અને એનો વ્યવહાર પણ એમની સામે હતો જ. ભાગે પડતું વહેંચાય છતાં ભાગ લેનારાં જ્યાં ઉચિત હોય ત્યાં જ સમર્પણ કરે. સંયુક્ત કુટુંબની એ દિલેર પ્રણાલિ હતી.

આ મોતીડાંએ તો શ્રૃંગારમાં તેમજ વાત્સલ્યમાં કોલાહલ મચાવી દીધો છે. લોકજીવનમાં આ મોતીને કારણે રાધા અને કાનરૂપે માનવીમાં ઊર્મિના મીઠા સંઘર્ષો પેદા કરી દીધા છે:

અતલસના અંગરખાં એને
ભરીએ ભરીએ મોતી,
ભાઈ મારાનાં મુખડાં હું તો
ફરી ફરીને લોતી.

અપ્રાપ્ય વસ્તુની હુંસાતુંસી એ તો માનવીનો આદિ-સ્વભાવ છે. કનૈયાની અંગરખી-આંગડી-ઝૂલડી કોઈ ઉડાવી ગયું. કેવાં મધૂર ને મીઠાં મીપ શોધ્યાં છે? વાત્સલ્યના હૈયાહુલગારણથી ભરેલી કાનાની ઝૂલડી તો ગોપિયું જ ઉડાવી જાયને? જશોદા મૈયાએ ગોકુળમાં શોર મચાવ્યો:

કોઈને જડી હોય તો આલો
મારા કાનકુંવરની ઝૂલડી

ગોપિયુંએ જશોદામૈયાને અને કાનકુંવરને ઝૂલડી માટે ખૂબ કવરાવ્યાં. પણ મોટા થાતાં થાતાં તો કાનુડાએ એનાં પાકાં વેર વાળ્યાં.

મૂળ તો મોતી કાનરૂપે ને રાધારૂપે રાસમંડળના રમણે ચડ્યું. રાસ રમતાં રમતાં રાધાની નથડી ખોવાણી. કનૈયા વગર એ પાણીદાર મોતીની નથડી બીજા કોને નજરે ચડે? એટલે રાધા તો કાનુડાને જ પકડેને?

નાગર નંદજીના લાલ!
રાસ રમંતાં મારી નથડી ખોવાણી
નાની નાની નથડીને માંહી ભર્યાં છે મોતી
વૃંદાવનની કુંજગલીમાં ચાલું જોતી જોતી
નાગર નંદજીના લાલ!
એકુકાં મોતી માંહે સોના કેરા તાર
સોળસેં ગોપીમાં કાના! રાખો મારો ભાર ભાર
ભાર– નાગર નંદજીના લાલ!

કાનો કહે હું ક્યાંથી કાઢું? કહે તો નવી ઘડાવી દઉં. રાધાએ રઢ લીધી. નવી ઘડાવ ને નાની થાય તો નાકે ના સોહાય. મોટી ઘડાવ તો મુખ પર ઝોલાં ખાય. મારે તો મારી ખોવાઈ ગયેલી નથડી જ જોઈએ.

વૃંદાવનની કુંજગલીમાં મધરા ટહૂકે મોર
રાધાજીની નથડીનો શામળિયો છે ચોર ચોર ચોર
નાગર નંદજીના લાલ!

હાઉં! હતું તે છેવટ વાજતું ગાજતું માંડવે આવી ગયું. કાનાને ચોર ઠરાવી દીધો. રાસ લેતાં લેતાં ટપ્પો લેવાવા માંડ્યો. ભાવનો આવેગ ટપ્પાના ઝડપી વેગમાં ચડ્યો:

જળ જમનાજીને આરે હું તો ભૂલી
મારા હૈયા કેરો હાર રે વાલમજી
હું તો ભૂલી..
એકેકું મોતી મારૂં સવા સવા લાખનું
જળ જમનાજીને આરે હું તો ભૂલી!
વાલમજી જળ જમનાજીને આરે...

હાર ખોઈને રાધા શું આવશે ? એ તો હાર ખાઈને આવેલી. હાર મોતીથી વધુ મૂલ્યવાન હૈયાનો કનૈયાને કંઠે પહેરાવીને ઘરે પાછી વળેલી. પછી હાર ક્યાંથી જડે ? કોઇ કહે છે કે બેય જણાએ એકબીજા પાસે હારી ખાધું ને બેય વિજયી બન્યાં. એકરૂપ બન્યાં. ત્યાં નહોતી હાર, નહોતી જીત. આવો હતો આ મોતીનો સંસ્કાર.

## મોતીનાં પાણી

મોતીનો આવો સંસ્કાર તો જ્યાં મોતી નીપજે ત્યાં જ હોય ને ? પાણીદાર માનવીને પણ મોતીનાં પાણી જેવાં તેજસ્વી રૂપક અપાતાં. એવા માનવીને સ્ત્રી કે પુરૂષને મોતી પાક્યું છે એમ કહીને મૂલવતાં. આપણું એવું એક લગ્નગીત પણ મોતીએ મઢાયેલું છે. મોતી મળી ગયું પછી શાની ગરજ ?

"લાંબી તે લાંબી સરવરિયાની પાળ,
એ રે પાળે રે મોતી નીપજે.
મોતી તે લાધ્યું ભાઇ વર હાથ,
ઘેર આવીને ઝગડો માંડિયો.''

મોતીના તો એક એકથી ચડે એવાં રૂપક :
"દૂધે તે ભરી રે તલાવડી, મોતીડે બાંધી પાળ,
ઇશ્વર ધોવે ધોતિયાં, પારવતી પાણી પાય."

અલંકારોમાં પણ "વાળે વાળે મોતી હાંસે" એમ કહેવાતું. મોંઘેરા મહેમાનો ને સાચા મોતીથી વધાવતા અને–

"ફૂલડે છાયો મારો માંડવો,
મોતીડે વધાવું સારી જાન;
હો લાલ પછેડો ફૂલે ભર્યો."

મોતીના અલંકારોની હોંશ પણ ઓછી નહિ તો !

"રાજ લીલાં મોતી ને હીર દોરિયું.
મારે હરખે ઘડાવેલો હાર."

કાઠી કોમમાં સાચાં મોતીનો ખૂબ ખૂબ ચાલ. કાઠી વરલાડાને મોતિયુંવાળો કરીને વધાવતા અને–

"મોતી જડી એની મોજડી ને
હીરે જડયાં હથિયાર."

સાચા મોતીના જ્યાં આવા સંસ્કાર હોય ત્યાં એ ભરતગૂંથણમાં ઊતરે એમાં શી નવાઈ ?

"સોળ સોગઠાં ને પાસા,
મોતી જડયાં રે લોલ."

પતિ–પત્નીની, નણંદ–ભોજાઈની, ભાઈબંધ. દોસ્તારની અને મઈ મહેમાનની એ 'ઈન્ડોર ગેઈમ' ચોપાટ ને સોગઠાં : ગંજીફા ટીપવાનો ચાલ તે દી ન હતો.

"પીર ગાડે ને મોતી મંગાવજો રે
પીર મોતીના મોરલા મેલાવો રે !

થોડા ઝાઝા નહિ પણ ગાડાં ભરી ભરીને. વિશાળ ખેતરોમાં લેરખિયા લેતા મોલને જોઈને અને વિશાળ ચરિયાણ જોઈને માલધારીઓનાં હૈયાં પણ એટલાં વિશાળ બનતાં. ઓછે મન શેનાં રિઝાય ? એમને તો અદકે જ ઉલટ આવે એવી ઉલટવાળા માનવીએ ઝીણી મોટી તમામ ચીજોને મોતીથી મઢી દીધી. જીવનના આંતરિક કલાઆનંદ અને ઉત્તેજનાનો સજીવ સ્રોત હીર–આભલાંના ભરત પછી મોતીગૂંથણમાં વહેતો થયો :

"વચ્ચે રે બેનબાની વેલ્યું,
કે માફા ઢળકે મશરૂ તણા."

આ મશરૂના માફા પણ હીરભરત અને મોતી ગૂંથણના. એ વેલ પણ કેવી ?

"કૃષ્ણની જાને રૂડા ધોળીડા શણગારો,
વેલડીએ દસ દસ આંટા રે,
બળદે બેવડ રાશ, ખેડુને માથે મોળિયાં.

આવી રૂડી વેલ, એના ઉપર ઢળકતા માફા અને એ માફા ઉપર હૈયાના કુમાશભર્યા રંગોનું ચતુર ચિત્રણ. એનું કલ્પનાચિત્ર પણ લાલિત્યભર્યું લાગે. આ મોતી કામમાં પણ બગદની ઝૂલ્યમાં આભલાં ઊતર્યાં છે. પણ એવું તો કોઈક જ. શૌર્ય

સાથે શીલની, શીલ સાથે રૂપની અને રૂપ સાથે કલાની સગાઈ કેવી ચાલી આવે છે!

## ગૃહશણગારમાં મોતીગૂંથણ

શ્રીફળ, સોપારી ને કંકાવટીઓ મોતીથી મઢાઈને લગ્નના શણગારને વધુ વૈભવવંતો બનાવે છે. મોતી ભરેલી વાંસળી, પાવા ને છડીઓએ મેળાઓને શોભાવ્યા છે ઘોડિયાંના કોળીંડા, મોર, પોપટ, ઝૂલણાં, શીકાં, શીકલી, વેલણ, ઓશીકાં, વીંજણા, ને ચાકળા ચંદરવાએ વિધિરંગી મોતી અને એનાં પશુ, પ્રાણી, ઝાડપાન અને ભૌમિતિક આલેખને–ઘરને શોભાવ્યાં છે. ઘૂઘરા, ચૂસણલાકડી, ઢીંગલી, પોપટ-લાકડી, ગેડી દડો ફેરકણાં અને બાળકોનાં લગભગ બધાં રમકડાંને મોતીથી મઢીને એમાં વાત્સલ્યના ઉલ્લાસભર્યા રંગો ઊતાર્યા છે. પછી તો ગૃહશણગાર અને પશુશણગારમાં જે ચીજવસ્તુઓને હીર આભલાંના ભરતે કલાસ્વરૂપો સરજાવ્યાં છે તે તમામ ચીજવસ્તુઓ મોતીથી મઢાઈ ગઈ.

મોતીગૂંથણમાં પશ્ચાદભૂ-સામાન્ય રીતે સફેદ મોતીની. રંગીન આકૃતિઓની. આસપાસનો ખાલી ભાગ એકસરખા ઘાટનાં સફેદ મોતીઓની ગણિતિક પંક્તિઓથી ભરી દે. મોતીગૂંથણનું કામ વધુ મહેનત, વધારે ચોક્કસાઈ, અને કુશળ આયોજન માગી લે છે. સફેદ ઉપરાંત પીળાં, લીલાં, જાંબુડિયાં અને આસમાની મોતીનો ઉપયોગ આ ગૂંથણમાં કરવામાં આવે છે. રંગોનું વૈવિધ્ય અને ગૂંથણીના સુંદર સંયોજનને કારણે એનું કલાવિધાન ચિત્રણ જગતમાં જોબ મુકાવે તેવું થાય છે. મોતીના ગૂંથણમાં ચિત્રની પ્રવાહિતા નથી આવી શકતી તેથી ગૂંથિત ચિત્રો અને આકૃતિઓ વિશિષ્ટ સ્વરૂપે વિકસેલ છે. મોતીગૂંથણ વિષે વિવિધ મતો પ્રવર્તે છે. એક મત આપણે જોયો કે હીરભરત અથવા સૂતરભરત પછી મોતી–ગૂંથણ ગૃહ શણગારમાં આવેલ છે. ૧૯મી સદીના જ મોતીગૂંથણના ગૃહશણગાર મળી આવે છે. તે પહેલાંનાં નહિ. અને જે મોતી ગૂંથણમાં મોતી છે તે ઈટાલિનાં છે.

એ મત પ્રમાણે કચ્છ સૌરાષ્ટ્રના મોતીનાં જે વર્ણનો લોકગીતો વગેરેમાં છે તે સાચા મોતીના ગણાય છે. કીડિયાં અથવા પથ્થરિયાં મોતીના નહિ.

એને અંગ્રેજી શબ્દોમાં નીચે મુજબ ઘટાવે છે. મોતી એટલે અંગ્રેજીમાં 'પર્લ' અને પથ્થરિયાં મોતી અટલે અંગ્રેજીમાં 'બીડ.' એટલે આપણી જે મોતી ગૂંથણ કળા છે તે બીડવર્ક કહેવાય છે અને તે પ્રાચીન નથી એમ કહેવાય છે.

એની સામેનો બીજો મત એ છે કે "બીડ"નો મૂળ અર્થ પરપોટાનું બિંદુ થાય છે. અને 'પર્લ' એટલે કે સાચાં મોતી પણ માછલીના મુખમાંથી ઝરતા પરપોટાનું બિંદુ જ પ્રાથમિક અવસ્થામાં હોય છે.

ગુજરાતીમાં આપણે ત્યાં એ માટેના જુદા જુદા શબ્દો છે. પારા, મણકા, મોતી વગેરે અને તે ત્રણેય પાછા જુદા જુદા સ્વરૂપે જુદાં જુદાં નામ ધરાવે છે.

ત્યારે મોતીગૂંથણ એ આપણી ધરતીની તળપદી કળા છે. એને અંગ્રેજી શબ્દોમાં ઘટાવાય જ શા રીતે? જો અંગ્રેજીમાં ઘટાવવાની કે મૂલવવાની હોય તો એનું ગુજરાતી પારા–ગૂંથણ અથવા મણકા–ગૂંથણ કેમ ન કહેવાણું ને મોતીગૂંથણ કહેવાયું?

સિંધુ–સંસ્કૃતિનાં જે ખોદકામ લોથલ, રોઝડી રંગપર વગેરેમાં થયાં એમાંથી લોથલમાંથી તો આ પથ્થરિયાં મોતી મળી જ આવ્યાં છે. એનો ઉપયોગ અલંકારો કે અંગશણગારમાં થતો.

એટલે કે પથ્થરિયાં મોતી ઈટાલિનાં મોતા આપણે ત્યાં આવ્યા તે પહેલાં પાંચ હજાર વર્ષ પૂર્વથી આપણે ત્યાં મોતી હતાં જ.

વસ્ત્રશણગારમાં એનો ઉપયોગ થતો કે કેમ તે કહેવાના પ્રમાણ કે પુરાવા આપણી પાસે ન હોય પણ કાંડાની કાંકણી, કંકણ, બાજુબંધ, દામણી, કર્ણફૂલ, લટકણિયાં, ઝૂમણાં, નથડી વગેરે તો આજ સુધી પછાત જાતિઓમાં પહેરતાં આવે છે.

એ મોતીના અલંકારોનો સવિશેષ ચાલ પછાત જાતિઓમાં ને આદિમ જાતિઓમાં હજી છે.

એટલે અલંકારોમાં મોતીગૂંથણુ કળા ઈટાલિયન મોતી કરતાં અતિપ્રાચીન છે. વચલી કડી જે નથી મળતી તે એ કે સિંધુસંસ્કૃતિ પછી આ પથ્થરિયાં મોતીનું ઉત્પાદન કયાં સુધી ચાલ્યું અને કયારે બંધ થયું હશે? મોતીથી સહેજ જ મોટા પારાઓનુ ઉત્પાદન તો ભારતના પ્રત્યેક સુંદર પથ્થર નીપજતા પ્રદેશોમાં થવાનું ચાલુ જ છે.

એક બીજી વાત એ કે માછલીએ પેદા કરેલા પથ્થરનું નામ પ્રથમ મોતી પડયું કે પથ્થરિયાં મોતી ઉપરથી માછલીઓથી થતા ઉત્પાદનનું નામ મોતી પડયું ?

સંભવ એવો છે કે મોતી નામ પથ્થરિયાં અગર કોઈ ધાતુના ઝીણા પારા ઉપરથી મોતી નામ પડયું હોય અને ત્યારબાદ માછલીથી ઉત્પન્ન થયેલ પથ્થરરૂપી બનેલ પરપોટાને મોતી નામ અપાયું હોય.

અથવા તો સાચાં મોતીની શોધના કાળનિર્ણય ઉપરથી પણ આ ગણના થઈ શકે કે પહેલાં કયું મોતી મળી આવેલું ?

આ બધા ઉપરથી એવા અનુમાન ઉપર અવાય છે કે મોતીના અંગશણગારના અલંકારો કદાચ સિંધુસંસ્કૃતિના ત્રિદલના ભરતથી જરાય ઓછા પ્રાચીન નહિ હોય કદાચ વધારે પ્રાચીન હોય.

બાંધણી અને પટોળામાં જે ભાત બાંધીને, છાપીને કે વણીને ઉપસાવવામાં આવે છે તે પણ મોતી ભરતની જ ભાત છે, પણ એટલું સાચું છે કે ચાકળા ચંદરવા અને ગૃહ અલંકારોની બીજી ચીજમાં જે મોતીગૂંથણુ ઊતર્યું તે ઈટાલિયન મોતીનું જ મળી આવે છે. અને એના સવાસો દોઢસો વર્ષથી વધુ જૂના પ્રાચીન નમૂના નથી મળી આવતા.

સંગ્રહસ્થાનોમાં મોતીગૂંથણુના નમૂના ઘણા વરસથી સંઘરાતા આવે છે પણ એની વ્યાપક પ્રસિદ્ધિ તો છેલ્લાં પચાસ વર્ષથી થઈ છે.

મોતીગૂંથણુની કલાનો વૈજ્ઞાનિક અભ્યાસ પણ ૨૫–૩૦ વર્ષથી જ શરૂ થયો છે. અંગ્રેજોના અમલ દરમિયાન કોઈ કલાવિદ અંગ્રેજનું ધ્યાન આ હીર અને મોતીભરત તરફ કેમ ન ખેંચાણું એ જ આશ્ચર્ય છે.

માનવી પોતાના અસ્તિત્વ અને આનંદનો આધાર આર્થિકતાને જ બનાવી બેઠો છે. બધાં મૂલ્યો એ રીતે મૂલવાય છે. એને યુગના પ્રભાવનો વૈજ્ઞાનિક વેગ મળ્યો છે એટલે ખાદી અને ગ્રામોદ્યોગ પણ વધુ ને વધુ યાંત્રિક બનતાં જાય છે ત્યાં આ લોકકળાઓને પૂરી યાંત્રિક બનતાં કેટલી વાર? પણ આ બધી કળાઓ પૂરેપૂરી યાંત્રિક બને તે પહેલાં જે બચી હોય તેને સંઘરી લેવાય અને જે છે તેને નજર ભરીને નીરખી લેવાય એય તે જિંદગીનો એક લ્હાવો બની રહેશે.



# ભરવાડના અલંકારો

[બ્લૉક્સ બનાવતાં એમાંથી આકૃતિના નંબર ઊડી જવા પામ્યા છે, તો સંભાળપૂર્વક નંબર ને આકૃતિ મેળવવા વિ. સ ]

રાજેન્દ્રસિંહ રાયજાદા

આદિકાળથી અલંકારોએ માનવના જીવનમાં દેખા દીધી હોવાના ઐતિહાસિક પુરાવાઓ છે. છ-હજાર વર્ષ જૂના મિસરના પિરામિડોમાં રાજાના દેહને શણગારતા અલંકારો સારી એવી સંખ્યામાં પ્રાપ્ત થયેલા છે. મોહેંજો દડો અને હડપ્પામાં સોના ચાંદીના અનેક અલંકારો પ્રાપ્ત થયા છે. પુરુષ અને સ્ત્રી બંનેના અંગ ઉપર અલંકારોનું આભૂષણ જોવા મળે છે. વિશેષત: સ્ત્રીના શરીર ઉપર. એના અંગ ઉપાગને શોભાવતા નાનામોટા, ચિત્રવિચિત્ર અનેક જાતના અલંકારો લગભગ દુનિયા આખીની પ્રજાઓમાં જોવા મળે છે. આ અલંકારોના સર્જનનું મૂળ કારણ કયું હશે તેના અનેક જાતના ઉત્તરો કલ્પી શકાય છે. શરીરને શોભાવવાની વૃત્તિ (Instinct) મુખ્ય હશે કે કેમ એ સૌથી વિરાટ પ્રશ્ન છે. આયુર્વેદનો ચિકિત્સક ઈતિહાસ અલંકાર વિશે એક નવીન રજૂઆત કરે છે. તેમના મત મુજબ કાન અને નાક વીંધાવવાથી અમુક રોગ થતા નથી. નાથ સાધુ જેવી ધાર્મિક પરંપરા કાનનો કામવાસના સાથે સંબંધ કલ્પે છે. સારી રીતે કાન ફાડી નાખવાથી વાસના કાબૂમાં રહેતી હોવાની માન્યતા પણ છે. સ્ત્રીઓ પગમાં વજનદાર અલંકારો પહેરે છે. તેથી ગર્ભાશયનું કેન્દ્ર બરાબર રહે છે. અને તેથી કસુવાવડનો ભય ઓછો થાય છે, કેડ ઉપર બાંધવામાં આવતી ભેટ કે કંદોરો પેટના રોગોને કાબૂમાં રાખે છે. આ અને આનાં જેવાં બીજા કારણોને લઈ અલંકારોનો બહોળો પ્રચાર થયો હોય તેમ એક વર્ગ માને છે.

યૌગિક માન્યતા મુજબ કપાળમાં ચોડવામાં આવતી ટીલી વિચારોનું સમતોલપણું રાખે છે. અને હાથ પગના અલંકારો જે તે સ્નાયુઓની સ્વૈચ્છિક ક્રિયાઓનું નિયમન કરે છે. આ કારણોસર પણ અલંકારનો અર્વિર્ભાવ કલ્પી શકાય છે. આકર્ષણ વધારવા જ અલંકારો આવ્યા હોય તો પશુજીવનમાં અલંકારો



૧: ભરવાડ સ્ત્રી

ન હોવા છતાંય આકર્ષણ તો છે જ એવી એક દલીલ કરવામાં કરવામાં આવે છે. માનવીના છેક ઉદ્‌ગમ કાળે પણ રંગીન પત્થરોને સહારે સ્ત્રી અને પુરુષોએ પરસ્પરને આકર્ષ્યા હોય એવું અનુમાન બાંધવા પૂરતા પ્રમાણમાં અવશેષો મળી રહે છે. માનવીની વિચારશક્તિ જેમ જેમ વિકાસ પામતી ગઈ તેમ તેમ પ્રકૃતિનાં રૂપોનું અનુકરણ કરી એને ધાતુમાં એવી રીતે ઝીલી પોતાના કે પોતાના સ્ત્રી-બાળકોના શરીરને શણગારવાની પ્રવૃત્તિ વિકસેલી જણાય છે. શોભાની ભાવના જાતને શણગારવાની અને સ્વામીત્વને પોષવાની જન્મજાત વૃત્તિમાંથી ઉદ્‌ભવેલી જણાય છે. માણસને સુંદર થવાની ઈચ્છા છે

અને તેમાંથી જ અલંકારોનું આવવું તથા જીવમાંથી શિવ બનવાની મહેચ્છા પણ જન્મેલી છે.

*

દેશ વિદેશની લગભગ દરેક પ્રજામાં પોતપોતાની રુચિ અનુસાર ભિન્ન ભિન્ન આકાર પ્રકારના અલંકારો જોવા મળે છે. ભારત જેવા એક દેશમાં પણ રાજસ્થાની, ગુજરાતી, મરાઠી જેવી પ્રજાઓમાં એકબીજાથી જુદા અલંકારોનું વૈવિધ્ય છે. ગુજરાતની ભિન્ન ભિન્ન અનેક કોમો પોતપોતાના વિશિષ્ટ અલંકારો ધરાવે છે. વસ્ત્રોની રંગ પસંદગી અને પહેરવાની ઢબછબની માફક અલંકારોમાં પણ જુદા જુદા આકાર–પ્રકાર અને નામ જોવા મળે છે. પ્રમાણમાં કંઈક વિશેષ ગ્રામ જીવન વીતાવતી ભરવાડ જેવી એક કોમના માત્ર સ્ત્રીના જ અલંકારોની ચર્ચા અહીં કરીએ તો ભરવાડ સ્ત્રીમાં મસ્તક, ગળું, હાથ અને પગ જેવાં અંગોના અલંકારો મુખ્ય જોવા મળે છે. મસ્તકમાં સેંથા ઉપર નાખવાની ડોંડી, કાનમાં પહેરી તેની સાંકળી વાળમાં નાખવામાં આવે છે તે પોખાની, કાનમાં પહેરવાના અલંકારોમાં પાંદડી, ઠોળિયાં, લવીંગિયાં, સાપવું, અકોટા, વેડલી, વાળી, વીંછીઆ વગેરે. નાકમાં પહેરવાની ચૂંક, નથ વગેરે. ગળામાં પહેરવાના અલંકારોમાં કંઠા, સાંકળી, મોહનમાળા, હેમડોડીઆ, બરઘલી, જવલાં, હાંસડી,



૨: પોખાની, ૧૦– હેમડોડીઆં, ૩– લવીંગિયાં. ૩– સાપવાં, ૬ ચૂંક – ૧ બાજુમાંથી – ૧ પાછળનો ભાગ. ૧૨ – જવલાં – ૧૧ બરઘલી ૧– પોખાંની, ૨ – પાંદડી

વાળો અથવા વેલો, પારો, સરનામી તથા માદળીઆં વગેરે છે. હાથના અલંકારોમાં કડું, કોણીડોડીઆ (બાજુબંધ), બલોયાં, કરંડિયો, સરાલયાં વગેરે કાંડા ઉપર પહેરવાનાં છે. આંગળીએ પહેરવામાં આંટી, વીંટી, ઘોડો, કરૈસ (કલ્પુસ), આરસી અથવા આબલું વગેરે છે. પગમાં પહેરવાનાં તોડો, કડલાં, કડલી, કાંબી, પોલરાં તથા પગના અંગૂઠા- આંગળીમાં પહેરવાનાં અંગૂઠીઆં વગેરે છે.

ઉપર્યુક્ત અલંકારોમાંથી મુખ્ય અલંકારોના ઘાટની ચર્ચા કરીએ તો સૌથા ઉપરની ડોડી માદરડી આકારની નકશીકામ ધરાવતી હોય છે. કાનમાં પહેરવાની પોખાની (આકૃતિ નં. ૧) માં ફૂલવેલની ડીઝાઈનવાળું, ચગદું, મધ્યમાં પોખરાજ (જેની પરથી જ તેને પોખાની કહેવામાં આવે છે.) આ પોખાનીની સાંકળી લાંબી થઈ તેની કડી પાછળ વાળમાં ખોસવામાં આવે છે. પાંદડીમાં ચોરસ ચગદું, વચ્ચે નકશીકામ અને નીચલી બે બાજુઓમાં લટકતી નાની નાની પાંદડીઓ હોય છે. (આકૃતિ નં. ૨) પાંદડીની કડી કાનના ઉપરના ભાગમાં પરોવાય છે, ચોરસ અને કડીની વચ્ચે ફૂલ જોવા મળે છે, અને પાંદડી આખા કાનને ઢાંકતી જોવા મળે છે. ઠોળિયાં ફૂલના જુદા જુદા આકારો ધરાવે છે. (આકૃતિ–૩) લવિંગિયામાં ફૂલનો આકાર ફૂલની પાંદડીઓની જેમ ચાર ખૂણા કાઢનો હોય છે. ચાપવું પ્રમાણમાં કંઈક મોટું અને વિશેષ કારીગીરી ધરાવે છે. અકોટા કાનમાં પહેરવાનું એક વિશિષ્ટ ઘરેણું છે. આ અકોટાનું પગેરું ઘણા પ્રાચીન કાળમાં નીકળે છે. અકોટામાં ઉપર મુખ્ય વર્તુળ નીચે રવાઈની બેઢી જેવી આકારની



૩: ૫ – વેઢલા, ૬ – નથ, ૬–ચૂંક, ૧૬–બલોયું બાજુએથી, ૧૭–બલોયું, ૭–કંઠી, ૮–સાંકળી, ૧૯–કોણીડોડીઆ ૯– મોહનમાળા

બે બૈઢીઓ આડી લગાડેલી હોય છે. એમાં જોવા મળતો આકાર અને મુખ્ય વર્તુળ સાથે રચાતું તેમનું સામ્ય અકોટાને એક સુંદર કલાકૃતિનો નમૂનો બનાવે છે (આકૃતિ ૪) વેઢલી અને વેઢલા પ્રમાણમાં સાદા અલંકારો છે. (આકૃતિ ૫) વેઢલાના આકારો અને તેનું નામ સીમ શેઢે જોવા મળતી ચમાર દૂધલીના વેલા ઉપર આવેલાં ફૂલના આકાર અને નામ ઉપરથી આવેલા છે. પ્રકૃતિનું અનુકરણ માનવીએ પોતાના અલંકારોમાં કર્યું છે તેનું એક સુંદર ઉદાહરણ વેઢલા છે. વાળી અને વીંછીઆ બહુ પ્રચલિત અલંકારો છે. નાકમાં પહેરવાની ચૂંક અને નથ પણ અતિ પ્રચલિત અલંકારો છે. આકૃતિ ૬) ગળામાં પહેરવાના અલંકારોમાં કંઠી હીરના દોરામાં બે માદળિયાં અને ત્રણ ફૂલપાંદડી તથા વચ્ચે ભૂંગળીપારાની બનેલી હોય છે (આકૃતિ ૭) સાંકળી ચાર સેરવાળી પટ્ટીમાં લાલ અને ફૂલીના એકાના આકારોને ચોંટાડી બનાવેલી હોય છે. નીચેની કડીમાં કાનખોતરણી તથા દાંતખોતરણી લટકાવેલી હોય છે. (આકૃતિ-૮) મોહનમાળા સૌથી વિશેષ કિંમતી અને પ્રાચીન ઘરેણું છે. (આકૃતિ-૯) ત્રણ, ચાર અથવા સાત સાંકળીઓથી ગુંથાએલી મોહનમાળામાં વચ્ચે સોનાના જ ફૂલ અને ઘૂઘરીઓથી સુશોભીત બનાવી હોય છે. હોમડોડિયા બે માદરડીની વચ્ચે ચોરસ ચગદું ધરાવે છે. આ ચગદામાં ૐ કોતરેલો હોવાને કારણે ઓમડોડિયા ઉપરથી ભરવાડો



૪: ૧૮-કરંડિયો, ૧૮-કરંડિયો બાજુએથી ૨૩-કડલાં, ૨૩-કાંબી, ૨૪-અંગુઠીઆ, ૨૨ – આરસી ૨૦-ઘોડો, ૧૯-આંટી, ૨૨-આરસી બાજુએથી, ૨૧- કણુસ, ૨૧-કણુસ, – ૨૧- કણુસ.

હોમડોડિયા બોલે છે. આ ઘરેણામાં ધાર્મિક માન્યતા સાથે પણ સંબંધ છે. (આકૃતિ-૧૦) ગરઘલી (આકૃતિ-૧૧), જવલાં (આકૃતિ-૧૦). હાંસડી (આકૃતિ-૧૩), નાળો (આકૃતિ-૧૪), પારો (આકૃતિ-૧૧) તથા સરનામી ('શ્રીનામ' ઉપરથી બનેલું ઘરેણું) આ સૌમાં હાંસડી, જવલાં અને પારો સિંધુ સભ્યતામાં પણ પ્રાપ્ત છે. પારો કારીગીરીના વિકાસ સાથે વધારે ને વધારે સંસ્કૃત બનતો રહ્યો છે. કદાચ આદિ મનુષ્યે રંગબેરંગી પથ્થરને નાજુક જનાવરોના વળી શકે તેવા આંતરડામાં પરોવીને કંઠે બાંધવાના આ પારાની શરુઆત કરી હશે. હાથના અલંકારોમાં કડું ભરવાડ કોમમાં બાજુબંધની ઉપર પણ પહેરાય છે. કાંડે પહેરવાના કડાંથી આનો આકાર સહેજ જુદો અને પ્રમાણમાં સાદો હોય છે. બાજુબંધને કોણીડોડિયા કહે છે. (આકૃતિ-૧૬) કોણીડોડિયા ગળાની સાંકળી સાથે સામ્ય ધરાવે છે. મોટેભાગે ચાંદીના કોણીડોડિયામાં ચાર સેર ઉપર ફૂલ-પાંદડી અને ડોડિયું મૂકી કલાત્મક ગૂંથણી કરવામાં આવી હોય છે. કાંડા ઉપર પહેરવાના અલંકારોમાં બલોયાં અતિ પ્રચલિત છે. (આકૃતિ-૧૭) ભરવાડ કોમમાં કાંડાનું ઘરેણું કરંડિયો વિશિષ્ટ લાગે છે. (આકૃતિ-૧૮) કરંડિયાનો ઘાટ અને તેની લંબાઈ ધ્યાન ખેંચે છે. હથેળી તરફનો ભાગ વધારે કલાત્મક અને વિવિધ પ્રકારનું તક્ષણ પામેલો હોય છે. આ ભાગ પછી કરકરીઆંવાળો ભાગ શરૂ થાય છે, જેનું આકર્ષણ ભરવાડ સ્ત્રીમાં કંઈક વધુ અનુભવાય છે.

આંગળિયે પહેરવાના ઘરેણામાં આટી, ચાંદીના ગંઠેલ તારમાંથી બનાવેલી હોય છે. ઉપર બે કે ત્રણ ઘૂઘરીનાં ઝુમખાં હોય છે. વીંટી તેના અસલ સ્વરૂપે ભરવાડમાં જોવા મળે છે, (આકૃતિ-૧૯) ઘોડો વીંટીનું એક વિશિષ્ટ સ્વરૂપ જણાય છે. (આકૃતિ-૨૦) કણુસ કે કરૈસ પણ વીંટી જેવું પણ જાડાઈ વધારે અને ક્યારેક માથે બોર ચોંટાડેલાં હોય છે. (આકૃતિ-૨૧) આરસી અથવા આભલું પણ વીંટીની માફક પહેરાય છે. જેની ઉપર મોઢું જોઈ શકાય તેવું સાદું અથવા ક્યારેક ખૂબ કલાત્મક આભલું જડેલું હોય છે. (આકૃતિ-૨૨) હરપ્પામાંથી મળેલા તાંબાના દર્પણ સાથે ભરવાડના



૫ : પારો

આ આભલાં ને સામ્ય છે. પગમાં પહેરવાનાં અલંકારોમાં તોડો, કડલાં, કડલી, કાંબી, અને પોલરાં (આકૃતિ-૨૩) લગભગ બધી કોમોમાં જોવા મળતાં સામાન્ય અલંકારો છે. મોટેભાગે આ અલંકારો નક્કર હોય છે, પરંતુ ભરવાડની ભૂઈ પોલી અને અંદર મગ ભરેલી કાંબી પહેરે છે. પગના આંગળાંનાં અંગુઠિયાં (આકૃતિ-૨૪) ભરવાડ કોમમાં કંઈક વિશિષ્ટ જણાય છે. ક્યારેક તો આખી આંગળી ઢંકાઈ જાય તેવડાં અંગુઠિયાં હોય છે. ચાંદીના પતરાંની ભૂંગળી અને ઉપર સુશોભનાર્થે ચાંદીની વીટીઓ તથા ઘૂઘરીઓ ચોડેલાં હોય છે. નખ તરફનો ભાગ વિશેષ અલંકૃત બનાવેલો હોય છે.

*

ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્રમાં ભટકતી જાતિઓનો ઈતિહાસ ખરેખર રસિક છે. ટોળામાં રખડતી ભરવાડ જેવી કોમ, જેનો મોટાભાગ આજે સ્થાયી વસવાટ કરે છે, પરંતુ નજીકના ભૂતકાળમાં આ જાતિ સંપૂર્ણ ભટકતી જાતિઓ માંહેની એક હતી એક અનુમાન એવું છે કે ભરવાડ કોમનો સિંધુ સભ્યતાની પ્રજાઓ સાથે સીધો સંબંધ છે. કદાચ હરપ્પા, મોહન જો દડો અને લોથલના નાશ પછી ત્યાંથી બહાર નીકળી ગયેલી પ્રજાઓમાંની એક જાતિ તે ભરવાડ છે. આ કોમમાં એવા અનેક રિવાજો મળે છે. જેનો તાળો સિંધુ સભ્યતા સાથે મળી રહે છે. ભરવાડો પોતાને યાદવ માને છે. યાદવો ચન્દ્રવંશી છે. પોતાના ઈષ્ટદેવ

તરીકે માતૃકાપૂજા કરતી ભરવાડ કોમ સિંધુ સભ્યતાને મળની માતૃકા સાથે સામ્ય ધરાવે છે. જો કે આ કોમનું સિંધુ સભ્યતા સાથેનું સૌથી મોટું સામ્ય તો તેમના અલંકારોમાં જ છે. ભરવાડણો આજે જે અલંકારો પહેરે છે તેમાંથી ગળાના અને હાથના અલંકારો હડપ્પા, મોહેંજોદડો અને લોથલમાંથી પ્રાપ્ત અલંકારો સાથે ખૂબ મળતા આવે છે. ખાસ કરીને મોહેંજોદડોની કાંસ્ય પ્રતિમાના[1] હાથ ઉપરના અલંકારો ભરવાડ સ્ત્રીઓમાં આજે પણ જોવા મળે છે. હાથ ઉપરનું કડું, કોણીડોડિયા તથા બલોયું પેલી કાંસ્ય પ્રતિમામાં પણ નજરે ચડે છે. લોથલથી પ્રાપ્ત[2] કંઈક જાડી વીંટી અને પતરવેલિયા જેવું કાનનું ઘરેણું ભરવાડણના ફણસ અને પોખાની સાથે સામ્ય ધરાવે છે. પોખાનીમાં આજે જે સાંકળી જોવા મળે છે તે પાછળથી આવેલી છે. આ ઉપરાંત લોથલમાંથી પ્રાપ્ત નેકલેસ[3] અને ભરવાડણની મોહનમાળા વચ્ચે ઝાઝો તફાવત નથી. મોહેં જો દડોના અલંકારોમાં[4] જોવા મળતા ગળાના આભૂષણો નહિવત્ ફેરફાર સાથે ભરવાડણની સાંકળી રૂપે જોઈ શકાય છે. આમ ગુજરાતની બીજી અનેક કોમોનાં અલંકારો કરતાં ભરવાક કોમના અલંકારો સિંધુ સભ્યતા સાથે વિશેષ મળતા જણાય છે.

અલંકારોનો ઉદ્ભવ સ્ત્રી–પુરુષ વચ્ચે આકર્ષણ વધારવાના હેતુથી થયા છે. પરંતુ તેમાં મનુષ્યજાતિનો ઈતિહાસ અને કાળક્રમે તેણે અનુભવેલી લાગણીઓનો પડઘો પણ સચવાયેલો છે. પુરુષ અને પ્રકૃતિ વચ્ચે પરસ્પરના આકર્ષણનું કારણ બનેલા આ અલંકારો ઈતિહાસનાં સાધનો છે અને ઉત્તમ કલાકૃતિઓ પણ છે. અહીં તો માત્ર એની ઊડતી ઝલક જ રજૂ કરી છે-

**પાદટીપ –**

૧. વાસુદેવ શરણ અગ્રવાલ : 'ભારતીય કલા', પૃ ૧૯

૨. એસ. આર. રાવ: 'લોથલ એન્ડ ધ ઈન્ડુસ સીવીલીઝેશન' પ્લેટ xxIx B

૩. એજન, પ્લેટ, xxIxC,

૪. એજન, પ્લેટ, x x x

૫. મારા મિત્ર શ્રી પ્રતાપસિંહ જાડેજાએ આ લેખમાં સૌથી વિશેષ ઉપયોગી એવા ભરવાડ કોમનાં અલંકારોનાં રેખાંકનો દોરી આપ્યાં છે તથા અન્ય માહિતી મુ. શ્રી મણિભાઈ વોરા, શ્રી નરોત્તમ પલાણ તથા શ્રી ગોસ્વામી મોહનપુરીએ પૂરી પાડી છે તે માટે સાભાર નોંધ.

પૃ. ૪૯૩થી ચાલુ]

સામ સામે ભટકાય–પાછા ખસે અને ભટકાય. ખાસ કરીને દિવાળીના દિવસે મેરૈયા મેરાયાં સાથે તે લઈને ગ્રામ કિશોરો ઘરેઘર ફરતા. આજે આવું એ શિલ્પ નજરે ચડતું નથી. આમ ગ્રામજીવનમાંથી આવી ઘણી વસ્તુઓ લુપ્ત થતી જાય છે. આ શિલ્પ મળે તો સંગ્રહાલયમાં સંગ્રહી રાખવા જેવું મને લાગ્યું છે.

ખેતી વિષયક સાધનોમાં પણ પીંજણીવાળું ગાડું કે ગ્રામ કારીગરની કારીગીરીનું ઉત્તમ દૃષ્ટાંત રૂપ છે પણ આજે તે પણ ભાગ્યે કોઈ ગામમાં રહ્યું હશે! ગાડાંની જગ્યાએ આજે રબ્બરના ટાયરવાળાં રેંકડા ઘૂમી રહ્યા છે. આ બધા પરથી કહેવાની વાત આટલી જ કે આ બધા વિકાસ સાથે પ્રાથમિક વસ્તુઓ સંગ્રહી લેવી એ એક અગત્યનું કામ બની રહે છે.

ઉપર વર્ણવેલી વસ્તુઓ અને તે પરનું કોતરકામ કે અંકિત કરેલાં શિલ્પો ફક્ત ગ્રામજીવનને જ વ્યક્ત કરે છે. તેની મૂલવણી અત્યારના વિકાસ સાથે ન જ કરાય! આ કોતરકામમાં વિકસતી જતી સંસ્કૃતિના અને નૈસર્ગિક જીવન જીવતાં માનવોની માનસિક કલ્પનાઓની અભિવ્યક્તિ જોઈ શકાય છે. આવી કોતરણીમાં માનવ પાત્રોના આકારમાં નાક, આંખ કે હાથપગનાં આંગળા તેમની રીતે બતાવે છે. પશુ–પંખીના અલંકારિક આકારોમાં પણ પરિપાટી પ્રમાણે કંડારે છે.

# લોકકલામાં કાષ્ઠશિલ્પ

દેવજીભાઈ વાજા



બ્લૉક નં. ૧ :– માઢિયા પરનું કોતરકામ

આદિકાલથી જ સૌંદર્યવૃદ્ધિ તથા સૌંદર્ય-સૃષ્ટિ તરફ માનવની નૈસર્ગિક ભાવના રહી છે. ચિત્રો અથવા મૂર્તિઓમાં વ્યકત થતા ધાર્મિક વિચારો અથવા સામાજિક ધારણાઓના વિકાસનું અધ્યયન કરવાથી આટલું તો સિદ્ધ થાય છે કે કલાકારોને પ્રાણકારી પ્રેરણા દેનારાવાળી વસ્તુ મૂળભૂત માનવભાવનાઓ જ હતી. આ ગતિવિધિ પ્રાગૈતિહાસિક કાળથી ચાલી આવી છે. અને એના દ્વારા પ્રેરણાત્મક તત્ત્વ હજારો વર્ષો સુધી જીવિત રહીને. પ્રાણી જગતમાં સર્વોચ્ચ જીવ મનુષ્ય કે જેનામાં અસીમ ચિંતન અને કલ્પના-શક્તિ છે, તેના દ્વારા વ્યક્ત થતું રહ્યું છે.

આ રીતે આપણે એ તથ્ય પર ભરોસો કરી શકીએ છીએ કે કલાનો ઉદ્દેશ એવી નિર્મળ અને સરળ અભિવ્યક્તિ માટે જ રહ્યો છે–અથવા કલા દ્વાના રૂપોની માંગ સંતુષ્ટ થતી રહી છે.

સંસારના જુદા જુદા ક્ષેત્રોમાં પ્રાથમિક કલા અનેક અને અલગ રૂપોમાં વિકલ્પ પામી છે. કાષ્ટ અથવા અન્ય માધ્યમોની કોતરણીમાં તે જોવા મળે છે. પછી તે રોજીંદા જીવનનાં રહેઠાણ, દેવસ્થાન કે બાલ-સુલભ રમકડામાં પરિણમી છે. નાની નાની વસ્તુઓને પણ કલાત્મક સ્વરૂપ આપવાની વૃત્તિ માનવ માત્રમાં જોવા મળે છે. આ પ્રવૃત્તિ પાછળ જીવનનું કયું તત્ત્વ કામ કરે છે અથવા માનવ કલાનો વિકાસ શા માટે કરે છે? આ પ્રશ્નનો ઉત્તર તો કોઈ નૃવંશશાસ્ત્રના અભ્યાસીઓ જ આપી શકે. છતાં આટલું તો કહી શકાય કે આ બધી પ્રવૃત્તિ પાછળ જીવનની મૂંઝવણો અને તેમાંથી ઊભી થતી તાણમાંથી છૂટવા કલાનો આશરો માનવ લેતો હોય તેમ માનવાને કારણ મળે છે. અને એટલે જ કલાને 'સ્વાંતસુખાય' કહી છે. એમાંથી માનવ, જીવનના કલેશ ભૂલી ઘડીભર શાંતિ અને આત્મિક સુખ મેળવતો રહ્યો છે.

કલાની પ્રાથમિક બાબતમાં કેટલાક ભ્રમ પણ પ્રવર્તે છે જેનો પ્રતિવાદ થવો ઘટે. સંસારના જુદા જુદા ક્ષેત્રોની મોજણીથી ઉપરનો ભ્રમ લગભગ સ્પષ્ટ થઈ જાય છે કે પ્રાથમિક કલા અને બાલકલાને એક જ સપાટી પર મૂલવવી તે અયોગ્ય છે. અને બીજી એવી ધારણા છે કે પ્રાથમિક કલા મોટે ભાગે ધર્મ અથવા ધાર્મિકક્રિયાઓ સાથે સંબંધ ધરાવે છે. આવી ધારણા પણ બરાબર નથી કારણ કે સંસારના દરેક ક્ષેત્રમાં તેનું અલગ અને સ્વતંત્ર અસ્તિત્વ જોવા મળે છે અને રોજીંદા જીવનમાં આવી કલાનો વ્યવહાર પક્ષ મહત્ત્વપૂર્ણ રહ્યો છે.

આટલી ભૂમિકા પછી એક નિર્ણય ઉપર તો જરૂર આવી શકીએ કે મનુષ્યે કલાની આ પ્રવૃત્તિમાં



બ્લૉક નં. ૨ :- પીંજણીવાળા ગાડાનું ઘડતર ને જડતરકામ

અવિરત વિકાસ સાધ્યા કર્યો છે. મનુષ્યે પથ્થર ઉપર કોતરવાનું શરૂ કર્યું તે પહેલાં તેને સાધનોના અભાવે પોચાં માધ્યમ જેવાં કે માટી, લાકડું વગેરેમાં કોતરવાનું સુગમ પડયું હશે. એનાં એંધાણ ભારતની જ વાત લઈએ તો સારનાથ વગેરે સ્તૂપોની વાડના અવશેષો પરનું કોતરકામ જોતાં તે કાષ્ટ પર કોરેલું હોય તેવું લાગે છે. અનુમાન છે કે સારનાથના સ્તૂપની વાડ તથા કમાન વગેરે પહેલાં કાષ્ટનાં હોવાં જોઈએ અને પછીથી પથ્થર પર કોતરકામ થયું તે મૂળના આધારે જ થયું અને તેથી જ તેનું કામ લાકડા પરના 'હાફ્ રીલિફ્' જેવી કોતરણી લાગે છે. પથ્થર પર કામ હોવા છતાં લાકડા પર હોય તેવો ભાસ થાય છે.



૩ :- માઢિયા પરના વલોણાનું કોતરકામ

આમ માનવની કલ્પના આદિકાળથી ગતિમાન રહી છે. આજે તો હરણફાળે આગળ ધપી રહી છે અને કયાં અટકશે તે કહી શકાય નહિ. પરંતુ સવાલ એ છે કે આ બધા વિકાસ સાથે 'સાપ જાય પણ લીસોટા ભૂસાય ન જાય' તે માટે થયેલા વિકાસનું



બ્લૉક નં. ૪ – માઢિયા પરનું કોતરકામ

પ્રાથમિક સ્વરૂપ સાવ ભૂસાય ન જાય તથી તેને સાચવી, સંગ્રહી રાખવું એ પણ એક અગત્યનું કામ બની રહે છે. આવું કામ આજ નહિ થાય તો ઘણીયે એવી વસ્તુઓ ઝડપથી ભૂંસાતી આવી છે કે પછીથી એનું નામ નિશાન પણ નહિ રહે।

કાષ્ટશિલ્પની વાત લઈએ તો એ ગુજરાત, સૌરાષ્ટ્રમાં જૂના રાજમહાલયો, સામાન્ય રહેણાક મકાનો

તેમજ દેવસ્થાનોમાં તો જોવા મળે છે. તેમાં યે ગુજરાતમાં થયેલું કાષ્ટશિલ્પ શ્રેષ્ટ પ્રકારનું છે. આજે પણ મોટાં શહેરોથી માંડી ગામડાઓનાં મકાનો વગેરેમાં જોવા મળે છે. જ્યારે સૌરાષ્ટ્રમાં પ્રાથમિક કક્ષાનું અને લોકભોગ્ય છે તેથી તેનું મૂલ્ય અને મહત્ત્વ વધી જાય છે. અહીં કાષ્ટશિલ્પની વાત કરવી છે તે પણ સૌરાષ્ટ્રના શહેરી શિલ્પની નહિ પણ ગામડાની લોકભોગ્ય કાષ્ટ શિલ્પ એટલે લાકડાપરની કોતરણીની વાત લેવી છે.

સૌરાષ્ટ્રના લોકજીવનમાં આવા શિલ્પની શોધખોળ કરીએ તો આજે ઘણુંખરું નષ્ટ થતું ચાલ્યું છે. દૃષ્ટાંત તરીકે સૌરાષ્ટ્રના સામાન્ય જીવનમાં રહેણાક ઘરોમાં થતું આવું શિલ્પ લઈએ તો દરેક ઘરમાં બારણા ઉપરના ભાગમાં ઘોડામુખ અને એ ઘોડામુખને ટેકવી એક માઢિયું બનાવાતું જેમાં વચ્ચે ગણપતિ અને ડાબી-જમણી તરફ સુન્દર વેલબુટ્ટા કોતરેલ હોય -કોઈ કોઈ જગ્યાએ માનવ-પાત્રો પણ જોવા મળે છે. આજે હવે આવાં માઢિયા કે ઘોડામુખ મૂકવાનું ધીરે ધીરે ભૂસાતું જાય છે. જે થોડું બચ્યું છે તેના આધારે અહીં આપેલા નમૂના પરથી જાણી શકાશે. આજે મકાનોની બાંધણી બદલાતાં આવું કામ થતું નથી. ઘરના બારણા ઉપર સુન્દર ઘોડામુખ (ઘોરલા) મૂકાતા તે પણ હવે અદૃશ્ય થઈ ગયા છે.



૫ :- મજુસનાં ઘરાં

આ જ રીતે લાકડા પરના કોતરકામમાં લોકજીવનની રોજબરોજની વપરાશની વસ્તુઓ જેવી કે દળવાની ઘંટીનાં થાળાં તેને ઢાંકવાનાં ઢાંકણાથી માંડી મજુસ, પટારા અને છાશ કરવાની રવાઈ વગેરે નાની મોટી દરેક વસ્તુને ગામડાનો કારીગર કોતરણીથી શણગારતો. મજુસની વાત લઈએ તો તેમાં આગલા ભાગમાં ચોવીસથી છત્રીસ ખંડ થતા. દરેક ચોરસ ખંડમાં સુંદર કોતરણી કરેલાં ઘરાં બેસાડવામાં આવતાં જેમાં માનવપાત્રો, પશુ, પંખી વગેરે આકારો અને અલંકારિક ભાતો કોતરવામાં આવતી. જે આજે કોઈ જૂનવાણી ઘરમાં જોવા મળે છે. ગ્રામજીવનમાં પણ આજે મોટા ફેરફાર થઈ રહ્યા છે. મજુસ પટારાનું સ્થાન કબાટોએ લઈ લીધું છે. શહેરીજીવનની સુંવાળપ આ રીતે પ્રવેશી રહી છે એટલે જે કાંઈ બચ્યું છે તે સાચવી-સંગ્રહી લેવું જરૂરી બન્યું છે.



બ્લૉક નં. ૬ :બારણા ઉપરનાં ઘોડામુખ (ઘોરલા)

ગ્રામજીવનમાં આવી નાની મોટી વસ્તુઓમાં ગામડાના કાષ્ટકારીઓએ નાનાવિધ રૂપો સરજ્યાં છે તે ધીમે ધીમે નષ્ટ થતાં જાય છે. બાળસુલભ રમકડાં તો અનેકવિધ રીતે કંડાર્યાં છે. જેને વધુ મહત્ત્વ ભલે ન આપીએ પણ વર્ષો પહેલાં જોયેલું એક શિલ્પ આજે ઘણી તપાસ પછી પણ હાથ લાગ્યું નહિ. બે શિંગલિયા ઘેટા એક પાટલી પર દોરી સંચારથી

[અનુ. પૃ. ૪૯૦





૧– પાપણની સિંધવાઈ માતાની વાવની પત્થરની સમતલ છત જેમાં ગજતાલુની ભાત ઉપસાવેલી છે.

૨– ઉમરેઠના બસો વર્ષ પુરાણા એક મકાનની છતનો ખૂણો.

૩– ઐદોરના ગણપતિના મંદિરની સમતલ છત. ચાર પાંખડીના ફૂલ, નવ ખંડ અને એમાં નૃત્યપૂતળી.

૪– ઉમરેઠના એક મકાનની લાકડાની છત. છાબડી ઉપસાવેલી છે.

## કાષ્ટ શિલ્પ

ડૉ. ગૌદાની



પોરબંદર પાસેના શ્રીનગરના મંદિરમાં કમળ ને કમળની પાંખડીઓવાળી છતનો એક ભાગ.



ઉપર : ગોહિલવાડના સેંદરડા ગામે સૂતરની દોરીથી ગૂંથેલ ખાટલાનું વાણ

નીચે – લાકડાની અઢારમા સૈકાની એક છતનો ભાગ–

# સૌરાષ્ટ્રનું લોકપ્રિય દૈનિક 'ફૂલછાબ' કહે છે કે:

## "લોકસાહિત્યનું સ્પષ્ટ અને નિશ્ચિત સ્વરૂપ આંકતું વૈજ્ઞાનિક વિવરણનું પ્રથમ પુસ્તક શ્રી. જયમલ્લ પરમાર તરફથી ગુજરાતને મળે છે:"

# 'લોક, સાહિત્ય અને સંસ્કૃતિ'

તા. ૧૨–૯–૭૭ના અંકમાં 'પુસ્તક પરિચય'ના કોલમમાં 'ફૂલછાબ' જણાવે છે કે:

"આપણો સાધારણસમાજ ડાયરાઓમાં અપાતા કાર્યક્રમોને લોકસાહિત્ય સમજે છે આપણો શિક્ષિત-સમાજ લોકગીતો ને લોકવારતાઓને લોકસાહિત્ય સમજે છે. શિક્ષણના ઉચ્ચ સ્તરે પણ દેશી–પરદેશી વિદ્વાનોના વિસંવાદી અને વિરોધાભાસી અભિપ્રાયોની અટવીમાં લોકસાહિત્યનાં સમજ અને સ્વરૂપ ગૂંગળાયા કર્યાં છે. લોકસાહિત્યની એવી અસ્પષ્ટ, અવળીસવળી ને વિસંવાદી સમજણોમાંથી પરસ્પર વિરોધી વિધાનો અને ગૂંચવાડાઓમાંથી શ્રી જયમલ્લભાઈ પરમાર સર્વ પ્રથમ આ પુસ્તકમાં લોકસાહિત્યનું સ્પષ્ટ અને નિશ્ચિત સ્વરૂપ આંકી બતાવે છે.

"લોકસાહિત્યના સ્પષ્ટ અને નિશ્ચિત સ્વરૂપની એમની આખી ભૂમિકા સાંસ્કૃતિક છે. લોકસાહિત્યને તેઓ જીવંત પ્રજાનો સાંસ્કૃતિક વારસો સમજે છે, કોઈ મૃત–પ્રજાનું સંસ્કૃત કે અસંસ્કૃત ઉચ્ચારણ નહિ. જેવી લોકસાહિત્ય અંગે એવી જ 'લોક' અને લોકસંસ્કૃતિના શબ્દ અને એના અર્થ અંગે અસ્પષ્ટતા અને અનિશ્ચિતતા પ્રવર્તે છે. શ્રી. જયમલ્લભાઈ પ્રાક્‌વેદકાલીન 'લોક' થી માંડીને આજના રાષ્ટ્રની શક્તિ, સત્તા અને સુરક્ષા સુધી વ્યાપી રહેલા 'લોક'ના યથાર્થ સ્વરૂપનું વિવરણ 'લોક' અને 'શિષ્ટ'ની બે સમાંતરે વહી આવતી પરિપાટીની તુલના સાથે કરી આપે છે. 'લોક' અને શિષ્ટ' વચ્ચેનો ભેદ કોઈ અસંસ્કૃત, ગમાર, કે અશિષ્ટપણાનો નહિ પણ પ્રગતિ વિકાસ કે ગુણોના અંશોનો જ રહેતો આવ્યાનું પ્રતિપાદન તેમણે આ પુસ્તકમાં કર્યું છે.

"લોકસાહિત્યના સંશોધન–સંપાદન કે લેખન-પ્રકાશનના હેમચંદ્રાચાર્યથી માંડીને ઝવેરચંદ મેઘાણી સુધીના લોકસાહિત્યના ગુજરાતના વારસાની ભૂમિકા ઉપર પશ્ચિમના વિદ્વાનોએ નક્કી કરેલા લોકસાહિત્યનાં સ્વરૂપોની આ પુસ્તકમાં વિસ્તૃત અને વૈજ્ઞાનિક સમીક્ષા કરીને આપણી લોકસંસ્કૃતિ અને આપણા લોકસાહિત્યનાં નિરાળાં ને વિશિષ્ટ સ્વરૂપો ને એનાં લક્ષણોનું તલસ્પર્શી વિવરણ આ પુસ્તકમાં કરેલું છે. એ રીતે લોકસંસ્કૃતિ અને લોકસાહિત્યના ઉદ્‌ભવ, વિકાસ, વ્યાખ્યા અને તેનાં સ્વરૂપોનું સાહિત્યિક અને શૈક્ષણિક ગુણવત્તાવાળું ગુજરાતમાં આ સર્વ પ્રથમ પુસ્તક છે.

"૧૯૩૦ના સ્વાતંત્ર્ય-સંગ્રામથી શ્રી જયમલભાઈ પ્રત્યેક પ્રવૃત્તિ રચનાત્મક, સામાજિક અને સાંસ્કૃતિક ઉત્થાનની દૃષ્ટિએ કરતા આવ્યા છે, પણ એમનો સાધના–ધર્મ તો લોકસાહિત્ય જ રહેતું આવ્યું છે. પોતે લોકસંસ્કારના જીવ છે અને લોકસંસ્કૃતિને એમની તમામ પ્રવૃત્તિ દ્વારા લોકોમાં ચરિતાર્થ કરવાના એમના પ્રયાસો છેલ્લાં ૪૦ (ચાલીસ) વર્ષથી રહેતા આવ્યા છે. એટલે એમણે લોકસાહિત્યનું સંશોધન–સંપાદન કે લેખન–પ્રકાશન જ નહિ પણ લોકસાહિત્યના સજીવ સ્વરૂપને અર્ધી સદીથી તેઓ ઉપાસતા આવ્યા છે.

"લોકસંસ્કૃતિના માનવીય વિકાસના ઉત્તમ અંશોનું લોકજીવનમાં સંસ્થાપન કરવાના કાર્યને તેઓ લોકસાહિત્યની સાચી ઉપાસના માને છે. અને લોકસાહિત્યનો અભ્યાસ એના અન્વયે થવો જોઈએ કે જેથી તે પુસ્તકિયા ન બનતાં માનવીય બને એમ

તેઓ માને છે. એની એમની ૪૦ વર્ષની લોકસાહિત્ય દ્વારા લોકોત્થાન કરવાની પ્રવૃત્તિનો સંક્ષેપમાં પણ સીલસીલાબંધ રોચક અને રસાળ ચિતાર આ પુસ્તકના પ્રારંભમાં અપાયો છે. આ રીતે શ્રી. જયમલ્લભાઈએ અનુભવના અધિકારપૂર્વક લોકસાહિત્યની નિર્ભિક આલોચના કરી છે.

"લોકસાહિત્યના ડાયરાઓમાં લોકસાહિત્યને નામે રજૂ થતા મનોરંજનની, લોકજીવનના આરાધ્ય-દેવો એવા જતી, સતી, સંતો, ભક્તો, અને શૂરા-પૂરાની આજે ઊતરી રહેલી કિંમોની તથા ઈતિહાસને નામે લોકસાહિત્યમાં ચાલી રહેલી ભેળસેળની આજની સ્થિતિની તેમણે સૂક્ષ્મ આલોચના કરી છે. પંડિતોને પણ પડકારી પડકારીને તેમણે લોકગીતો, લોકવારતાઓ અને લોકકવિ કોને કહેવા અને કોને ન કહેવા એની તાત્વિક છણાવટ કરી છે. પણ એમનો અભિગમ સંપૂર્ણ ઔચિત્યપૂર્ણ અને સદ્ભાવ ભર્યો રહ્યો છે.

"આ ગ્રંથમાં લોક', 'લોકસાહિત્ય', 'લોસંસ્કૃતિ અને સભ્યતા (Folk, Folk leterature, Folk culture and Civilizeticn) ના પ્રગટ ભેદ બતાવીને ભારતીય સંસ્કૃતિનું સમન્વયકારી અને ઉદાત્ત સ્વરૂપ તેમણે આલેખ્યું છે. સત્યનો અને સૌંદર્યનો સાક્ષાત્કાર જેટલો શિક્ષિત અને શિષ્ટોને થાય એટલો જ 'અશિક્ષિતો' અને 'લોકો'ને થાય એનાં દૃષ્ટાંતો સાથે તુલનાત્મક અન્વેષણ આપીને લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિનો મર્મગામી પરિચય આપ્યો છે. "આવું વૈજ્ઞાનિકરીતે વિવરણ પામેલું સાહિત્યિક અને શૈક્ષણિક અગત્ય ધરાવતું આ કોટિનું આ પહેલું જ પુસ્તક છે. આ પુસ્તક પછી કોઈને એમ કહેવાપણું નહિ રહે કે ગુજરાતમાં લોકસંસ્કૃતિ અને લોકસાહિત્યને સમજવા સારુ વેરવિખેર લેખો સિવાય એકે પુસ્તક જ નથી. ઈતર ભાષાભાષીને પણ એમ કહેવાની વેળા નહિ રહે કે ગુજરાતમાં લોક-સાહિત્ય અને લોકસંસ્કૃતિને સમજવા માટે વૈજ્ઞાનિક વિચારણાવાળું એકે ય સાહિત્યિક સાધન નથી.

"સ્વ. શ્રી. મેઘાણીભાઈએ સ્થાપેલી પરંપરાને શ્રી. જયમલ્લભાઈએ રચનાત્મક, મૌલિક અને સમન્વયકારી દૃષ્ટિથી અનેક સ્વરૂપે ચરિતાર્થ કરતા રહીને રાજમાર્ગનું રૂપ આપ્યું છે. લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિ સમજવા માટે આ પુસ્તક માર્ગદર્શક બની રહેશે. લોકોત્થાન માટે લોકસાહિત્યમાં રસ લેનારા માટે આ પુસ્તક પ્રોત્સાહક બની રહેશે ને લોકસાહિત્યના વિદ્યાર્થી માટે પાયાના સિદ્ધાંતોનું, સાફ દૃષ્ટિનું અભ્યાસનું ભાથું બની રહેશે.

"હવે પછી શ્રી. જયમલ્લભાઈ લોકસાહિત્યના વિવિધ અંશો અને વિવિધ અંગોની આલોચના પોતાના સમૃદ્ધ અનુભવ અને ઊંડા અભ્યાસ વડે આપતા રહે, જેથી ગુજરાતનો લોકસંસ્કૃતિ અને લોકસાહિત્યનો ગૌરવભર્યો વારસો સમજવો વધુ સરળ પડે અને આંતરપ્રાંતીય આદર–આવકાર પામે"
('ફૂલછાબ') તા.૧૨–૯–૭૭)

લોક, સાહિત્ય અને સંસ્કૃતિ મૂ. વીસ રૂપિયા : લેખક : જયમલ્લ પરમાર : ઊર્મિનવ-રચના, ૧૩, જાગનાથ પ્લોટ: રાજકોટ ૩૬૦૦૦૧

---

## 'ઊર્મિનવરચના'ના ૧૨ વિક્રમશીલ વિશેષાંકો

| | |
|---|---|
| ૧૯૬૭ – લોકવારતા અંક (અપ્રાપ્ય) | ૧૯૭૨ – લોકસાહિત્યમાં નદી રૂ. ૫–૦૦ |
| ૧૯૬૮ – લોકસાહિત્ય અંક (અપ્રાપ્ય) | ૧૯૭૨ – મેઘાણીસ્મૃતિ અંક રૂ. ૨–૦૦ |
| ૧૯૬૯ – લોકસાહિત્યમાં સિંહ રૂ. ૫–૦૦ | ૧૯૭૩ – ધર્મસાધના અંક રૂ. ૬–૦૦ |
| ૧૯૭૦ – લોકસાહિત્યમાં અશ્વ (અપ્રાપ્ય) | ૧૯૭૪ – લોકસાહિત્યમાં પક્ષીઓ રૂ. ૫–૦૦ |
| ૧૯૭૦ – ગુજ. સા. પ, અધિવેશન અંક | ૧૯૭૫ – ખાંભી અને પાળિયા રૂ. ૧૦–૦૦ |
| ૧૯૭૧ – લોકસાહિત્યમાં નારી (અપ્રાપ્ય) | ૧૯૭૭ – ભરત અને કંડાર રૂ. ૧૦–૦૦ |

 29067

# જયમલ્લ પરમારનાં ૫૫ પ્રકાશનો

**લોકસાહિત્યનું વૈજ્ઞાનિક નિરૂપણ**

૧. આપણી લોકસંસ્કૃતિ (બીજી આવૃતિ)
૨. લોક, સાહિત્ય અને સંસ્કૃતિ (પુસ્તક પહેલું)

**લોકવારતા-સંગ્રહ**

૧, ધરતીની અમીરાત
૨. દેશદેશની લોકકથાઓ ભાગ ૧-૨
૩. પરીકથાઓ ભાગ ૧-૨
૪, રૂપકથાઓ ભાગ ૧
(છેલ્લા ત્રણેય પુસ્તકની બીજી આવૃત્તિ)

**લોકકથા ગ્રંથાવલિ** (વર્ષ પહેલું)
(દરેકની ચોથી આવૃત્તિ)

૧. ગૌડ બંગાળની વાતો ભાગ-૧
૨. ગૌડ બંગાળની વાતો ભાગ-૨
૩. બુંદેલખંડની વાતો
૪. કાઠયાવાડની વાતો
૫. રાજસ્થાનની વાતો
૬. પંજાબની વાતો

**લોકકથા ગ્રંથાવલિ** (વર્ષ બીજું)
(દરેકની ચોથી આવૃત્તિ)

૧. ચૌબોલા રાણી
૨. દોલતપૂરી
૩. સોનાપદમણી
૪. નાગકુમારી
૫. નીલમણિ
૬. ફૂલવંતી

**લોકકથા ગ્રંથાવલિ** (વર્ષ ત્રીજું)
(દરેકની ચોથી આવૃત્તિ)

૧. ચાતુરીની વાતો
૨. ગંડુરાજા
૩. કાગરાણી
૪. પાકો પંડિત

**નવલકથા**

૧. ખંડિત કલેવરો (બીજી આવૃત્તિ)
૨. અણખૂટ ધારા (ત્રીજી આવૃત્તિ)
૩. કદમ કદમ બઢાયેજા
૪. ધરતીનો સાદ

**નાટક**

૧. ભૂદાન (ત્રિઅંકી)
૨. ઉકરડાનાં ફૂલ (એકાંકી)

**પ્રકૃતિ-વિજ્ઞાન**

૧. ગગનને ગોખે (બીજી આવૃત્તિ)
૨. આકાશ પોથી (બીજી આવૃત્તિ)
૩. આપણે આંગણે ઊડનારાં (બીજી આવૃત્તિ)

**સંપાદન**

૧. ઝવેરચંદ મેઘાણી (સ્મરણાંજલિ)

**જીવન-ચરિત્ર**

૧. જીવન-શિલ્પીઓ (બીજી આવૃત્તિ)
૨. આચાર્ય પ્રફુલ્લચંદ્ર
૩. સુભાષના સેનાનીઓ (ત્રીજી આવૃત્તિ)
૪. શાહનવાઝની સંગાથે (ત્રીજી આવૃત્તિ)

**અનુવાદ**

૧, સરહદપાર સુભાષ (ચોથી આવૃત્તિ)

**કટાક્ષવાણી**

૧. સાંબેલાં (ત્રીજી આવૃત્તિ)
૨. અમથી ડોશીની અવળવાણી

**પક્ષી-પરિચય ગ્રંથાવલિ** (ત્રીજી આવૃત્તિ)

૧. આંગણાનાં શણગાર
૨. ઊડતાં ભંગી
૩. વગડાંનાં વસનારાં
૪. રૂપરૂપના અંબાર
૫. કંઠે સોહામણાં
૬. પ્રેમી પંખીડાં

**શેખચલ્લી ગ્રંથાવલિ**

૧. નૌમારખાં
૨. અજગરના મોંમાં
૩. રેશમિયાના દેશમાં
૪. કુંવર પીપુજી

**નશાબંધી-ગ્રંથાવલિ**

૧. ગંગાવતરણ
૨. ઝાઝા હાથ રળિયામણા
૩. નશાબંધીથી નવાં જીવન
૪. કથા ઋને કહાની

# રૂા.૩૨૦૦ રોકો રૂા.૮૫૦૦ મેળવો



## રાષ્ટ્રીય બચત વર્ષાસન પ્રમાણપત્ર

(નેશનલ સેવિંગ્ઝ એન્યુઇટી સર્ટિફિકેટ)
ખરીદો આજે જ રૂા. ૩૨૦૦ રોકો અને નીચે
જણાવેલા વિવિધ લાભો મેળવો :–

- પાંચ વર્ષ બાદ ૮૪ મહિના સુધી પ્રતિ માસ રૂા. ૫૦ (એટલે કે કુલ રૂા. ૪૨૦૦)
- ત્યારબાદ આપના રોકેલા રૂા. ૩૨૦૦ પરત
- અને વધારામાં બોનસના રૂા. ૧૧૨૦

વધુ વિગતો માટે :
નજીકની પોસ્ટ ઓફિસ, જીલ્લા બચત અધિકારી અથવા કલેકટર કચેરીનો સંપર્ક સાધો.

**બચત: વ્યક્તિગત જરૂરિયાત–રાષ્ટ્રીય ફરજ**

(માહિતી ગુજ-૭૭)

